# નિવેદન

જીવનચરિત્રનો સ્વતંત્ર સાહિત્યપ્રકાર લેખે વિકાસ તો નાટક, નવલકથા, નવલિકા, નિબંધ જેવા સાહિત્યપ્રકારોની જેમ અને સાથે ગુજરાતી સાહિત્યના અર્વાચીન યુગમાં થયો છે. મને એમ લાગ્યું કે ગુજરાતી ચરિત્ર-વાઙ્મયનો ઐતિહાસિક વિકાસ દર્શાવી તેનું મૂલ્યાંકન કરવું એ ગુજરાતી ચરિત્રવાઙ્મયનો અત્યાર સુધીનો વિકાસ જોતાં એક જરૂરી સાહિત્યકાર્ય છે.

આવા વિષયમાં અભ્યાસ માટેની પાયાની સામગ્રી તો છેલ્લા નવ દાયકાના ગુજરાતી ચરિત્ર-ગ્રંથો જ છે. આવા સાહિત્યનો મોટો ભાગ પુનર્મુદ્રિત થયેલો નહિ હોવાથી હાલ એ અપ્રાપ્ય છે અને વિસરાઈ ગયો છે. આ અભ્યાસ માટે અનેક પુસ્તકાલયો અને સંસ્થાઓ ઉપરાન્ત વિશેષતઃ 'ગુજરાત વિદ્યાપીઠ'નો 'પ્રાદેશિક કોપીરાઈટ ગ્રંથસંગ્રહ' મારે માટે અતિ મહત્ત્વનું એક અવલંબન બની ગયો હતો.

જીવનચરિત્રમાં આત્મચરિત્ર આવી જ જાય. ગુજરાતી ચરિત્રસાહિત્યના મૂલ્યાંકન માટે જીવનચરિત્ર અને આત્મચરિત્રની સાહિત્યપ્રકાર તરીકેની આવશ્યકતાઓ અને તેમનાં કલાસ્વરૂપનાં જ્ઞાન અનિવાર્યપણે આવશ્યક છે. આ કારણથી મેં જીવનચરિત્રના અને આત્મચરિત્રના કલાસ્વરૂપને એક એક પ્રકરણ આપ્યું છે. ગુજરાતી ચરિત્રસાહિત્યનો વિકાસ અર્વાચીન યુગમાં થયેલો હોવાથી સ્વાભાવિક રીતે જ ચરિત્રલેખનના પશ્ચિમના આદર્શનો તેના ઉપર પ્રભાવ પડેલો છે. આ માટે પશ્ચિમના શિષ્ટમાન્ય ચરિત્રગ્રંથોનો, તેમનાં સાહિત્યસ્વરૂપ અને કલાવિધાનનો, તેમ જ પશ્ચિમમાં સાહિત્યપ્રકાર લેખે જીવનચરિત્રના વિકાસનો મારે મારા આ અભ્યાસ માટે પૂર્વતૈયારી રૂપે અભ્યાસ કરવો પડ્યો છે. એને પરિણામે જ હું જીવનચરિત્ર તથા આત્મ-ચરિત્રના સાહિત્યસ્વરૂપની ચર્ચાવિચારણા કરી શક્યો છું. તે પછીનાં પ્રકરણોમાં ગુજરાતી જીવનચરિત્ર અને આત્મચરિત્રના સાહિત્યનું ઐતિહાસિક દિગ્દર્શન તથા મૂલ્યાંકન કર્યું છે. રેખાચિત્રો, જીવનરેખા, સંસ્મરણો, રોજનીશી, પત્રો ઇત્યાદિની ચરિત્રોપકારકતાની દૃષ્ટિએ અછડતી વિચારણા ત્યાર પછીનાં પ્રકરણમાં મેં કરી છે.

આ અભ્યાસ દરમ્યાન વાચન, વિચારણા, તથા લેખનમાં કીમતી સલાહસૂચનનો આપી મને સતત ઉપયોગી માર્ગદર્શન આપનાર મારા

અધ્યાપક શ્રી અનંતરાય મ. રાવળનો હું હૃદયથી ઋણી છું. તે ઉપરાન્ત પ્રકાશક શ્રી છોટુભાઈ અનડા, મારા મિત્રો—પ્રા. રતિલાલ સાં. નાયક, ડૉ. પુરુષોત્તમ કે. પટેલ, પ્રા. ડૉ. જયદેવ શુકલ, તેમ જ આ ગ્રંથનાં લખાણ યથાપ્રસંગ પ્રગટ કરવા બદલ 'સ્વાધ્યાય'ના તંત્રી પ્રા. ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા, 'અભ્યાસ'ના તંત્રી આચાર્યશ્રી પુરુષોત્તમ ગણેશ માવળંકર, અને 'વિદ્યાપીઠ', 'પરબ', 'કુમાર', 'નવચેતન' વગેરેના તંત્રીઓ-સંપાદકો એ સર્વનો હું અંતઃકરણપૂર્વક આભારી છું.

ઉપેન્દ્ર ર. ભટ્ટ

# અનુક્રમણિકા

પ્રકરણ પહેલું

# જીવનચરિત્રનું સાહિત્યસ્વરૂપ

## ૧. પ્રાસ્તાવિક

ગુજરાતી ચરિત્ર-કૃતિઓ વિશે વાત કરતાં પહેલાં તથા તેનું મૂલ્યાંકન કરવાનો પ્રયાસ કરતાં પહેલાં સાહિત્ય-પ્રકાર તરીકે જીવનચરિત્રની વિશિષ્ટતાઓ તથા જરૂરિયાતોનો સ્પષ્ટ ખ્યાલ મેળવી લેવો અનિવાર્ય અગત્યનો છે. ઉત્તમ ચરિત્રગ્રંથો પાસે શી શી અપેક્ષા રખાય એ જાણીએ તો ચરિત્ર-સાહિત્યનું મૂલ્યાંકન કરવાનો માનદંડ આપણને મળે.

સાહિત્યનો વિષય છે જીવન. જીવન એટલે માનવીનું જીવન. જગતના પદાર્થો અને ઘટનાઓ મનુષ્યના ચિત્તમાં જે પ્રત્યાઘાતો અને સંવેદનો ઊભાં કરે, એથી પ્રેરાઈ મનુષ્ય જે રીતે વર્તે એ બધું જીવન થયું. બધું સાહિત્ય તત્ત્વમાં આ કારણે માનવજીવનની સમીક્ષા—criticism of life બને છે. સામાન્ય રીતે સર્વ પ્રકારના સાહિત્યમાં માનવજીવનનું અધ્યયન અંતર્નિહિત હોય છે. એમાં જીવનનું દર્શન, નિરૂપણ તથા વિવેચન પરોક્ષ રીતે અથવા કલ્પનાથી જ થતું હોય છે. નાટક, નવલકથા, નવલિકા (ખંડકથા) વગેરે આવા સાહિત્યપ્રકારો છે. જીવનચરિત્રનો સાહિત્યપ્રકાર તેમનાથી જુદી જાતનો છે. આગળ જણાવેલા સાહિત્યપ્રકારોમાં કલ્પિત માનવીઓની સંસારલીલાનું નિરૂપણ થતું હોય છે, જ્યારે જીવનચરિત્રમાં સાચાં, અમુક સ્થળકાળમાં જીવી ગયેલાં ચોક્કસ માનવીઓની જીવનલીલાનું નિરૂપણ કરવામાં આવે છે. જીવન-ચરિત્રમાં અને આત્મચરિત્ર પણ જીવનચરિત્રનો જ પ્રકાર હોવાથી એમાં પણ જીવન કશા ઢોળ વગર એટલે કે કશા વ્યવધાન વિના સીધું તેના વાસ્તવિક રૂપમાં રજૂ થાય છે.

કોઈ પણ કલાસ્વરૂપની સંતોષકારક વ્યાખ્યા આપવી એ મુશ્કેલ કાર્ય છે. જીવનચરિત્રનું પણ તેમ જ છે; પણ તેથી તેની વ્યાખ્યા આપવી એ નિરુપયોગી કે અનાવશ્યક ગણી એમ કરવાનો પ્રયાસ પડતો ન મૂકી શકાય. છેક પ્રાચીન કાળથી ભારતીય સાહિત્યમાં 'ચરિત્ર' કે 'ચરિત' શબ્દ એક-બીજાના પર્યાય તરીકે પ્રચલિત છે. વૃત્ત કે આચરણ, શીલ, જીવનવૃત્તાંત વગેરે અર્થમાં આપણે ત્યાં એ પ્રયોજાય છે. 'હર્ષચરિત' અને 'વિક્રમાંકદેવચરિત'

ઉપર ચર્ચવામાં આવેલી ચરિત્રની સામાન્ય લાક્ષણિકતાઓ તથા તેનો ઉદ્દેશ ધ્યાનમાં રાખી આપણે નિશ્ચિતપણે આટલું તારવી, ચરિત્રની આવી લક્ષણબંધી કરી શકીએ : (જીવનચરિત્ર એટલે વ્યક્તિના જીવન અને વ્યક્તિત્વનું તેના બાહ્યાંતર વિકાસ અને સિદ્ધિ અસિદ્ધિ સાથે તેના જ યુગની પશ્ચાદ્‌ભૂમિકા ઉપર, સાહિત્ય બની શકે એવી શૈલી વડે કરાયેલું કલાયુક્ત જીવંત ચિત્રણ.)

### ૩. પ્રેરક હેતુઓ અને વૃત્તિઓ

જીવનચરિત્રના લેખનને પ્રેરતી વૃત્તિ કે દૃષ્ટિ કે ભાવના શી હશે? મનુષ્યના સ્વભાવમાં જ **વીરપૂજાની સાહજિક વૃત્તિ** રહેલી છે. દરેક જમાનામાં માનવીએ પોતાના સમૂહની વિશિષ્ટ વ્યક્તિનાં ગુણ અને પરાક્રમને તેના જીવનકાળ દરમ્યાન અને તે પછી પણ વંદ્યાં અને બિરદાવ્યાં છે. આ વૃત્તિ માનવીની પ્રગતિના ઇતિહાસમાં ભિન્ન ભિન્ન સ્વરૂપે મૂર્ત થયાં કરી છે. સ્કંદગુપ્તના ગિરનારના શિલાલેખ જેવા શિલાલેખોમાં રાજાઓના યુદ્ધવિજયો અને પરાક્રમોનાં ગુણગાન થતાં. વીરોનાં પરાક્રમોનાં સ્મરણાર્થે તેમનાં પરાક્રમનાં સ્થાનોએ ઊભી કરાયેલી ખાંભીઓ કે પાળિયા પણ લોકોની વીરપૂજાની વૃત્તિની જ નીપજ છે. મોટા વિજયોનું સ્મરણ અમર કરવા કીર્તિસ્થંભ પણ ચણાવવામાં આવતા. વ્યક્તિવિશેષનાં તૈલચિત્રો અને પ્રતિમાઓનાં અનાવરણ-વિધિ, જન્મદિવસ કે નિર્વાણદિનના સમારંભો, શતાબ્દી-ઉત્સવો, વનપ્રવેશ અને ષષ્ટિપૂર્તિ વગેરેની ઉજવણીઓ — આ બધા પણ વીરપૂજાના જ વિવિધ પ્રકાર છે.

માનવીની ભાષામાં પણ આ વીરપૂજા જમાને જમાને અભિવ્યક્ત થયાં કરી છે. આપણે ત્યાં ભાટચારણો વીરોનાં પ્રશસ્તિગાન કવિતારૂપે ગાતા. ચંદ બિરદાઈનો 'પૃથ્વીરાજ-રાસો' જાણીતી કૃતિ છે. ધ્યાન ખેંચે તેવા બનાવોને વર્ણવતા રાસડા કાઠિયાવાડમાં બહુ ગવાતા. વીરોની વાતો કહી ગઢવીઓ અનેક ડાયરા ડોલાવતા. રાવણહથ્થો વગાડતા ભરથરીઓ વીરપ્રશસ્તિઓ લલકારતા. ધીરોદાત્ત નાયકના ભવ્ય જીવન અને કાર્યને વર્ણવતાં વીરરસપ્રધાન ઐતિહાસિક કાવ્યો જગતના અનેક દેશોની સાંસ્કૃતિક મૂડી છે. આજે પણ એટલા જ રસથી લોકોમાં વાલ્મીકિનું 'રામાયણ,' વ્યાસનું 'મહાભારત,' હોમરનાં 'ઇલિયડ' અને 'ઓડેસી,' રોમ દેશનું 'ઈનીડ' અને ફિરદૌસીનું 'શાહનામું' વંચાય છે. વીરોનાં ગુણગાન ગાવાં એ જ પ્રયોજનથી મધ્યકાળમાં આપણે ત્યાં શ્રીધરે 'રણમલ છંદ,' પદ્મનાભે 'કાન્હડદે પ્રબંધ' અને લાવણ્ય-સમયે 'વિમલ પ્રબંધ'ની રચના કરી છે. જીવનચરિત્ર આ જ વૃત્તિમાંથી —

વિશિષ્ટ વ્યક્તિની પ્રશસ્તિની વૃત્તિમાંથી જન્મેલો સાહિત્યપ્રકાર છે. એ સુજનોનાં જીવનસંભારણાંને સંઘરી અને સાચવી તેમને વિસરાઈ જતાં અટકાવે છે.

માનવીના સૌથી વિશેષ આકર્ષણ, અને **અધ્યયનનું કેન્દ્ર માનવ-જીવન** જ હોય છે, હોય એ સ્વાભાવિક પણ છે. પ્રાચીન કાળથી મનુષ્યે અસાધારણ જણાતી વ્યક્તિઓ વિશે રસ અને જિજ્ઞાસા દાખવ્યાં છે. વિશ્વસ્રષ્ટાનાં વિશિષ્ટ સર્જન જેવી વ્યક્તિઓ માનવી તરીકે, એના રોજિંદા વ્યવહારમાં કેવી હતી, એમનાં બાળપણ, જુવાની અને વાર્ધક્ય કેવાં વીતેલાં, કઈ રીતે એ આગળ વધેલી, શી શી મુશ્કેલીઓ એમને નડી અને તેમણે તે કેવી રીતે પાર કરી, એમની લાક્ષણિક ટેવો કેવી હતી — એ બધું જાણવાની, એ મહાપુરુષો વિશે 'કિમ્ આસીત, વ્રજેત કિમ્' જેવી જિજ્ઞાસા માનવીને સ્વાભાવિક રીતે જ થાય છે. જીવનચરિત્ર એ કુતૂહલને સંતોષવાની પ્રવૃત્તિ કરતો સાહિત્યપ્રકાર છે.

માનવીને **અન્યના જીવન-અનુભવમાંથી બોધ** લેવો પણ ગમતો હોય છે. જીવનચરિત્રનો આલેખક ચરિત્રનાયકની જીવનકથા દ્વારા તેનો સંદેશ કે બોધ આપવા પણ ઘણી વાર ઇચ્છતો હોય છે. મહાપુરુષોની આવી જીવનકથાઓ વાચકોને પ્રેરક બની, તેમની જીવનયાત્રામાં પથદર્શક બને છે એટલું જ નહિ, પણ 'આપણે પણ આપણાં જીવન એવાં જ ઉન્નત બનાવી શકીએ' એવી શ્રદ્ધા એમનાં અંતરમાં ભરે છે.

ચરિત્રલેખનને પ્રેરતા એક બીજા ઉદ્દેશની પણ વાત અહીં કરવી જોઈએ. **સ્વજનો પ્રત્યેનો સ્નેહ-આદર** સ્વજનોને તેમનાં ચરિત્રકાર બનાવતો હોય છે. સ્વજનો તરફની મમતાથી આ રીતે પશ્ચિમના દેશોમાં વિધવાઓએ પોતાના પતિનાં ચરિત્રો લખ્યાં છે તથા બીજાઓએ કૌટુંબિક ચરિત્રો રચ્યાં છે. સગાસંબંધીઓ પ્રત્યેનાં સ્નેહ અને આદરથી પ્રેરાઈ ગુજરાતી સાહિત્યમાં પણ કૌટુંબિક ચરિત્રો ઠીક સંખ્યામાં લખાયાં છે. મહીપતરામ નીલકંઠકૃત તેમનાં પત્નીનું ચરિત્ર 'પાર્વતીકુંવર આખ્યાન' (૧૮૮૧), કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટિયાએ રચેલું તેમના પિતાનું 'ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત' (૧૮૮૯), પોપટલાલ પ્રભુરામ વૈદ્યે લખેલું તેમનાં પત્નીનું ચરિત્ર 'જયાકુંવર' (૧૮૯૬), ગોવર્ધનરામ ત્રિપાઠીનું તેમની દીકરીનું ચરિત્ર 'લીલાવતી જીવનકલા' (૧૯૦૫), કાન્તિલાલ છગનલાલ પંડ્યાએ લખેલું તેમના મામાનું ચરિત્ર 'શ્રીયુત ગોવર્ધનરામ' (૧૯૧૦), વિનાયક નંદશંકર મહેતાનું 'નંદશંકર જીવનચિત્ર' (૧૯૧૬), કવિશ્રી ન્હાનાલાલકૃત 'કવીશ્વર

દલપતરામ' (૧૯૩૩-૪૧) એવાં આપણે ત્યાંનાં ઉદાહરણ છે. રાજકુટુંબો અને શ્રીમંતો પૂર્વજો અને સ્વજનોનાં ચરિત્રો પૈસા આપી કોઈની પાસે તેમનાં અથવા પોતાનાં નામે લખાવે છે તેમાં પણ સ્નેહ, કુળગૌરવ કે તર્પણની ભાવના કામ કરતી હોય છે.

આ ઉપરથી ફલિત એ થાય છે કે એનાં જીવન અને જીવનકાર્યની વિશિષ્ટતાને લીધે લોકોનાં પ્રીત અને આદર પ્રાપ્ત કરનાર અસામાન્ય વ્યક્તિ જ ચરિત્રગ્રન્થની અધિકારી બને છે; પણ છેક આમ નથી. કાકા કાલેલકરે સાચું જ કહ્યું છે: "જીવનકથા તો અસામાન્ય લોકોત્તર માણસની જ લખાય એમ સામાન્યપણે મનાતું. જ્યાં સુધી વીરપૂજાની ભાવના અને અદ્‌ભુત રસનો સ્વાદ લોકોમાં પ્રધાનતા ભોગવતાં રહ્યાં ત્યાં સુધી ઉપલી માન્યતા કાયમ રહી. ત્યાર પછી લોકોમાં અદ્‌ભુત રસને ઠેકાણે જીવનરસ જાગ્યો અને વીરપૂજાને ઠેકાણે માનવતા પૂજાવા લાગી, ત્યારે સામાન્ય માણસના જીવનમાં પણ લેખકોને અને વાચકોને રસ પેદા થવા લાગ્યો. અસામાન્ય વ્યક્તિઓ વિશેની ભક્તિ અને એમના જીવનપ્રસંગો વિશેનું કુતૂહલ તો કોઈ કાળે ઓછાં થવાનાં નથી જ. એટલે હવે બંને જાતની જીવનકથાઓ આપણને મળવા લાગી છે".[૧] હવે રસ માનવીના માનસમાં, તેનું હતું તેવા જીવનમાં છે એટલે ગમે તે વ્યક્તિની, સામાન્ય અને નાના માનવીની પણ જીવનકથા લખી શકાય. માત્ર એના જીવનમાં લેખકને અને વાચકને રસ પડે એવું કશુંક હોવું જોઈએ, અને લેખકને કલાથી એ લખતાં આવડવું જોઈએ.

### ૪. ચરિત્ર અને ઇતિહાસ

જીવનચરિત્ર ઇતિહાસ છે, કારણ કે તેમાં કોઈ વ્યક્તિવિશેષના જીવનનું વૃત્તાંત આપવામાં આવે છે. જીવનચરિત્રની કાલસીમા નાયકના જન્મ અને મરણ એમ બે બિન્દુઓથી મર્યાદિત બને છે. ઇતિહાસનું ફલક એથી વિશાળ હોય છે; કારણ કે તે અનેક વ્યક્તિઓ, અનેક વંશો અને અનેક સૈકાઓની કથા કહેતો ઓછો હોય છે એટલો જ માત્ર ફેર. આમ બંનેનું કાર્યક્ષેત્ર પ્રકારમાં તો સમાન છે, ફરક માત્ર કાર્યની સીમાનો કહેવાય. જીવનકથામાં ઇતિહાસમાં હોય છે તેમ ઘટનાઓનો સમયક્રમ બરાબર જાળવવાનો હોય છે. ઇતિહાસકારની જેમ ચરિત્રકારને સત્ય, સ્થળ અને કાળનાં બંધનને પૂરેપૂરું માન આપવાનું હોય છે. ઇતિહાસમાં પહેલી પૂજા છે સત્યની. ઇતિહાસ અનો અપેક્ષા બનાવોનો જ પ્રતિલેખ કે અહેવાલ છે, એટલે એમ જ હોય.

૧. બબલભાઈ મહેતા, 'મહારાજ થયા પહેલાં'નો પરિચય 'પરતની કથા', પૃ. ૯.

ચરિત્રનાયકને લગતી માહિતીની વિગતો અને તારીખો વગેરે ભેગાં કરવાં, એમની યથાર્થતાને ચકાસવી અને સત્ય હકીકતો તારવી લઈ, અસત્યને છોડી દેવું એ સર્વ કાર્ય કરવા માટે ચરિત્રકારે પણ ઇતિહાસકાર બનવું પડે છે. જીવનચરિત્ર વ્યક્તિના જીવનવૃત્તાંત સાથે તેના બુદ્ધિવિકાસ અને આત્મિક જીવનનું દર્શન કરાવે છે, તો ઇતિહાસ રાષ્ટ્રના સમૂહ-જીવનને પ્રકાશમાં લાવે છે. જીવનચરિત્ર વ્યક્તિવિશેષની જ કથા હોવાથી એમાં ચરિત્રનાયક જ કેન્દ્રમાં અને તેની સાથે સંબંધમાં આવેલી બીજી વ્યક્તિઓ ગૌણ હોય છે.

જીવનચરિત્ર અને ઇતિહાસ બંનેને પરસ્પર સંબંધ હોવા છતાં બંનેનું કાર્યક્ષેત્ર કેટલીક બાબતમાં નિરાળું છે. જીવનચરિત્રનો વિષય કોઈ એક વ્યક્તિની જીવનલીલા અને વ્યક્તિત્વનું નિરૂપણ છે, જ્યારે ઇતિહાસનો વિષય કોઈ રાષ્ટ્ર, પ્રજા—race, જનસમૂહ, રાજવંશ કે શાસક અથવા લોકનેતાની કારકિર્દી છે. ઇતિહાસકારને પોતે પસંદ કરેલા સમયાવધિની સામાજિક તેમ જ રાજકીય પ્રવૃત્તિઓનું વર્ણન કરવું પડે છે; ચરિત્રકાર એને પશ્ચાદ્ભૂમિ તરીકે વર્ણવે છે. જીવનકથાકાર નાયકના જીવનપ્રસંગોની પશ્ચાદ્ભૂમિ તરીકે તેના જન્મ અને ઉછેરના સ્થાનોનું પ્રાકૃતિક સૌંદર્ય અને સમયરંગોથી ભરેલું વાતાવરણ આલેખી તે બંનેનો નાયક ઉપર પડેલો પ્રભાવ વર્ણવી શકે. ઇતિહાસકાર માટે આવાં વર્ણનો આપવાનો અવકાશ ઓછો છે. ઇતિહાસકાર ઘટનાપ્રવાહોનો પરિચય આપે છે અને વ્યક્તિના શીલમાંથી પ્રકાશના બાહ્યાચારનું આલેખન કરે છે. ખરો ઇતિહાસકાર બુદ્ધ કે અશોક કે અકબર અથવા નેપોલિયનનાં માનસ, દૃષ્ટિ, આશય ઇત્યાદિ રજૂ કરે જ, તેમ છતાં ઇતિહાસકારને વ્યક્તિના આભ્યંતર જીવન સાથે ચરિત્રકારને હોય છે તેટલા પ્રમાણમાં નિસ્બત હોતી નથી; કારણ એ છે કે એનો હેતુ વ્યક્તિ-વિશેષનાં ચારિત્ર્ય અને વ્યક્તિત્વને આલેખવાનો નહિ તેટલો, તેમને હાથે બનેલી ઘટનાઓ કાર્યકારણ સાથે રજૂ કરવા — સમજાવવાનો છે. ચરિત્રકાર વ્યક્તિની અંગત વૃત્તિઓ અને એની બાહ્ય અભિવ્યક્તિઓનું સૂક્ષ્મ નિરીક્ષણ કરે છે. જીવનચરિત્ર ઇતિહાસ છે; પણ એમાં ઇતિહાસનું સત્ય શુષ્ક સ્વરૂપે મૂર્ત ન થતાં, સર્જનાત્મક સાહિત્યસ્વરૂપ પામી વાચક સમક્ષ ખડું થાય છે.

### ૫. જીવનચરિત્ર પ્રથમ વિજ્ઞાન, પછી કલા

જીવનચરિત્ર કોઈ વ્યક્તિનો જીવન-ઇતિહાસ જ છે, એટલે ઇતિહાસની જેમ જીવનચરિત્ર પ્રથમ શાસ્ત્ર છે— વિજ્ઞાન છે. વૈજ્ઞાનિક કોઈ પણ પૂર્વગ્રહ વિના અનાવશ્યક તત્ત્વોનો ત્યાગ કરી, આવશ્યકનો સ્વીકાર કરી, અનેક

પ્રયોગો દ્વારા બૌદ્ધિક અન્વેષણથી પદાર્થો અને તેમના ગુણધર્મો અંગે તેમ જ પ્રાકૃતિક ઘટનાઓ અંગે સર્વસામાન્ય સિદ્ધાન્તોની શોધ કરે છે. ઇતિહાસકારનું કાર્ય પણ આવું જ છે. ચરિત્રકારનું કાર્ય પણ ચરિત્રનાયકના જીવનને લગતી હકીકતોના સંગ્રહ અને તેમના પ્રામાણિક સંશોધન પૂરતું વૈજ્ઞાનિકના કાર્ય જેવું છે.

### ૬. સત્ય હકીકતોનું સંશોધન

ચરિત્રના સાહિત્યપ્રકારની ઉપર જોયેલી વિશિષ્ટતાઓને કારણે ચરિત્રકારનું કાર્ય કેટલો શ્રમ વિવેક અને કલા માગે છે તેનો હવે વિચાર કરીએ. જીવનચરિત્રનો વિષય બનેલી વ્યક્તિ વિશે સત્યપૂત માહિતી આપવી એ જીવનચરિત્રકારની પ્રથમ અને સૌથી મહત્ત્વની ફરજ છે. એ કામ આપણે ધારીએ છીએ તેટલું સહેલું નથી. જીવનચરિત્રકારમાં એવી બધી જ સામગ્રી પ્રાપ્ત કરવાની સંશોધનની વૃત્તિ અને શ્રમ-સહિષ્ણુતા ન હોય તો એનાથી ચરિત્ર લખાઈ રહ્યું! ચરિત્રકારે જો ચરિત્રનાયક વિદ્યમાન હોય તો તેની મુલાકાતો લઈ તેની પાસેથી માહિતી મેળવવી જ જોઈએ; અને પોતે બીજાં માણસો પાસેથી મેળવેલી હકીકતોની પ્રમાણભૂતતાની ખાતરી ચરિત્રનાયક પાસેથી કરી લેવી જોઈએ. ચરિત્રનાયક હયાત હોય કે ન હોય તો પણ ચરિત્રકારે તેનાં સમકાલીનો, સગાંસંબંધીઓ, અંતેવાસીઓ, મિત્રો અને પ્રશંસકોનો, અરે! ચરિત્રનાયકના પ્રતિસ્પર્ધીઓનો પણ પરિચય કેળવી તેના વિશે શક્ય તેટલી માહિતી એકઠી કરવી જોઈએ. ચરિત્રકારે ચરિત્રનાયક-વિષયક હકીકતો અને વૃત્તપત્રો, લિખિત પ્રમાણો —documents પણ જોવાં જોઈએ એ કહેવાની જરૂર નથી. ચરિત્રનાયકના વાર્તાલાપની ટૂંકી નોંધો પણ ચરિત્રકારને તેની પ્રકૃતિનો પરિચય આપવામાં બહુ ઉપયોગી થઈ પડે. ચરિત્રનાયકે ઉચ્ચારેલા શબ્દો તેનાં રુચિ, માન્યતાઓ, આકાંક્ષાઓ, પૂર્વગ્રહો કે પૂર્વવલણો ઇત્યાદિનો સીધો પરિચય કરાવી દે. બોઝવેલ-રચિત 'જહોન્સન-ચરિત્ર'નું એક અગત્યનું અંગ તે બોઝવેલે નોંધેલા ડૉ. જહોન્સનના વાર્તાલાપ છે. ચરિત્રનાયકના પત્રો તથા ચરિત્રનાયક પ્રતિ લખાયેલા પત્રો તેનું ખાનગી સાચું સ્વરૂપ મૂર્ત કરતા હોઈ એમનો પણ ચરિત્રકારને મોટો ખપ છે. કલાપી જેમને પત્રોમાં પોતાનું હૃદય મૂકવાની ટેવ હતી, તેમના જીવનચરિત્રમાં તેમના પત્રો કેટલી બધી સહાયતા આપે! ચરિત્રનાયકની પોતાની પ્રવૃત્તિનોંધો, એની રોજનીશીઓ, તથા એના જ સમકાલીનોની રોજનીશીઓ પણ ચરિત્રનાયક તેમ જ બીજી વ્યક્તિઓ અને સમકાલીન પરિસ્થિતિ ઉપર નવો જ પ્રકાશ

પાડે. ચરિત્રનાયકે કરેલાં ભાષણો, તેના સંબંધી થયેલાં ભાષણો, તેનાં લખાણો, તેના જીવનના કોઈ સ્મરણીય પ્રસંગો—anecdotes, તેની પ્રવૃત્તિ કે તેના જીવનકાર્યનો ઇતિહાસ, તેને વિશેની અવસાન નોંધો, તેનાં રેખાચિત્રો, તેને લગતા સંસ્મરણ-લેખો, પરિચયો, લખાયું હોય તો તેનું આત્મચરિત્ર, અને લખાયાં હોય તો તેનાં જીવનચરિત્રો—આ બધી સામગ્રી તો ચરિત્રકાર પચાવીને જ આગળ વધે.

આ કાર્ય ઓછો શ્રમ માગતું નથી, નર્મદે કવિચરિત્રો લખવા માટે લીધેલો શ્રમ આપણા ચરિત્રસાહિત્યની એની અવિસ્મરણીય સેવા છે. પ્રેમાનંદ વિષે નર્મદ લખે છે: * "હું સન ૧૮૫૯—સંવત ૧૯૧૫ના ચૈતરમાં વડોદરે ગયો હતો ત્યારે ત્યાં ફરવા નીકળ્યો હતો, ને તે વળી રસ્તે એમ પુછતો પુછતો કે ઓખાહરણ બનાવનાર પ્રેમાનંદ ભટ્ટના વંશમાં કોઈ છે?—ઘણું અથડાયા પછી એક બુઢ્ઢો બ્રાહ્મણ, લાકડીના ટેકે ચાલતો હતો. તેને પુછ્યું તો તેણે સામું પુછ્યું કે "ચોવીસો?" મેં કહ્યું "હા". પછી તેણે એક જણનું નામ લીધું, તેની પાસે હું ગયો. તે પ્રેમાનંદના ભાણેજનો કોઈ વંશજ હતો. તેણે પછી મનસુખરામનું નામ દીધું ને પછી હું બીજી સવારે તેના ઘરની ઓળ કહાડી તેને ઘેર ગયો. ઘરમાંથી તેણે પૂછ્યું કે "કોણ છો?" મેં બુમ પાડીને કહ્યું કે "કોઈ પરદેશી મળવાને ઇચ્છે છે." પછી તેણે બારણું ઉઘાડીને મ્હારો સત્કાર કરી બે ઘડી બેસી સઘળી વાત કરી. એ મનસુખરામ પ્રેમાનંદથકી સાતમો છે. પ્રેમાનંદનો રઘુરામ, તેનો મનસુખરામ." [૧]

બૉઝવેલને જ્હૉનસનનું ચરિત્ર લખતાં પહેલાં એકાદ તારીખની ખાતરી કરવા માટે અર્ધું લંડન શહેર ફરી વળવું પડતું. આન્દ્રે મોર્વાએ નવીન ઢબે શેલીનું જીવનચરિત્ર 'એરિયલ' લખ્યું, પણ એમાંની એક પણ હકીકત એવી નથી જેને શેલીના પત્રોનો, તેના મિત્રોનો કે તેનાં કાવ્યોનો આધાર ન હોય. ઈડા મિનર્વા ટારબેલે 'એબ્રાહામ લિંકનનું ચરિત્ર' (૧૯૦૦) લખતાં પહેલાં લિંકનના સમકાલીનો પાસેથી સંસ્મરણો ભેગાં કર્યાં અને સ્વતંત્ર સંશોધનને અંતે જાહેર કર્યું કે લિંકનના બચપણની ગરીબી અને સંકટો વિશેની પ્રચલિત વાતોમાં અતિશયોક્તિ રહેલી છે. 'નંદશંકર જીવનચિત્ર,' 'વીર નર્મદ' અને 'કવીશ્વર દલપતરામ' જેવા ગુજરાતી ચરિત્રગ્રંથો પણ તેમના લેખકોએ લીધેલા શ્રમની સાક્ષી પૂરે છે.

---

* અવતરણોમાં આધાર-પુસ્તકોની જોડણી તેના મૂળ લેખકની જ રાખવામાં આવી છે.

૧. 'જૂનું નર્મગદ્ય', ૧૯૧૨, પૃ. ૪૬૨.

નવલરામે વાજબી કહ્યું છે: "ચરિત્રનિરૂપકમાં શોધ, સત્ય, વિવેક અને વર્ણનશક્તિ એ ચાર ગુણ અવશ્ય હોવા જોઈએ......ખોળ કરી સંપૂર્ણ હકીકત મેળવ્યા પછી તેનો આકાર ઘડતી વખતે બીજા ગુણોનો વિશેષ કરીને ખપ પડે છે, પણ પહેલી બાબતમાં જે કસર રહી ગઈ હોય છે તેનો બદલો પાછલા ગુણોથી વાળી શકાતો નથી."[1] નવલરામે ઉપરના કથનમાં ઘણું કહી નાખ્યું છે. એમણે કહેલી 'શોધ' એટલે સામગ્રીની શ્રમસાધ્ય પ્રાપ્તિ, પછી એનું 'સત્ય' એટલે પ્રમાણભૂતતા ચકાસવી પડે છે તે; એમાં વૈજ્ઞાનિકની અને ઇતિહાસકારની ચોકસાઈ અને સત્યાસત્યનો 'વિવેક' ચરિત્રકારે કેળવવાં અને વાપરવાં પડે છે. આ કાર્ય કેટલું મુશ્કેલ છે એ વિશે આગળ કહેવાઈ ગયું છે.

જીવન-ચરિત્ર જો ચિત્રકારની હયાતીમાં લખાય તો એનો મોટામાં મોટો ફાયદો એ કે ચરિત્રકાર ચરિત્રનાયક વિશે પ્રમાણભૂત માહિતી મેળવી શકે અને તેથી ચરિત્રનાયકને તેના સત્ય સ્વરૂપે રજૂ કરી શકાય તેમ જ તેને કોઈ પણ પ્રકારે અન્યાય થવાનો સંભવ રહે નહિ. આ ઉપરાંત ચરિત્રકાર ચરિત્રનાયક પાસેથી વિગતો મેળવી અથવા પોતાનું લખાણ તેને વંચાવી વિગતોની સચ્ચાઈની ચોકસાઈ કે ખાતરી તેની પાસે કરાવી શકે. આથી જ બબલભાઈ મહેતા તથા પુરાતન બૂચ રવિશંકર મહારાજનાં પ્રમાણભૂત ચરિત્ર આપી શકયા છે. પણ ચરિત્રનાયકના જીવનકાળ દરમ્યાન રચાયેલી ચરિત્રકૃતિઓ તો હંમેશાં અધૂરી જ રહે. ચરિત્રનાયકના દેહાન્ત પછી લખાતાં ચરિત્રો અધૂરાં ન રહે. ચરિત્રનાયકના દેહાન્ત પછી જો તરત એનું ચરિત્ર લખાય તો એ સમય જ એવો હોય છે કે ચરિત્રનાયકનાં સગાંવહાલાં, મિત્રો તેમ જ તેને પરિચિત સમકાલીન માનવીઓ પોતાની પાસે હોય તેટલી માહિતી આપવા સામાન્યતઃ તત્પર બને એટલું જ નહિ, પણ અન્ય જનો પાસેથી પણ સામગ્રી મેળવી આપવામાં સહાયક થાય. ચરિત્રનાયકના અવસાન પછી જેમ સમય વીતતો જાય તેમ તેને વિશે શ્રદ્ધેય હકીકતો પ્રાપ્ત કરવી એ અશક્ય નહિ, પણ અઘરું તો બનતું જાય છે.

ચરિત્રનાયકનાં કુટુંબીજનો જો ચરિત્ર લખે તો ચરિત્રનાયક સાથે પોતે પરિચિત હોવાથી તેમને ચરિત્રનાયક વિશે વિગતો સારા પ્રમાણમાં મળી રહે. વિશેષ વિગતો કોની પાસેથી મળી શકે તે પણ તેઓ જાણે. એટલે હકીકતોની દૃષ્ટિએ ચરિત્ર પરિપૂર્ણ બનવાનો સંભવ રહે છે. કુટુંબીજનો

1. સંપાદક: નાટકી પરીખ (૧૯૩૭), 'નવલ ગ્રંથાવલિ', પૃ. ૧૧૮ અને ૧૩૧.

ચરિત્ર લખે એનું મોટું ભયસ્થાન એ કે જો ચરિત્રકાર લાગણીના પૂરમાં તણાઈ જાય તો તે તટસ્થતા ગુમાવી બેસે અને તેથી નિષ્પક્ષ ચરિત્રકૃતિ મળવી મુશ્કેલ બને.

ચરિત્રનાયકનાં સંબંધીઓમાં ચરિત્રકાર તરીકે ચરિત્રનાયક પ્રત્યે સહાનુભૂતિ અને તદ્રૂપતા હોય પણ તેમનાથી વિવેક ગુમાવી અતિભક્તિ ન દેખાડાય: અને ચરિત્રનાયકના અવસાન પછી લાંબે ગાળે ચરિત્ર લખનાર બીજો કોઈ પણ ચરિત્રનાયકનો મિત્ર, પ્રશંસક કે શિષ્ય હોય તો પણ તેણે આ બે ગુણ સહાનુભૂતિ અને તદ્રૂપતા કેળવવા જોઈએ, અને તે સાથે પ્રાપ્ત વિગતોના સંપાદનમાં વૈજ્ઞાનિકના જેવી તટસ્થતાપૂર્વક સત્યની ચકાસણી કરવી જોઈએ.

ચરિત્રનાયકના જીવન વિશેની હકીકતોનાં સત્યાસત્યની તારવણીમાં જ ચરિત્રલેખકની વિવેકશક્તિ ખલાસ થઈ જાય નહિ. એ હકીકતોમાંથી નાયકનાં જીવન, જીવનકાર્ય અને વ્યક્તિત્વને પ્રગટ કરવા કામની અને નકામી એનો એટલે મુખ્ય-ગૌણ તેમ જ ત્યાજ્ય-સ્વીકાર્યનો નિર્ણય પણ તેણે કરવાનો રહે છે. તે પછી એ 'વિવેક'થી એ પણ નક્કી કરવાનું રહેશે કે નાયક વિશે સંપૂર્ણ સત્યકથન કરવું કે કેમ. ચરિત્રકારની નિરવશેષ સત્યોપાસના તેનાં સમકાલીનોનાં અંતરને કે તે યુગની શિષ્ટાચારની ભાવનાને દુભવે એમ હોય તો તેણે શું કરવું? તેમ જ અવિદ્યમાન વ્યક્તિઓ વિશે કરેલું સત્યકથન 'આળ' ગણાય અને વિદ્યમાન વ્યક્તિઓ વિશે કરેલું સત્યકથન 'બદનક્ષી' કહેવાય એ જોખમ તો તેને માથે લટકતું જ હોય છે. ઉપરના પ્રશ્નનો જવાબ એ છે કે ચરિત્રકારે નિર્ભયતાથી અને નિખાલસપણે સંપૂર્ણ સત્ય કથન કરવાનું છે, નહિ કે સત્યનું ગોપન કે આચ્છાદન. સત્યની પૂજા જ વિજ્ઞાનને માન્ય છે તેમ ચરિત્રનું પણ અંતિમ ઉપાસ્ય સત્ય જ હોય. આવી સત્યોપાસના માટે વૈજ્ઞાનિકમાં હોય તેવી તટસ્થતા અને સત્યપૂજા ચરિત્રકારમાં પણ જોઈએ.

ચરિત્રકારે ચરિત્રનાયકના બાહ્યાંતર વ્યક્તિત્વને તેના સાચા સ્વરૂપમાં પ્રત્યક્ષ કરી આપવું જોઈએ. ચરિત્રકારે સત્યનું પ્રચ્છાદન, અલ્પોક્તિ કે અતિશયોક્તિ ન થાય તે પ્રત્યે ખાસ લક્ષ આપવું જોઈએ. દાક્તર દરદી પ્રત્યે જેટલો અનાસક્ત હોય છે એટલા જ નિઃસ્પૃહ ચરિત્રકારે પોતાના કથાનાયક પ્રત્યે રહેવાનું છે; કેમ કે મરેલાંને માન આપી, તેમનાં માત્ર ગુણગાન કરવાની, નિંદાલાયક હકીકતોને સંતાડવાની, અથવા તો તેમનાં સ્ખલનોનું પ્રદર્શન કરી, તેની નિર્દય વિવેચના જ કરવાની વૃત્તિ ચરિત્રનાયકના જીવન

અને કારકિર્દીનું સત્ય અને સંપૂર્ણ બ્યાન આપી શકે નહિ. ચરિત્રનાયકના મનનું કોઈ પૂર્વવલણ, પૂર્વગ્રહ, પક્ષપાત, વિચાર-સરણી, રુચિ-અરુચિ અભિપ્રાયો અને આદરાધિક્ય—preferences એનાં ઉપર આક્રમણ ન કરે તે તેણે ખાસ જોવું જોઈએ. કોઈ પણ સંપ્રદાય, સંસ્થા, રાજકીય પક્ષ, ભાવનાનું સ્થાપન, ઇત્યાદિ ઉપયોગિતાવાદી પ્રયોજન ખાતર આલેખેલું જીવનચરિત્ર શુદ્ધ જીવનકથા ગણી શકાય નહિ. જીવનચરિત્ર-નિરૂપકની પ્રથમ ફરજ ચરિત્રનાયકના વ્યક્તિત્વનું આવિષ્કરણ જ છે. જીવનકથાકારે સ્તુતિ કે નિંદાનિમિત્તે સત્યને કલુષિત કર્યા વિના, વાગ્વૈભવથી પ્રભાવ પાડવાનો કૃત્રિમ પ્રયાસ કર્યા સિવાય એક માનવ-આત્માના ઇતિહાસને વિશ્વસનીયતાપૂર્વક નિરૂપવાનો હોય છે.

### ૭. જીવનચરિત્ર અને નવલકથા

ચરિત્રકાર ઇતિહાસકારના અને વૈજ્ઞાનિકના કામ ઉપરાંત નવલકથાકારનું પણ કામ કરતો હોય છે. જીવનકથા અને નવલકથા બંને માનવજીવનનું નિરૂપણ કરે છે. બંનેમાંના પ્રસંગો તેમના નાયકોના સળંગ જીવનના હોવાથી જીવનકથાને નવલકથા સાથે કેટલુંક સામ્ય છે એમ કહી શકાય. જીવનચરિત્ર જીવનકથા હોવાથી એને યથાર્થ નામ બનાવતું કથાતત્ત્વ—વાર્તાતત્ત્વ એનું પ્રધાન લક્ષણ છે. જીવનકથા અને નવલકથા બંને વાર્તા કહે છે. ફેર એટલો અને એ નાનો કે ઓછો નથી કે જીવનકથા વાસ્તવિક જીવનની સત્યકથા આલેખે છે, જ્યારે નવલકથા વાસ્તવિક જીવનની કલ્પનાકથા નિરૂપે છે. જીવનકથાકારે તો કલા કરતાં સત્યને જ અધિક મહત્ત્વ આપવાનું રહ્યું. જીવનચરિત્રકારથી સત્યની સીમા ન ઓળંગાય અને નવલકથાકારથી સંભાવ્યતાની મર્યાદા ન ઉલ્લંઘાય. વાર્તાકથન આરંભથી અંત પર્યંત વાંચનારને જકડી રાખે એવું હોય એ તો જીવનકથાકાર તેમ જ નવલકથાકાર બંનેના લાભમાં છે.

જીવનકથાકાર અને નવલકથાકાર બંનેને પાત્રનિરૂપણ કરવું પડે છે. જીવનકથાકાર અને નવલકથાકાર બંને પાત્રોની પસંદગી તો જીવનમાંથી જ કરે છે. નવલકથાકારને નાયકનું વ્યક્તિત્વ સ્ફુટ કરવા માટે આવશ્યક હોય એટલો જ બીજાં પાત્રોની પસંદગીનો અવકાશ રહે છે. નવલકથાકાર પાત્રોનું પોતાની ઇચ્છા પ્રમાણે નિર્માણ કરી, કોઈ પણ હેતુ, પક્ષ, ભાવ કે વિચારનું નિદર્શન કરી શકે છે. નવલકથાકારને પ્રસંગ અને પાત્ર બંનેના નિરૂપણમાં આમ વિશેષ સ્વાતંત્ર્ય મળે છે. તેથી તે પોતાને ખપની જીવન-ઘટનાઓની અને ઉપયોગી પાત્રોની અભિનવ સૃષ્ટિનું નિર્માણ કરવામાં તેનાં

સર્જક-કલ્પના અને કલાનો ઉપયોગ છૂટથી કરી શકે છે. નવલકથાકાર સર્વ પાત્રોનાં અને મુખ્યત્વે કથાનાયકનાં અંતરનાં ઊંડાણમાં પ્રવેશ કરી તેમની આંતરિક અનુભૂતિઓનું નિરૂપણ કરી, તેમના મનોવ્યાપારોનું પૃથક્કરણ કરે છે અને તેમના ગુણદોષ બતાવે છે, તેમ જ તેમના વિકાસમાં સહાયક કે અવરોધક દેશકાળનું ચિત્રણ કરે છે. ચરિત્રકારને પણ એ જ કાર્ય પોતાની રીતે કરવાનું હોય છે, એમાં એને પણ નવલકથાકારની પેઠે સર્જક-કલ્પનાનો આશ્રય લેવો પડે છે. એટલે જો આપણે નવલકથાને કલા કહીએ તો ચરિત્રને પણ કલા કહેવું પડશે.

## ૮. ચરિત્રનાયકના વ્યક્તિત્વનું પ્રકટીકરણ

ચરિત્રકારે પ્રમાણભૂત હકીકતો ભેગી કર્યા પછી તેમને કાલક્રમ પ્રમાણે ગોઠવી દેવાથી કંઈ કલાત્મક ચરિત્ર તૈયાર થઈ જતું નથી. ચરિત્રકારે પ્રાપ્ત કરેલી માહિતીમાંથી મહત્ત્વપૂર્ણ હકીકતોનો સ્વીકાર કરી, દરેક હકીકતને ઉચિત તેટલી જ અગત્ય આપી તેને કાલક્રમ પ્રમાણે રજૂ કરવી જોઈએ; કારણ કે ચરિત્રકારનું કર્તવ્ય દફતરદારી કરવાનું નહિ, પણ ચરિત્રનાયકના વ્યક્તિત્વને પ્રગટ કરી 'વીર નર્મદ' જેવી સર્જનાત્મક સાહિત્યકૃતિનું નિર્માણ કરવાનું છે.

ચરિત્રનાયકના મનોવિકાસ અને ચરિત્રવિકાસનો ઇતિહાસ આલેખવા માટે ચરિત્રનાયકના પૂર્વજ, તેનાં માતાપિતા, જમાનો, જન્મ, ઉછેર, શિક્ષણ સંસ્કાર-ઘડતર, એનું માનસ, ટેવો, શોખ, જીવનવ્યવસાય, અંગત જીવન, જીવનદૃષ્ટિ, જીવનકાર્ય અને જીવનસંદેશનું આલેખન એવી સરસ રીતે થવું જોઈએ કે ચરિત્રનાયકની સળંગ, સુસંબદ્ધ સ્પષ્ટ આકૃતિનું આકલન કરવાનું વાચક માટે સુગમ થઈ પડે.

નાયકના વ્યક્તિત્વનું યથાર્થ પ્રકટીકરણ એ જ ચરિત્રનાયકની અગ્રતમ ફરજ છે. સમાજ અને રાષ્ટ્રની પશ્ચાદ્‌ભૂમિકા પર ચરિત્રનાયકની આંતરિક અનુભૂતિનું વિશ્લેષણ કરી, એના જીવનનું પ્રવર્તક અને ચાલકબળ દર્શાવી એના બહિરંગ તેમ જ અંતરંગનું યથાતથ નિરૂપણ કરવામાં ચરિત્રકાર જેટલો ચૂકે તેટલે અંશે તેની ચરિત્રકૃતિ નબળી બનવાની. એટલે ચરિત્રકારમાં શેક્સપિયર, કાલિદાસ કે પ્રેમાનંદ જેવા સમર્થ સાહિત્યસર્જકોમાં આપણે જોઈએ છીએ તેવી જનસ્વભાવની સાચી આંતરસૂઝજન્ય પારખ અને માનવ-હૃદયના સૂક્ષ્મભાવોનું પૃથક્કરણ કરવાની શક્તિ જેટલા વધુ પ્રમાણમાં હોય

તેટલું સારું. મનોવિજ્ઞાન તેમ જ સમાજશાસ્ત્રનું અધ્યયન આ બાબતમ જીવનકથાકાર તથા ઇતિહાસકાર બંનેને ઉપયોગી થઈ પડે છે.

ચરિત્રકાર ચરિત્રનાયકના આંતરબાહ્ય વ્યક્તિત્વનો પરિચય કઈ રીતે આપે? ચરિત્રનાયકના નાનામોટા લાક્ષણિક જીવનપ્રસંગોનું નિરૂપણ કરીને. એ સર્વ પ્રસંગોમાં કેન્દ્રસ્થાને ચરિત્રનાયક જ રહેવો જોઈએ. બીજી કોઈ પણ વ્યક્તિ ગમે તેટલી મોટી હોય છતાં એનું સ્થાન ગૌણ છે.[1] ઇતિહાસમાં રજૂ થયેલી સામાન્ય ઘટનાઓ કરતાં જીવનચરિત્રમાં આલેખાયેલાં મહાન માણસોની સામાન્ય મનુષ્યો કે તેમના સેવકોની સાથેની વાતચીત અથવા તેમના સમકાલીનો પ્રત્યેનું વલણ કે વર્તન એમના વ્યક્તિત્વનો વિશેષ પરિચય આપે છે. કોઈ પણ માણસનું ખરું વ્યક્તિત્વ તેના ખાનગી જીવનમાં જ પ્રત્યક્ષ થાય છે અને તેથી ચરિત્રનાયકના જીવનના નાના લાગતા પ્રસંગો તેની જીવનકથામાં બહુ જ મહત્ત્વનું કામ બજાવે છે. પ્લુટાર્કે કહ્યું છે કે "માણસોનાં સૌથી વધારે વિખ્યાત થયેલાં કાર્યોમાં એમના સદ્‌ગુણો કે દુર્ગુણોનું સારામાં સારું પ્રતિબિંબ હમેશાં નથી પડતું પણ ઘણી વાર મોટામાં મોટા ઘેરા કે મોટામાં મોટી લડાઈઓ કરતાં એ માણસનું કંઈક નાનું સરખું કામ, ટૂંકું વાક્ય કે વિનોદનું વચન એમાં જ એમનો ખરો સ્વભાવ વધારે સારી રીતે દેખાઈ આવે છે."* જાહેર જીવનમાં અને મહત્ત્વના પ્રસંગે મનુષ્યનું વર્તન સભાનપણે કે બુદ્ધિપૂર્વક થતું હોય છે, જ્યારે અંગત જીવનમાં તો માણસ તેના સાચા સ્વરૂપે પ્રત્યક્ષ થતો હોય છે, એટલે તેણે ઉચ્ચારેલો એકાદ શબ્દ કે તેના જીવનનો નિરર્થક જણાતો

---

૧. વિચારો :

"It fills the canvas with one figure and other personages, however great in themselves must always be subsidiary to the central hero."—Edmund Gosse, 'Encyclopaedia Britanica,' Vol. 2. (1946) p. 594.

* ગુજરાતી અવતરણ નિસિસ મીલી ગ્રેહામ પોલાકના 'Mr. Gandhi: The Man'ના ચંદ્રશંકર પ્રા. શુકલે કરેલા અનુવાદમાંથી, પૃ. ૪.

"Sometimes a word or a casual just betrays a man more to our knowledge of him than a battle fought wherein ten thousand men were also slain, or sacking of cities or a course of victories."—Plutarch, quoted by W. H. Dunn in 'English Biography,' p. 79.

નાનો પ્રસંગ તેના યથાર્થ વ્યક્તિત્વનો દ્યોતક બને છે. ફિલીપ સીડનીએ જીવનની અંતિમ ક્ષણોમાં, પોતાના કરતાં કંઈક વધુ સમય જીવી શકે એવા સૈનિકને "મારા કરતાં તારે વધારે જરૂર છે" કહી આપી દીધેલા પોતાને માટેના પાણીના પ્યાલાનો પ્રસંગ તેની માનવતાને કેવો પ્રગટ કરે છે! ટ્રફાલગરના યુદ્ધમાં સફળતા મેળવી આપી ઇંગ્લૅન્ડ પર નેપોલિયનના આક્રમણને અશક્ય બનાવી દેનાર નેલ્સને આગબોટના દાક્તરને તે જેમને વધુ ઉપયોગી થઈ પડે તેમની સારવાર પહેલાં કરવાનું કહ્યું એ પ્રસંગના નિરૂપણ વિનાનું નેલ્સનચરિત્ર ગમે તેટલું વિગતપૂર્ણ હોય તો પણ અધૂરું ન ગણાય? થોડા રૂપિયાના લોભ માટે દૂધમાં પોતાને ઝેર આપનાર રસોઇયા જગન્નાથને પૈસાની મદદ આપી નસાડી મૂકી બચાવનાર મહર્ષિ દયાનંદની અપૂર્વ ક્ષમાવૃત્તિના પ્રસંગના ઉલ્લેખ વિના તેમના જીવનચરિત્રનું મોટું થોથું શા કામનું? ભૌતિકવિજ્ઞાન અને ગણિતશાસ્ત્રમાં મોટી શોધો કર્યા છતાં પોતાને 'સાગરને કિનારે શંખલાંછીપલાં વીણતા બાળક જેવો' ગણાવનાર ન્યૂટનની નમ્રતા, એનું એક નાનું વાક્ય કેવી સચોટ રીતે પ્રદર્શિત કરે છે! આ પ્રસંગને ન્યૂટનના જીવનચરિત્રમાં ન નોંધનાર ચરિત્રકાર પોતાનો કસબ જાણતો જ નથી એમ ન કહેવાય?

"એક વાર સહજાનંદ સ્વામી કાઠિયાવાડમાં બોટાદ પાસે સારંગપુરમાં વરસાદના દિવસોમાં રહેતા હતા; તેવામાં ત્રણ દિવસ સુધી એક સરખી વરસાદની હેલી થઈ અને ગામનાં ઘણાં ઘરો પડવા માંડ્યાં, તેમાં એક બ્રાહ્મણનું ઘર પણ હતું. એના મોભ નીચે દશવીશ ઢોર દબાવા લાગ્યાં. બ્રાહ્મણ દોડતો સહજાનંદ સ્વામી પાસે આવ્યો અને મદદનો પોકાર કર્યો. સહજાનંદ સ્વામીએ પાસે બેઠેલા માણસોને દોડી જવા કહ્યું પણ કોઈ ઊઠયું નહિ તે જોઈ સહજાનંદ સ્વામીએ પોતે દોડીને ખભેથી મોભ ઊંચો ઝાલી રાખ્યો અને પશુને બહાર કઢાવ્યાં."[1]

વિદ્યાર્થી મોહનદાસ કરમચંદ ગાંધીએ 'કીટલ'—kettle શબ્દની જોડણી ખોટી લખી તે શિક્ષકની નજરે ચડી. તે એની પાસે ગયા, અને એના પગે બૂટની એડી મારી. પાસેના છોકરાની પાટીમાં જોઈ લેવા એને આંખથી ઇશારો કર્યો, પણ એણે તેમ કર્યું નહિ. 'મોહન સાવ મૂર્ખ છોકરો છે' એમ શિક્ષકને ખાતરી થઈ!

---

૧. કિ. ઘ. મશરૂવાળા, 'સહજાનંદ સ્વામી,' પૃ. ૧૦૫.

કલામય બનાવી, માનવપ્રકૃતિનો મર્મ પ્રદર્શિત કરવાનો મનોવિજ્ઞાનનો મૂળભૂત આશય એ પાર પાડે.

વ્યક્તિની માનસિક દૃષ્ટિનું ઘડતર છેક તેના ગર્ભપ્રવેશથી શરૂ થાય છે એટલું જ નહિ, પણ તેમાં તેનાં માતાપિતાનો તથા કુટુંબના પૂર્વજનો આનુવંશિક વારસો ઊતરે છે અને તેનાં વૃત્તિ, ટેવો ઇત્યાદિના નિર્માણમાં અગત્યનો ભાગ ભજવે છે. મીરાં બાળપણમાં વૃદ્ધ પિતામહ રાવ દુદાજી પાસે રહેતી. દુદાજી પરમ વૈષ્ણવ ભક્ત હતા. મીરાં ઉપર આથી વૈષ્ણવ ભક્તિના પ્રબળ સંસ્કાર એના નાનપણથી પડ્યા. મીરાંના ચરિત્રકારે આ બરાબર બતાવવું જોઈએ.

માનવીનું અનેકભાવાશ્રયી અને તરલ માનસ અનેક સંસ્કારોને ગ્રહણ કરે છે. કૌટુંબિક પરિસ્થિતિ, ઘર અને ઘરની આજુબાજુના નૈતિક કે માનસિક સંજોગો, પોળ—શેરી, સોસાયટી—વસવાટ, સગાં, સોબતીઓ, શાળા, શિક્ષકો, શિક્ષણ, વાચન, સમાજ વગેરે ચરિત્રનાયકના ઉછેર અને ઘડતરમાં પોતપોતાનો હિસ્સો આપે છે. નંદશંકરના બાલમાનસ ઉપર એમના યુગની વહેમી માન્યતાઓએ કેવી સચોટ અસર કરી હતી તે તેમના 'કરણઘેલા'માં ઠેકઠેકાણે નજરે પડે છે. શ્રીમદ્ રાજચંદ્રના જીવંત સંસર્ગના અને ટૉલ્સ્ટૉય તથા રસ્કિનનાં પુસ્તકોની ગાંધીજીના જીવન ઉપર ઊંડી છાપ પડી હતી. શ્રી. ક. મા. મુનશીએ પોતાની ઉપર એલેક્ઝાન્ડર ડુમાનાં પુસ્તકોનો પ્રભાવ સ્વીકાર્યો છે. કાકા કાલેલકર ઉપર સંસ્કૃત સાહિત્ય, વિવેકાનંદ, રવીન્દ્રનાથ ટાગોર અને ગાંધીજીની અસર સ્પષ્ટ વરતાય છે; અને કુદરતના સાંનિધ્યમાં તેમણે જે બાળપણ પસાર કર્યું તે જ તેમને પ્રકૃતિના રસિયા અને ખગોળના રસિક અભ્યાસી બનાવવા સમર્થ નીવડ્યું છે એમ ખુશીથી કહી શકાય.

મનુષ્યની ઉપર એની આસપાસના વાતાવરણની શુભાશુભ અસર પડ્યા વિના રહેતી નથી. એટલે ચરિત્રનાયકના વ્યક્તિચિત્ર સાથે પશ્ચાદ્ભૂમિકારૂપે સમાજચિત્ર પણ આવવું જોઈએ. દરેક યુગ વ્યક્તિ ઉપર પોતાનો પ્રભાવ પાડે છે; અને બુદ્ધ, ઈશુ ખ્રિસ્ત કે ગાંધીજી જેવી વિભૂતિઓ પોતાનો પ્રભાવ તેમના યુગ ઉપર પાડે છે. ચરિત્રકારે યુગ અને વ્યક્તિ બંનેનો પરસ્પર પ્રભાવ વર્ણવવો જોઈએ. ચરિત્રનાયકે જે દેશ, કાળ અને પરિસ્થિતિમાં પોતાનું જીવન વિતાવ્યું હોય એ જ ભૂતકાળને સજીવરૂપે ચરિત્રકારે ચીતરવો જોઈએ. દરેક યુગમાં અમુક ચોક્કસ સામાજિક, સાંસ્કારિક, રાજકીય, રાષ્ટ્રીય,

નિર્ભર્ત્સના તીવ્ર હતી"[1] એવો આચાર્ય આનંદશંકર ધ્રુવનો મત તે આગળ ધરે છે, તથા મણિલાલના ચારિત્ર્યનું મૂલ્યાંકન કરવા માટે નીચેનું ધોરણ સૂચવે છે :

"પ્રત્યેક માનવીમાં વ્યક્ત કે અવ્યક્ત પશુત્વ રહેલું જ છે : એટલે માનવના ચારિત્ર્યના મૂલ્યાંકનમાં કેટલે અંશે પોતાનામાં રહેલા પશુત્વને એણે ઓળખ્યું, તેને દૂર કરવા કેવા અને કેટલા પ્રયત્ન કર્યા અને તેમાં એને કેટલી સફળતા મળી એ વસ્તુઓ જ ગણતરીમાં લેવી જોઈએ. આ દૃષ્ટિએ મણિલાલ જીવનનાં છેલ્લાં પાંચસાત વર્ષોમાં પોતાની પ્રકૃતિની આ મુશ્કેલીથી પર થઈ શકયા હતા એમ લાગે છે."[2]

દયારામ ગિદુમલે ૧૯૧૩ના માર્ચમાં પોતાની ૪૭ વર્ષની વયે નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાની ૨૬ વર્ષની જ્યેષ્ઠ પુત્રી ઊર્મિલા સાથે આંતરપ્રાન્તીય લગ્ન કર્યું. ગુજરાતમાં એમની વિરુદ્ધ સર્વત્ર ખૂમરાણ થઈ રહ્યું. વર્તમાનપત્રોએ દયારામ ગિદુમલના એ કૃત્યને વખોડી કાઢયું. એ વિદ્વાન અને ધાર્મિક સજ્જનની પ્રતિષ્ઠા ભયમાં મુકાઈ ગઈ. એમને જાહેર જીવનમાંથી સંન્યસ્ત લેવું પડયું. મહાત્મા ગાંધીજી તેમને એક વાર મળવા ગયા, પણ તેમને પણ પાછા ફરવું પડયું. દયારામ ગિદુમલના સામાજિક મૃત્યુપ્રહાર સમા આ દ્વિતીય લગ્નના ચર્ચાસ્પદ મુદ્દાની બાબતમાં રહેલા રહસ્યને દયારામ ગિદુમલે પોતાના જમાઈ ટી. એલ. મંઘીરમલાની ઉપર લખેલા એક પત્રમાં ખુલ્લું કર્યું છે :

"પ્રથમ તો મારો તેના ઉપરનો પ્રેમ ભ્રાતૃપ્રેમ તરીકે ઉત્પન્ન થયો હતો. ગ્રીક તત્ત્વવેત્તા પ્લેટોએ જણાવેલા ઉચ્ચ અને પવિત્ર આદર્શવાળો એ પ્રેમ હતો, પણ ધીમે ધીમે એ પ્રેમે ઉષ્મા ધારણ કરવા માંડી. વિચિત્ર તો એ બન્યું કે ઘણાય યુવાનો અને ધનવાન પુરુષો તરફથી—એક રાજકુંવર તરફથી પણ—એની સાથે લગ્ન કરવાની માગણીઓ આવેલી, પરન્તુ એ સર્વેનો નકાર કરી એણે તો જણાવ્યું કે તે મારા સિવાય બીજા કોઈ સાથે લગ્ન કરવાની નથી. પરિણામે ઈ. સ. ૧૯૩૧ના એપ્રિલ માસની ત્રીજી તારીખે શીખધર્મની આનંદ વિધિ પ્રમાણે અમે લગ્નસંબંધથી જોડાયાં. એના પિતા એક કવિ છે અને તેઓ એમનાં પત્નીને ખૂબ ચાહે છે. મારું થયેલું લગ્ન ગુપ્ત રાખેલું હતું પણ જ્યારે મેં તેમને સર્વ સમજાવ્યું ત્યારે શ્રી.

૧. અંબાલાલ બા. પુરાણી : 'મ. ન. દ્વિવેદીનું ચરિત્ર', પૃ. ૧૩૬.
૨. એજન, પૃ. ૧૪૭.

નરસિંહરાવભાઈ, તેમનાં પત્ની અને પુત્રને સમજણ પડી કે આ બાબત તો એ જોડકા આત્માઓની છે અને અપવાદરૂપ છે. પરિણામે તેમણે મને તેમના કુટુંબમાં દાખલ કર્યો છે."[૧]

એ જ પત્રને આગળ લંબાવતાં દયારામ ગિદુમલે પોતાની મનોદશાનો ખ્યાલ આપ્યો છે: "જે દુનિયામાં આપણે વિચરીએ છીએ એના અભિપ્રાય પ્રમાણે તો મારા આ લગ્નને સામાજિક મૃત્યુ જ માનવું જોઈએ, અને સંન્યાસી એ જ છે જે સામાજિક મૃત્યુને સ્વીકારે છે. ધનનો ત્યાગ કરવો મારે માટે સહેલો હતો. દુનિયાના માનનો ત્યાગ મારે એટલો સહેલો ન હતો. હવે હું એવી સ્થિતિમાં મુકાયો છું કે એ માનવૃત્તિનો ત્યાગ પણ સહેલો બની ગયો છે. ઈશ્વર મને સમજે છે પણ દુનિયા સમજે એવો સંભવ નથી અને લોકો મને એવો પજવશે કે મારી સર્વ અહંવૃત્તિને દૂર કરવાનો મને અભ્યાસ પડશે."[૨]

### ૯. ચરિત્રનિરૂપણની કલા

જીવનચરિત્રમાં જો સત્ય હકીકતો અને વ્યક્તિચિત્ર સાથે સૌંદર્યનું સંમેલન થયું હોય તો જ તે સર્જનાત્મક અંશોથી દીપતી મનોરમ કલાકૃતિ બની શકે. જીવનચરિત્રમાં માત્ર સત્ય હકીકતો જ હોય તો તે નીરસ, શાસ્ત્રીય સર્વસંગ્રહ થઈ જાય; અને જો એકલી કલ્પના હોય તો કલાકૃતિ બને, પણ ચરિત્ર તો "સર્જનાત્મક અને શાસ્ત્રીય બેઉ વાઙ્મયના સીમાડા જેમાં એકઠા થાય છે"[૩] એવો સાહિત્યપ્રકાર છે એટલે તેની વિશિષ્ટતા એની નિરૂપણ-પદ્ધતિમાં રહેલી છે. કલાન્વિત નિરૂપણરીતિ સંકલિત સત્ય હકીકતો કે વિગતોના ભિન્ન ભિન્ન વિભાગોનું સુરેખ સંયોજન અને વિવેકશીલ સંપાદનકૌશલ માગી લે છે. મુલાકાતોના અહેવાલો, નોંધો, સંસ્મરણો, પ્રસંગો, વાતચીતની નોંધો વગેરેને સંશોધનકારના અવિશ્રાંત પરિશ્રમથી ભેગી કરી એમને ચતુરાઈપૂર્વક સભાનપણે કલામય સ્વરૂપ આપ્યું તેથી જ બૉઝવેલ 'જહૉન્સનચરિત્ર' જેવી અમર કૃતિ રચી શક્યો.

ચરિત્રકારે ચરિત્રનાયકના વ્યક્તિત્વને વિશદરૂપે વ્યક્ત કરવા રજૂ કરેલા પ્રસંગોની પસંદગી આકર્ષક હોય, એનું ગ્રથન સુસંકલિત હોય,

૧. મૂળ લેખક: ટી. એલ. મંધીરમલાની (અંગ્રેજીમાં); ગુજરાતીમાં અનુવાદક: શ્રી. ચંદુભાઈ રાવજીભાઈ પટેલ, 'દયારામ ગિદુમલ' (મે, ૧૯૫૩), પૃ.૫૭.

૨. 'દયારામ ગિદુમલ' પૃ. ૬૦.

૩. પ્રા. અનંતરાય મ. રાવળ: 'પિસ્તાલીસનું ગ્રંથસ્થ વાઙ્મય', પૃ. ૪૫.

વૃત્તાંત-કથનનો પ્રવાહ ક્રમાગત હોય એવી વાચકના મન ઉપર છાપ પડવી જોઈએ. જ્હોનસનની વિલક્ષણતા, માર્દવ, હૃદયની ઉષ્મા, ચાતુર્ય, બાલિશ પૂર્વગ્રહો, વાર્તાલાપ-સામર્થ્ય, કેટલીક લઢણો—mannerisms વગેરેની સુંદર ગૂંથણી કરીને બૉઝવેલે જ્હોનસનને અમર કર્યો છે. સ્ટ્રેચી યોગ્ય પ્રસંગોની પસંદગી અને આયોજન કરી રાણી વિક્ટોરિયાને માનવરૂપે જ ખડી કરી દે છે. આન્દ્રે મોર્વાએ તો ચરિત્રને નવલકથાનું જ રૂપ આપી દીધું છે. શેલીની કે બાયરનની સાથે એને કવિ તરીકે અથવા ડિઝરાયલી સાથે રાજપુરુષ તરીકે મોર્વાને નિસ્બત નથી. મોર્વાને તો રસ છે શેલી, બાયરન અને ડિઝરાયલીના માનવમાં. એમિલ લડ્વીગ, બિસ્માર્ક અને નેપોલિયન જેવાં ઐતિહાસિક પાત્રોને માનવ વ્યક્તિરૂપે જ રજૂ કરે છે.

જીવનકથાનું વાચન વાચકના કુતૂહલને ઉત્તેજે અને સંતોષે, ચરિત્રકારની વેધક મર્મગામી રસદૃષ્ટિ ચરિત્રનાયકનું આંતરસત્ત્વ પ્રગટ કરે, એ માટે ચરિત્રકારમાં ચરિત્રને સાહિત્ય બનાવી શકાય તેવી કલ્પના, ચિત્રાત્મકતા અને રસાત્મકતા હોવાં જોઈએ. એની ભાષા સરળ છતાં રસાળ, ઊર્મિની ઉષ્માભરી, કાવ્યની કલ્પનાયુક્ત, ચિંતનપૂર્ણ, પ્રસંગોચિત નર્મ-મર્મયુક્ત અને ચરિત્રકારને નાયકનાં સંવેદનો અને અનેકવિધ ભાવદર્શન માટે અનુકૂળતા કરી કરી આપે એવી હોવી જોઈએ. સ્ટિફન ઝ્વિગમાં કવિ અને નવલકથાકાર બંનેની કલ્પના-શક્તિનો સમન્વય થયેલો છે. આન્દ્રે મોર્વા પ્રાપ્ત વિગતોનું કલ્પનાપ્રભાવથી મનોરમ સંવિધાન કરે છે. રાણી વિક્ટોરિયાના ચરિત્રમાં સ્ટ્રેચીએ કવિતા અને સંગીતનું માધુર્ય રેડયું છે. વિશ્વનાથ ભટ્ટે 'વીર નર્મદ'માં નર્મદના જીવનપ્રસંગોનું ચિત્રાત્મક શૈલીમાં રમણીય સંયોજન કરી સુંદર, સરળ ભાષામાં નર્મદના વ્યક્તિત્વનો સચોટ પરિચય કરાવ્યો છે. 'નર્મદ: અર્વાચીનોમાં આદ્ય'માં ક. મા મુનશી પણ ચિત્રાત્મક જોરદાર શૈલી વડે અને સરસ, સચોટ ભાષામાં નર્મદના વ્યક્તિત્વને સ્ફુટ કરે છે. વિશ્વનાથ મ. ભટ્ટ અને ક. મા. મુનશી પોતપોતાનામાં રહેલી સર્જકતાના બળે ચરિત્રકૃતિને નવલકથા જેટલી રસાવહ કરી મૂકે છે. આલેખનમાં રહેલો કલાગુણ જ વાચકગણ સમક્ષ ચરિત્રનાયકની મનોમૂર્તિ ઊભી કરી શકે.

જીવનચરિત્ર એક ગદ્યપ્રકાર હોવાથી એમાં ગદ્યના ભુદ્ધિતત્ત્વ ઉપરાંત પદ્યમાં હોય છે તેવી ભાવાત્મકતા પણ હોઈ શકે અને જીવનની અનુભૂતિઓના નિરૂપણમાં રમણીય રસાળ વર્ણનો પદ્યની પ્રસન્નતાનો આસ્વાદ કરાવી શકે. નાટકમાં બને છે તેમ નાટ્યાત્મક પરિસ્થિતિના સચોટ આલેખનથી જીવન-

કથામાં પાત્રવિકાસ સાધી શકાય. નિબંધનાં સર્વ અંગો—વર્ણન, વિચારણા અને વિવરણ જીવનકથામાં સ્થાન પામી શકે. આધુનિક યુગના સાહિત્યમાં નવલકથા અને નવલિકા સૌથી વધુ લોકપ્રિય સાહિત્યપ્રકારો છે. એટલે જીવનકથાના વિવિધ પ્રસંગોના નિરૂપણમાં, નવલિકામાં હોય છે તેવી સંક્ષિપ્તતા અને એવું જ તાદશ પ્રસંગચિત્રણ, સજીવ વાતાવરણનો સ્પષ્ટ ઉઠાવ અને જીવનના કોઈ મર્મનું દર્શન રજૂ કરી શકાય. આમ, જીવનકથાના નિરૂપણમાં વાઙ્મયનાં વિવિધ સ્વરૂપોની સુભગ સમૃદ્ધિનો સમન્વય થઈ શકે. આમ, ચરિત્ર વિજ્ઞાન જ નહિ, કલા પણ છે.

### ૧૦. ચરિત્રકારની મુશ્કેલીઓ

ચરિત્રકારનું કામ બહુ અઘરું છે. વૈજ્ઞાનિક ચોકસાઈ, વિવેકબુદ્ધિ અને તટસ્થતાથી પ્રમાણભૂત સાધન-સામગ્રીનું એણે શ્રમપૂર્વક સંપાદન કરવું પડે છે. એણે ચરિત્રનાયકના વ્યક્તિત્વનું એના આંતર તેમ જ બાહ્ય—સર્વાંગી વિકાસનું તેના સમયની પશ્ચાદ્‌ભૂમિકા ઉપર ચિત્રણ કરી, એને ગુણદોષ સહિત રજૂ કરી એનાં પ્રેરકબળ, એનું જીવનકાર્ય, એના જીવનની સફળતા અથવા નિષ્ફળતાની સમાલોચના કરવાની હોય છે. આ બધું કામ ચરિત્રકાર પાસે ખૂબ શ્રમ, વિવેક અને કલા માગી લે છે. એથી વધુ તો એ માગે છે સમભાવ અને તાટસ્થ્યનો વિરલ સંયોગ.

સફળ ચરિત્ર-આલેખનનું કાર્ય ઘણું દુષ્કર છે. ચરિત્રકારે જીવનકથાને સફળ બનાવવા માટે ચરિત્રનાયકની પસંદગી કરતી વખતે ખાસ સાવધાની રાખવી જોઈએ અને સમજપૂર્વક નાયકની વરણી કરવી જોઈએ. ચરિત્રનાયકની વરણી કરવાનું કાર્ય ઘણુ કઠણ છે, કેમ કે સર્વ મનુષ્યોનાં જીવનમાં ચિત્તાકર્ષક પ્રસંગો હોતા નથી. મોટા ભાગના જીવનપ્રસંગો એટલા બધા સામાન્ય પ્રકારના હોય છે કે એક સળંગ કથનપ્રવાહમાં કરેલી એમની ગૂંથણી રસપ્રદ નીવડતી નથી. ચરિત્રનાયકની પસંદગી કર્યા પછી પણ મુશ્કેલી એ ઊભી થાય છે કે વ્યક્તિના જીવનની છૂટીછવાયી ઘટનાઓ ચરિત્રકારને કાંઈ પણ દિશાસૂચન કરી શકતી નથી, કારણ કે જીવન કદી પણ એક જ વૃત્તિની આસપાસ ગુંફિત થતું નથી. એટલે સમગ્ર જીવનને તેનાં ભૌતિક, બૌદ્ધિક, નૈતિક, અને આધ્યાત્મિક પાસાં સહિત ચીતરવાનું અશક્ય નહિ, પણ અઘરું તો ખરું જ!

ચરિત્ર ગમે તે લખે પણ ચરિત્રકારનો આવશ્યક ગુણ ચરિત્રનાયક પ્રત્યેની સહાનુભૂતિ અને તેની સાથેની તદ્રૂપતા છે. વિશ્વનાથ ભટ્ટે કહ્યું છે

તેમ "ચરિત્રગ્રન્થની સફળતાનો મુખ્ય આધાર લેખકને ચરિત્રવિષયભૂત વ્યક્તિ પ્રત્યે જેટલો સમભાવ હોય, તેની સાથે એ અનાયાસે જેટલું તાદાત્મ્ય અનુભવી શકતો હોય તેના પર છે."[1] ચરિત્રકારે ચરિત્રનાયક પ્રત્યે સમભાવ રાખી તેને સમજવા માટે તેની સાથે તદ્રૂપતા અનુભવવી જોઈએ. નાયક જે ભાવ અનુભવે, જે મનોદશા સેવે તેનો વાસ્તવિક નહિ, પણ માનસિક અનુભવ તો ચરિત્રકારને થયેલો હોવો જોઈએ. એ સિવાય સફળ ચરિત્ર લખવું લગભગ અશક્ય છે. રંગદર્શી કનૈયાલાલ મુનશી ભક્તિપ્રધાન નરસિંહ સાથે તદ્રૂપતા અનુભવે તેટલે અંશે જ એમને એ ચરિત્રમાં સફળતા મળે.

ચરિત્રકાર ચરિત્રનાયકનો સમકાલીન, સહજીવી કે સહવાસી હોય તો ચરિત્રનાયકની તસ્વીરનું યથાર્થ દર્શન કરાવવું તેને માટે સરળ થઈ પડે છે, પણ બધા જ ચરિત્રકારો બૉઝવેલની જેમ ઓછા જ સમકાલીનો હોય છે? ચરિત્રનિરૂપક અને ચરિત્રનાયક વચ્ચે કાલાન્તર હોય તો ચરિત્રકારે સાવધ રહેવું જોઈએ જેથી તે પોતાના સમયનાં ચશ્માંમાંથી નિહાળી વ્યક્તિચિત્ર અને યુગચિત્ર ન નિરૂપે અને કાલવ્યુત્ક્રમનો ભોગ થઈ પડે નહીં.

કોઈ પણ વ્યક્તિ વિશે સંપૂર્ણ સત્યનું જ્ઞાન થઈ શકે? ચરિત્રકાર કેટલે અંશે સત્યપૂર્ણ માહિતી મેળવી શકે? સત્ય હકીકતો મેળવવા ચરિત્રકાર અસલ દસ્તાવેજી પુરાવા જેવા કે ચરિત્રનાયકે લખેલા પત્રો, રોજનીશી વગેરેનો આશ્રય લે છે. આવાં પ્રમાણો કેટલાં મળે? બહુ ઓછાં માણસો પોતાના દૈનિક વૃત્તાન્તની નોંધ રાખતાં હોય છે. આન્દ્રે મોર્વા કહે છે તેમ દરેક રોજનીશી લખનારની વાણીમાં અમુક ચોક્કસ ભાવ કે કોઈ વિશેષ અર્થ છાયા હોય છે. એ મૂળ છાયા ઉતારવાનું ગમે તેટલું વિવરણ કરવા છતાં શક્ય નથી. વિશેષમાં જે લોકો રોજનીશી લખતા હોય છે તેઓ પણ જીવનની કંઈક ધ્યાન ખેંચતી ક્ષણોની જ નોંધ કરે છે, એટલે એવી નોંધને તેના લખનારના સમગ્ર જીવનની પ્રતિનિધિ ગણવામાં જોખમ રહેલું છે. એથી તો ચરિત્રવિષય વ્યક્તિના જીવનની સ્વાભાવિક અને સાધારણ અવસ્થાની ઉપેક્ષા થાય તે ઉપરાંત પ્રસ્તુત રોજનીશી તેના લેખકના માનસના યથાતથ પ્રતિબિંબરૂપ છે એનું પ્રમાણ શું? કેટલીક રોજનીશીઓ તો ભવિષ્યની પ્રજા તરફ નજર રાખીને લખવામાં આવેલી હોય. એમ જ હોય તોપણ રોજનીશીનો લેખક ઘણી વાર છદ્મવેશે વિહરી મિથ્યા ગૌરવ ધારણ કરતો

૧. 'તેત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય', પૃ. ૪૫.

હોય છે અને તેથી તે સહજ ભાવે અતિશયોક્તિમાં સરી પડતો હોય છે, અને પરિણામે એ રોજનીશીનું તેના લખનારના જીવનના વાસ્તવ સત્યના પ્રમાણ તરીકે મૂલ્ય નાશ પામે છે.

પત્રવ્યવહાર અને વાર્તાલાપની બાબતમાં પણ ઉપર પ્રમાણે જ કહી શકાય. તેઓ કેટલી વાર પરસ્પર અસંગત પણ હોય છે. એક જ વ્યક્તિ જુદાં જુદાં સ્ત્રી પુરુષો સમક્ષ જુદે જુદે સ્વરૂપે હાજર થતી હોય છે. પોતે ખરેખર જેવો હોય તેના કરતાં બીજા પોતાને વિષે જેવી અપેક્ષા રાખે તેવો દેખાવનો માણસને મોહ હોય છે. એ એક સાર્વત્રિક માનુષી નબળાઈ છે.

પત્રો, મુલાકાતો, ચરિત્રકારનાં સમકાલીનોએ તેના સંબંધી આલેખેલાં સંસ્મરણો વગેરે બહુ મૂલ્યવાન છે; જોકે એમની બાબતમાં જીવનકથાકારે ખૂબ સાવધ રહેવાની જરૂર છે. ચરિત્રનાયક વિશેનાં ભિન્ન માન્યતાઓ અને અભિપ્રાયોની તુલના કરતાં ચરિત્રલેખકને એવું જણાશે કે ઘણી વખત કોઈ એક જ પ્રસંગની બાબતમાં સાચું શું તેનો નિર્ણય કરવો લગભગ અશક્ય થઈ પડે છે. સમકાલીનોનાં અંગત દૃષ્ટિ, વૃત્તિ અને રાગદ્વેષો નિરપેક્ષ સત્યનું સંશોધન અસાધ્ય બનાવી મૂકી છે.

જેમ જેમ આપણે સત્ય હકીકતોની સમીપ પહોંચતા જઈએ છીએ તેમ તેમ આપણને એમ લાગ્યા વિના નથી રહેતું કે જે રીતે પદાર્થવિજ્ઞાન અને રસાયણવિજ્ઞાનની વિચારણા થઈ શકે તે રીતે વ્યક્તિના જીવનનું વિવેચન થઈ શકે નહિ. જીવનમાં કેટલીક એવી ક્ષણો હોય છે, એવા અનન્ય અનુભવો હોય છે જેમની આપણને ફરીથી પ્રાપ્તિ થઈ શકે નહિ. એથી જ આપણે તેમની બાબતમાં વૈજ્ઞાનિક પદ્ધતિનો ઉપયોગ કરી શકીએ નહિ. કોઈ પણ વ્યક્તિ વિશે સંપૂર્ણ વૈજ્ઞાનિક સત્ય જાણી શકવું દુષ્કર છે.

મનુષ્ય પોતાના મોટા ભાગના વિચારો અને ઊર્મિઓને અવ્યક્ત રાખતો હોય છે, એથી ચરિત્રકારને તેનાં વ્યક્ત વાણી-વર્તન ઉપરથી જ અનુમાનો કરવાં પડે છે. આવાં સ્ફુટ વાણીવર્તન ઉતાવળિયાં હોઈ શકે, અને વ્યક્તિઓની સામાન્ય પ્રકૃતિથી ક્યારેક જુદાં પણ હોઈ શકે, અને તેને પરિણામે તેઓ ચરિત્રનાયકના વ્યક્તિત્વનું માર્ગદર્શન કરાવી શકે નહિ.

મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ માનવીનાં સ્વપ્નો વ્યક્તિના આંતરિક સ્વરૂપનાં પરિચાયક હોઈ જીવનચરિત્રકાર માટે તેઓ મૂલ્યવાન સામગ્રી બની શકે તેમ છે, પણ ચરિત્રકારને એ સ્વપ્નોનું જ્ઞાન પ્રાપ્ત થવાનો અવકાશ જ અત્યંત અલ્પ આવે છે તો પછી એમના અર્થદર્શનનો તો પ્રશ્ન જ ક્યાં?

માનવીનો સાચો આંતરપરિચય મેળવવો એ કેટલું મુશ્કેલ કાર્ય છે? માણસ પોતે જ પોતાને કેટલે અંશે ઓળખતો અને સાચી રીતે તોળતો હોય છે? તો પછી બીજા તો એને શું ઓળખે? માનવીનું મન કેવું જટિલ છે! માનવી શુભાશુભનું મિશ્રણ છે. એ દ્વિધારૂપ ધારણ કરી આત્મવંચના કરી શકે છે. આમ છતાં જીવનચરિત્રકારે વ્યક્તિનાં બાહ્ય અને આંતર સ્વરૂપને એકબીજાથી જુદાં પાડી શકાતાં નથી એ સમજી લઈ ચરિત્રનાયકના કલ્પનાતત્ત્વ, ઊર્મિતંત્ર અને બુદ્ધતત્ત્વનું, એના આચારવિચારનું મનોવૈજ્ઞાનિક ઢબે સૂક્ષ્મ અન્વેષણ કરી, વ્યક્તિના વર્તનના પ્રેરક હેતુ અને જીવનચાલક બળના કેન્દ્રસ્થાનને પ્રત્યક્ષ કરી આપવું પડે છે. એમાં એનું કાર્ય પાછું થોડુંક વૈજ્ઞાનિકના કાર્ય જેવું ખરું, પણ વૈજ્ઞાનિકનો વ્યાપાર બુદ્ધિનો જ હોય છે; જ્યારે ચરિત્રકારનો વ્યાપાર બુદ્ધિ ઉપરાંત ઊર્મિનો પણ છે. એટલે તે માનવીનાં બુદ્ધિતંત્ર અને ઊર્મિજગત સાથે સંબંધ ધરાવનાર વિવિધ અનુભૂતિઓને પ્રગટ કરી, વાચકોના હૃદયને કલ્પના અને ઊર્મિ વડે રસપ્લાવિત કરી નાયકની અનુભૂતિઓ સાથે સમસંવેદન જગાડે છે. નાયકના જીવનનું જીવન્ત, સાચું, વ્યક્તિત્વપૂર્ણ આલેખન વિગતોના સંયોજનની કલા માગી લે છે તેમ કલ્પના પણ માગે છે, તથા વાર્તાકારમાં હોય તેવું પાત્રના ચિત્તપ્રવેશનું સામર્થ્ય અને તેમાંથી જન્મતાં તદ્રૂપતા અને સમભાવ પણ માગે છે. ચરિત્રકારે એકત્ર કરેલી માહિતીના ઢગલામાંથી વ્યક્તિ તેના ગુણ ગુણદોષ સાથે, સબળતા-નિર્બળતા સાથે, એના દેશકાળના પણ સજીવ ચિત્રના ઉઠાવ સહિત ઊભી થવી જોઈએ આ માટે ચરિત્રકારમાં સંવેદનશીલતા તેમ જ સર્જક-કલ્પના જોઈએ. આ કારણે જીવનચરિત્ર કલ્પનાપ્રદેશમાં પ્રવેશ કરે છે, તેથી જ જીવનચરિત્ર કલાકૃતિ બની શકે. જીવનચરિત્રને સાહિત્ય બનાવવું હોય તો એને એની કલાકૃતિ બનાવવું ઘટે. આમ, સફળ ચરિત્રકાર વિજ્ઞાનના સત્ય ઉપરાંત કલાનો આનંદ પણ આપે છે, એટલે ચરિત્રકાર વૈજ્ઞાનિક જેવો સત્ય-સંશોધક હોવા ઉપરાંત નિરૂપણમાં તો કલાકાર જ હોવો જોઈએ. એટલે ચરિત્ર વિજ્ઞાન અને કલાના, જ્ઞાન અને રસના, 'સત્યમ્' અને 'સુન્દરમ્'ના સંમિલનનો સહિયારો પ્રદેશ બની શકે.

## ૧૧. ચરિત્રની ઉપયોગિતા અને સેવા

જીવનચરિત્રનું આલેખન લેખક તેમ જ વાચક બંનેને આત્મ-અભિવ્યક્તિનું સાધન બની શકે છે. આત્મ-અભિવ્યક્તિ શોધતો વાચક પોતાનાં અને નાયકનાં સંવેદનોની, મનોભાવની, અનુભવોની સરખામણી કરવા પ્રેરાય છે. અનુકરણવૃત્તિ મનુષ્યમાં પ્રબળ હોય છે, એટલે માનવી જ્યારે અન્ય જનની મહત્તાનું કારણ

જાણે છે ત્યારે એને એની આત્મશક્તિનું ભાન થાય છે, અને એની આત્મશ્રદ્ધા પ્રબળ બને છે. તે પ્રેરણા મેળવે છે અને એને આશ્વાસન પણ મળે છે. એની સહાનુભૂતિ વિસ્તરે છે, સ્વાર્થવૃત્તિ ઘટે છે, મહત્ત્વાકાંક્ષા ઉત્તેજાય છે, અને સાથે સાથે નિયતિની અને કાળની શક્તિ પણ એને સમજાય છે. એચ. ડબ્લ્યુ. લૉન્ગફેલોએ 'એ સામ ઑફ લાઈફ' —'A Psalm of Life' નામના તેના કાવ્યમાં કહ્યું છે:

"Lives of great men all remind us
We can make our lives sublime,
And departing leave behind us
Foot-prints on the sands of time."

આ રીતે ચરિત્રસાહિત્ય નૈતિક અસર વિશેષે કરે. આન્દ્રે મોર્વા કહે છે તેમ "ચરિત્ર એવો સાહિત્યપ્રકાર છે જે બીજા કોઈ પણ સાહિત્યપ્રકાર કરતાં નીતિ સાથે સૌથી વિશેષ નિકટનો સંબંધ ધરાવે છે."[1]

મનુષ્યને જીવવામાં રસ છે તેવો જ રસ એને અન્ય જનોનાં જીવન વિશે જાણવામાં પણ હોય છે. ચરિત્રસાહિત્યના વાચન પ્રત્યે વધતી જતી અભિરુચિનું આ મુખ્ય કારણ છે. દરેક માનવીના આત્મામાં એવું તત્ત્વ રહેલું છે જે તેનામાં ઉદાત્ત આકાંક્ષાઓ પ્રેરે છે. ચરિત્રસાહિત્યનું વાચન આ તત્ત્વને પોષે છે. કોઈ એક વ્યક્તિનાં જીવન, ચારિત્ર્ય અને સિદ્ધિઓ વિશે વાંચતાં જે વિશિષ્ટ ગુણોએ, જે સદ્-અંશોએ તે વ્યક્તિને મહાન બનાવી, જે ગુણોને લીધે તેણે પોતાની મુશ્કેલીઓનો હિંમત અને ધૈર્યથી સામનો કર્યો, અને તેમના ઉપર વિજય મેળવ્યો અને મહત્તા પ્રાપ્ત કરી એ સર્વ વાચક જાણે છે, આ બધું અનુભવ-નિવેદન સત્યકથન હોવાથી તથા ઉપદેશ કરતાં આચરણનો વિશેષ પ્રભાવ પડતો હોવાથી ચરિત્રગ્રંથ કલ્પિત કથાઓ કરતાં વધારે હૃદયંગમ બને છે. વાચકના મન પર એ વ્યક્તિવિશેષના સદ્‌ગુણોનો પ્રબળ પ્રભાવ પડે છે, અને એ મહાનુભાવ વ્યક્તિને પોતાનાં મનઃચક્ષુ સમીપ રાખી વાચક પોતાના ભાવિ જીવન માટે માર્ગદર્શન મેળવી, પોતાની જાતનું ઘડતર કરવા પ્રયાસ કરે છે; અને તેમ કરતાં એ મહાન વિભૂતિનું ચારિત્ર્ય એનો ભવ્યોન્નત આદર્શ બની રહે છે. ભય અને મુશ્કેલીમાં એમનું

૧. "Biography is a type of literature which, more than any other, touches close on morality."—Andre Maurois, 'Aspects of Biography', p. 121.

ઉદાહરણ ઉત્સાહ અને ધૈર્ય પ્રેરી, સાંત્વન આપે છે. અન્ય જનોના આચરણનું જ્ઞાન માનવીના વર્તન ઉપર સૌથી વિશેષ પ્રભાવ પાડે છે. 'બીજા લોકો જે કરી શકયા તે હું કેમ ન કરી શકું? હું પણ મારું જીવન ઉન્નત બનાવી શકું'— એવી વૃત્તિ વાંચનારના મનમાં ઉત્પન્ન થાય છે અને મહત્ત્વાકાંક્ષાનું ઉદ્દીપન ત્વરિત બને છે.

ચરિત્રસાહિત્યના વાચનનો આવો કલ્યાણકારી પ્રભાવ હોવા છતાં જીવનચરિત્ર કોઈ પણ રીતે નીતિશાસ્ત્રનો નિબંધ નથી. જો ચરિત્રકાર ચરિત્રમાંથી નીતિબોધ તારવી આપે કે એ માટે જ ચરિત્ર લખે તો એની રસાત્મક કે સાહિત્યિક બાજુ ઘવાશે. ચરિત્રકારે આમ નીતિવિષયક—ઉપદેશક વલણથી દૂર રહેવું પડશે અને તટસ્થતા તથા પરલક્ષિતા સાધવી પડશે. જો ચરિત્રકાર રસશાસ્ત્રના પ્રદેશની સરહદનો ત્યાગ કરી નીતિશાસ્ત્રના પ્રદેશમાં પ્રવેશ કરે તો એનું ઉપદેશાત્મક કે બોધક વલણ એની કલાકૃતિનું ઘાતક બને છે.*

આપણે ત્યાં અનેક ધર્માત્માઓનાં અને હવે રાજપ્રકરણી પુરુષોનાં ચરિત્ર પણ ઉપદેશક વૃત્તિથી નાના તેમ જ મોટા દળદાર ગ્રન્થોમાં પ્રગટ થયાં છે, એટલે એમાંનું એકાદ પણ આપણા સાહિત્યની ગણનાપાત્ર કૃતિ બની શકયું નથી. પશ્ચિમના દેશો તરફ નજર કરીશું તો જણાશે કે સાવ સામાન્ય માનવીઓનાં ચરિત્રો પણ તેમના નિરૂપણમાં રહેલા કલાસામર્થ્યને લીધે ચિરંજીવ સાહિત્યકૃતિઓ બનવા પામ્યાં છે.

---

* સરખાવો : "All moral pre-occupation in a work of art whether it be a novel or a biography, kills the work of art."
—Andre Maurois, 'Aspects of Biography,' p. 123.

## પ્રકરણ બીજું

# આત્મચરિત્રનું સાહિત્યસ્વરૂપ

### ૧. જીવનચરિત્ર અને આત્મચરિત્ર

આત્મચરિત્ર ચરિત્ર જ છે. ફેર એટલો કે તેમાં ચરિત્રનાયક પોતે જ પોતાનો ચરિત્રલેખક બનતો હોય છે. જીવનચરિત્ર અને આત્મચરિત્ર વચ્ચે સ્વરૂપ તેમ જ કાર્ય પરત્વે બીજા કેટલાક ભેદ છે તેનું મૂળ આ મુદ્દાની હકીકતમાં છે.

જીવનચરિત્ર અને આત્મચરિત્રનો ઉદ્ભવ બે ભિન્ન મનોવ્યાપારોમાંથી થાય છે. જીવનચરિત્રનું પ્રેરકબળ થોડું વિભૂતિ-પૂજનની વૃત્તિમાં રહેલું છે, જ્યારે આત્મચરિત્રનું મૂળ આત્મ-આવિષ્કરણની ઝંખનામાં રહેલું છે.

જીવનચરિત્રનો લેખક ચરિત્રનાયકથી ભિન્ન હોવાથી તે બાહ્ય સાધન-સામગ્રીની મદદથી ચરિત્રનાયકના જીવનના બહિરંગ સ્વરૂપને વિશેષ જાણી શકે છે. જીવનચરિત્રનો લેખક ખૂબ પરિશ્રમથી સત્યનું સંશોધન કરી એને પરિશુદ્ધ કરે છે એટલે બાહ્ય વિગતોની બાબતમાં એનું કાર્ય સંપૂર્ણ હોય છે, પણ ચરિત્રનાયકના જીવનનાં આંતરિક સત્યોની બાબતમાં તે અપૂર્ણ જ રહે છે. એનાથી ઊલટું આત્મચરિત્રનો લેખક પોતે જ ચરિત્રનાયક હોવાથી તે પોતાની જાત વિશે જાણે એટલું અનેક પ્રયત્ન કરવા છતાં બીજી કોઈ વ્યક્તિ એને વિશે ન જાણી શકે. મોટે ભાગે આત્મચરિત્રકારને કોઈ બાબતમાં બહારનાં સાધન-સામગ્રી ઉપર બહુ આધાર રાખવો પડતો નથી.

જીવનચરિત્રકારનું ચરિત્રનાયક સંબંધી જ્ઞાન મર્યાદિત હોઈ એની પાસે ચરિત્રનાયકના વ્યક્તિત્વનિરૂપણ માટેનો અવકાશ પણ મર્યાદિત જ છે; પણ આત્મચરિત્રકાર પાસે તો પોતાની જાત વિશે વિપુલ પ્રમાણમાં માહિતી હોઈ એની પાસે પોતાના વ્યક્તિત્વનું નિરૂપણ કરવા માટે અતિ વિસ્તૃત ફલક હોય છે.

જીવનચરિત્ર અને આત્મચરિત્ર બંને સાહિત્યપ્રકારો માનસશાસ્ત્રની સમાન ભૂમિકા ઉપર જ અવલંબે છે. જીવનચરિત્રકાર ચરિત્રનાયકની પ્રવૃત્તિ-ઓનું નિરીક્ષણ કરી તેમને પ્રેરનારી માનસિક પ્રક્રિયાઓનું અને તે પ્રવૃત્તિ-ઓના મૂળભૂત હેતુઓનું અન્વેષણ કરે છે. આત્મચરિત્રકાર અંતર્દર્શન કરે છે અને પોતાની ચિત્તપ્રવૃત્તિઓ અથવા તેમને પ્રેરનારી વૃત્તિઓ અને

પરિસ્થિતિની વિચારણા કરે છે. આમ જીવનચરિત્રકાર બહિર્મુખ રહે છે જ્યારે આત્મચરિત્રકાર અંતર્મુખ હોય છે. જીવનચરિત્ર આમ પરલક્ષી સાહિત્યપ્રકાર છે. તેના લેખકને ચરિત્રનાયક સાથે સમભાવથી શક્ય તેટલું તાદાત્મ્ય સાધવા પ્રયત્ન કરવો પડે છે. આત્મકથા-લેખકને એ તાદાત્મ્ય સહજ સ્વયંસિદ્ધ હોય છે. બીજે પક્ષે ચરિત્રનાયકના સાચા આલેખક થવા માટે વૈજ્ઞાનિકના જેવી જે તટસ્થતા જરૂરી, તે જીવનચરિત્રના લેખકને આ જ કારણે વધુ સુગમ હોય છે. આત્મચરિત્ર આત્મલક્ષી સાહિત્ય-સ્વરૂપ છે. લેખક અને નાયકનું એમાં અદ્વૈત હોવાથી તેના લેખકને તાદાત્મ્યનો અનાયાસસિદ્ધ લાભ છે. તો વૈજ્ઞાનિક તાટસ્થ્ય જાળવવું તેને માટે મુશ્કેલ છે.

જીવનચરિત્રકાર જીવનચરિત્ર લખ્યા પછી નાયકના જીવન, વ્યક્તિત્વ, જીવનકાર્ય અને સિદ્ધિ-અસિદ્ધિઓની સમગ્રદર્શી સમાલોચના અને મૂલવણી કરી શકે; આત્મચરિત્રકારે તો નિરપેક્ષવૃત્તિ સેવી અંતિમ મૂલ્યનિરૂપણ વાચક ઉપર છોડી દેવું પડે.

જીવનચરિત્રકારને વિદેહ ચરિત્રનાયકની તેના જન્મથી મરણ સુધીની સંપૂર્ણ જીવનકથા આલેખવાની અનુકૂળતા હોય છે. આત્મચરિત્રનો લેખક પોતાના જન્મની વાત તો કઈ રીતે કહી શકે? જન્મ અને સ્મૃતિ પહોંચની હોય તે પહેલાંના બાળપણના વૃત્તાંત માટે એને બીજાઓ પાસેથી મેળવેલી માહિતી ઉપર જ આધાર રાખવો પડે છે; વળી આત્મચરિત્રકાર તે પોતે લખતો હોય ત્યાં સુધીના જ સમય સુધી પોતાનું જીવનવૃત્તાંત લખી શકે. મતલબ કે આત્મચરિત્ર જીવનનાં અમુક વર્ષોનું જ વૃત્તાંત બની જાયછે. મોટે ભાગે એ શરૂ થાય સ્મૃતિના આરંભકાળથી અને પૂરું થાય લેખનકાળમાં. આમ, તે જીવનકથા જેવું સંપૂર્ણ કે સુરેખ ન હોતાં માથા અને હાથ-પગ વિનાના ધડ કે કબંધ જેવું બને છે. તેથી જ તો ડબ્લ્યુ. એચ. ડને તેને પ્રમાણબદ્ધ આકૃતિને બદલે મુસ્લિષ્ટના વિનાનો પિંડ—torso કહેલ છે. *

## ૨. આત્મચરિત્ર : દુઃસાધ્ય સાહિત્યપ્રકાર

ડૉ. સેમ્યુઅલ જ્હૉનસને કહ્યું છેઃ "દરેક માણસ પોતે જ પોતાનું ચરિત્ર સારામાં સારું લખી શકે."[૧] એ વાત ખોટી નથી. માણસ પોતાની

* "The true autobiography, however, is but a torso."—W. H. Dunn, 'English Biography', p. 200.

૧. "Every man's life should be best written by himself."—Dr. Samuel Johnson, quoted here from Andre Maurois, 'Aspects of Biography,' p. 133.

જાતને, પોતાની અંતઃકરણ-પ્રવૃત્તિઓને જેટલી જાણે તેટલી એને બીજું કોણ જાણવાનું હતું? તેથી "સ્મરણયાત્રા અને જીવન વિશેની વાસ્તવિક હકીકતોનું વર્ણન"[૧] આ બેની સહાયથી આત્મકથા તો સહેલાઈથી કોઈ પણ માણસ લખી નાખી શકે એમ આપણને લાગે; પણ શ્રી. ધૂમકેતુ કહે છે તેમ "માણસની પાસે વિશ્વાસપાત્ર ગણી શકાય તેવી કેટલીક હકીકતો હોવા છતાં સાહિત્યનો આ પ્રકાર ઘણો જ અટપટો અને વિકટ ગણાય છે."[૨]

જ્યારે કોઈ પણ વ્યક્તિ આત્મચરિત્ર લખવા બેસે છે ત્યારે એને માલૂમ પડે છે કે એનાથી ઘણું ભૂલી જવાયું છે. જીવનની "સપાટી ઉપરથી પાતાળપ્રવેશ કરવાનો, સજીવ વર્તમાનમાંથી ઢંકાઈ ગયેલા ભૂતકાળમાં જવાનો માર્ગ અલ્પ પ્રકાશવાળો, અંધારિયો અને દુર્ગમ છે."[૩]

સ્ટિફન ઝ્વિગ કહે છે તેમ "સ્મૃતિ એ કંઈ દફતરખાનામાં રાખવામાં આવેલી નોંધપોથી નથી કે જેમાંથી આપણી જિંદગીની બધી વિગતો મળી રહે. આપણે સ્મરણશક્તિ કહી જેની ડંફાસ મારીએ છીએ એ તો આપણા લોહીના વહેતા પ્રવાહમાં પડી છે; એ કાપ-છેદ-વેઠતું એક જીવંત અંગ છે. તે કંઈ શીતળ સંગ્રહાલય નથી કે જેમાં દરેક સંવેદન તેનું અસલ સત્ત્વ અને ઐતિહાસિક સ્વરૂપ અકબંધ સાચવી પડયુ રહ્યું હોય."[૪]

---

૧ "...a probing of memory and a description of facts of life...."— Stefen Zweig—'Master Builders, Adepts In Self-portraiture', p. 536.

૨ ધૂમકેતુ, 'જીવનપંથ,' 'પ્રસ્તાવ . પ્રવેશ', પૃ. ૪.

૩. "The path by which a man must descend from the surface into the depths, from the breathing present into the overgrown past, is dimly lit and hard to follow."—Stefen Zweig, 'Master Builders, Adepts In Self-portraiture', pp. 536-537.

૪. "Memory is not in the least like a register kept in a well ordered office, a place in which all the documents relating to every detail of our lives are laid away in store. What we vaunt as memory is submerged in the rushing stream of our blood; it is a living organ, subject to the mutations of such organs, it is not a cold-storage chamber in which every feeling can retain its natural order, in its primary historical from."—Stefen Zweig, 'Master Builders, Adepts In Self-poraiture,' pp. 542-543.

એથી જ તો કવિવર રવીન્દ્રનાથ ટાગોરને પણ એમ કહેવું પડ્યું કે "સ્મરણશક્તિના ભંડારમાંથી સત્ય ઇતિહાસ વાંચી જીવનકથા ઉપજાવી કાઢવી એ કાર્ય કદાચ અશક્ય અને વ્યર્થ પણ હશે."[1] રાજેન્દ્રબાબુએ તો કહી જ દીધું છે કે "કેવળ યાદદાસ્તને આધારે લખાયેલાં સ્મરણોને કાંઈ ખાસ પ્રમાણભૂત ન ગણી શકાય. [2]"

ઉદય પામતા જ્ઞાનનાં તરંગિત તેજછાયાનાં ચિહ્ન બાળકના માનસપટ ઉપર પ્રથમ ક્યારથી અંકાય છે તેમ જ એ સૌને પ્રથમવાર સ્મૃતિમાં સંઘરવાનો પ્રારંભ બાળક ક્યારથી કરે છે? સૌની સ્મરણશક્તિ એકસરખી સતેજ હોતી નથી. અદ્ભુત સ્મરણશક્તિનું ઉદાહરણ આપણને ટૉલ્સ્ટૉયના આત્મવૃત્તાંતમાંથી મળે છે. જ્યારે તે ૭ માસના હતા ત્યારે લાકડાના ટબમાં મૂકીને તેમને નવડાવતા તે સમયે સાબુવાળા લાકડાની વાસ કેવી આવતી અને પોતાના પગની નીચે કેવી ચીકણાશ અને લપસણ પોતે અનુભવતા તેની તાદૃશ છાપ તેઓ ઘણી મોટી ઉમ્મરે પણ સાચવી રાખી શક્યા હતા. બાલજીવનનાં પ્રથમ ચાર વર્ષ પૂરાં અને પાંચમા વર્ષની શરૂઆત સુધી આયર્લૅન્ડમાં રહેલા વિન્સ્ટન ચર્ચિલ ચાર વર્ષના હતા ત્યારે તેમના દાદાજી જેઓ તે વખતે ત્યાંના રાજપ્રતિનિધિ—viceroy હતા તેમણે લૉર્ડ ગફની પ્રતિમાનો અનાવરણ-વિધિ કરેલો. શ્રી. ચર્ચિલનું એ પ્રથમ સુસંબદ્ધ સ્મરણ હતું. મહાપંડિત રાહુલ સાંકૃત્યાયનનું તેમનું પુરાણું સ્મરણ સને ૧૮૯૭ના દુકાળની પહેલાં પહોંચી જાય છે, એટલે કે તેમના ચોથા વર્ષની શરૂઆતની નજીકના બનાવોનું તેમને સ્મરણ છે. નર્મદ ચાર વર્ષનો હતો ત્યારે મુંબઈમાં જે ભયંકર આગ લાગી હતી તેનું આબેહૂબ વર્ણન 'મારી હકીકત'માં તે કરે છે. શ્રીમતી શારદાબહેન મહેતાને બાળપણની વાતો બરાબર સાંભરતી નથી; એમને એમના માતામહ ગુજરી ગયા હતા એટલું જ યાદ આવે છે. બાકી તો "બાળપણને યાદ કરવા બેસતાં એક પછી એક અનેક પ્રસંગો સ્મૃતિની કોતરોમાંથી બહાર કૂદી આવતા કોણે નથી અનુભવ્યા?"[3] એવું કહેનાર અને માંડ ચાર વર્ષના હશે ત્યારે પોતાના કાકાની સાથે કરેલી આફ્રિકાની મુસાફરી "હમણાં જ કર્યા જેવું સાંભરે છે...એને એ આખું દશ્ય નજર

1. રવીન્દ્રનાથ ઠાકુરના 'સંસ્મરણો,' અનુવાદક : અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી. 'પ્રાથમિક નિવેદન,' પૃ. ૨.

2. રાજેન્દ્રપ્રસાદ : 'મારી જીવનકથા,' પૃ. ૮૧૨-૧૩.

3. પ્રભુદાસ ગાંધી : 'જીવનનું પરોઢ', પૃ. ૫

સામે તરી આવે છે"[1] એવું અનુભવનાર પ્રભુદાસ ગાંધી કે પોતાની બાલ્યાવસ્થાની સંસ્મરણસૃષ્ટિને, એનાં પાત્રોને, તેમનાં ત્યારનાં સ્થળ-કાળ અને બોલીસહિત યથાસ્થિત નિરૂપનાર ચંદ્રવદન મહેતા તો ગુજરાતી આત્મચરિત્ર-સાહિત્યની વિરલ વ્યક્તિઓ જ! મોટા ભાગનાં માણસોને નાનપણ યાદ હોતું નથી, આથી આત્મચરિત્રકારને પોતાના જન્મ વિશેની હકીકત, બચપણની માહિતી, પોતાનાં મા-બાપ, દાદા-દાદી અને અન્ય સગાંસંબંધીઓ પાસેથી મેળવવી પડે છે. આત્મકથાના લેખકે બીજાઓ પાસેથી મેળવેલા એ અહેવાલ આત્મકથાકાર પ્રત્યેના સ્નેહભાવથી રંગાયેલા પણ બને અને તેથી પૂરા સંશુદ્ધ—correct ન પણ હોય. આત્મકથાના લેખકના સ્મરણમાં રહેલી પોતાના બચપણની હકીકતો એણે સાંભળેલી કે ભેગી કરેલી હોય છે તેથી તે પ્રત્યક્ષ નહિ, પણ પરોક્ષ અને મૂળ અહેવાલના દ્વિતીય સંસ્કરણરૂપ હોય છે. એની વિશ્વસનીયતા કે પ્રમાણભૂતતા કેટલી ગણવી?

આ પરિસ્થિતિને પરિણામે આત્મચરિત્રકાર પાસે બાલ્યકાળની સ્મૃતિ તેને આઘાત આપનાર કે ચકિત કરનાર વિરલ પ્રસંગોનાં છૂટાં-છવાયાં, ઝાંખાં ચિત્રો રૂપે જ હોય છે. વળી મનુષ્ય પોતાના જીવનનાં સ્વસ્થ, શાંત અને સુખી બાલ્યકાળનાં સ્મરણો બહુ ઓછાં સાચવી શકે છે, પણ રોમાંચક યુદ્ધકાળ કે સંક્ષોભકર ક્રાન્તિકાળનાં સંસ્મરણોનો સંચય તેની પાસે વિપુલ પ્રમાણમાં હોય છે. ટૂંકમાં કહીએ તો બાલ્યકાળના અનુભવો યથાતથ યાદ નથી રહેતા. સંપર્કમાં આવેલાં પરિચિત મનુષ્યો પણ ભુલાય છે, વિગતોનું વિસ્મરણ થાય છે અને બાલ્યકાળનાં સ્મરણો અતિ સામાન્ય અધૂરાં અને સત્યથી વેગળાં બની રહે છે. ચિરંજીવ છાપ તો રહી જાય છે બાળપણના કોઈ પ્રબળ ભાવ—માનસિક વલણની.

પુખ્ત અને પ્રૌઢ વયની વ્યક્તિઓ સુસ્થિર, સુવ્યવસ્થિત સમાજવિધાનમાં બરાબર ગોઠવાઈ ગઈ હોય છે, અને તેમનાં સ્મરણો તેમની આસપાસની કેટલીક નક્કર વાસ્તવિકતાઓની જ આસપાસ ઘૂમતાં હોય છે; પણ બાલ્યઅવસ્થાનાં સંસ્મરણોરૂપે કેટલાંક સંભ્રાન્ત સંવેદનો અને અવિશદ અનુભૂતિઓ રહે છે, અને એમનાં મૂળ પણ દુર્બોધ ગહનતામાં ડૂબેલાં હોય છે. છ-સાત વર્ષના બાળકના વ્યક્તિત્વનો પરિચય કરવા માટે બાળકનો ક્રમશઃ વિકાસ પામતો શબ્દસંચય, એનાં સંવેદનો, એની ચિંતનસૃષ્ટિ, એનો બહારના જગત

૧. પ્રભુદાસ ગાંધી : 'જીવનનું પરોઢ.' પૃ. ૫

સાથેનો સંપર્ક, અને એની માનસસૃષ્ટિએ ઝીલેલું સમાજનું પ્રતિબિંબ—આમાંનું કાંઈ આપણાથી સંઘરી રાખી શકાતું નથી.

એટલે સૌથી પહેલી અને મોટી મુશ્કેલી બાલ્યકાળનાં સંસ્મરણોના આલેખનની છે. પોતાની સ્મૃતિ જ જ્યારથી પ્રધાન આધાર બને ત્યારે પણ સ્મૃતિ અંતિમ સત્યની દૃષ્ટિએ કેટલી વિશ્વાસપાત્ર એ જોવાનું રહે. કારણ કે સ્મૃતિ તરલ છે, માનવીને ગમતું સંભારી રંગવાની અને અણગમતું ભૂલી જવાની વૃત્તિ થયા કરે છે. તે ઉપરાંત, વિસ્મૃતિની લીલા પણ વિસ્મયકારક છે.

સ્મૃતિના પ્રારંભ પહેલાંની રિક્તતા (void—vaccum) અને ઉપર ગણાવેલી અભાન વિસ્મૃતિ બાદ કરતાં જે ખરી સ્મૃતિને આધારે આ લખાય ત્યારે બીજી મુશ્કેલીઓ શરૂ થાય માણસ નમ્ર હોય તો એ આત્મકથા લખવા જ ન પ્રવૃત્ત થાય તેમ છતાં જો તે લખવા પ્રવૃત્ત થાય તો તે પોતાને વિશે વાત કરતાં સંકોચાવાનો, અને પોતાના ગુણોશ વર્ણવતાં ઊનોક્તિ કરવાનો. એ નમ્ર ન હોય તો એ બીજી રીતે સંકોચાવાનો. પોતાની જાત વિશે લખતાં માણસ પોતે સંકોચશીલ ન હોય તોપણ ઓછી મૂંઝવણ અનુભવતો નથી હોતો. અબ્રહામ કાઉલે કહે છે તેમ "માણસને પોતે પોતાના વિશે લખવામાં મઝા છે, અને મુશ્કેલી પણ છે; તે પોતાને ઉતારી પાડતું કંઈ લખવા જાય છે તો એ પોતાના હૃદયને ખટકે છે અને પોતાની પ્રશંસા કરે છે તો તે વાંચનારને ખટકે છે."[૧]

આન્દ્રે મોર્વા લખે છે તે સાચું છે કે જ્યારે આપણે એમ માનતા હોઈએ કે આપણી જાત પ્રત્યે આપણું વર્તન વિશેષ કડક છે ત્યારે ખરી રીતે બીજા આપણા તરફ જેટલા કઠોરપણે વર્તે છે તેના કરતાં આપણે આપણાં પોતાની જાત પ્રત્યે ઘણી ઓછી નિષ્ઠુરતા દર્શાવતા હોઈએ છીએ. ખુદ આન્દ્રે મોર્વાને રૂસોના અતિ ધૃષ્ટ એકરારોની ભીતરમાં એની આત્મપ્રદર્શનની અને અહંપ્રેમની જ નિર્લજ્જ ડોકિયાં કરતી દેખાય છે.

આથી ઊલટું માણસ આત્મપ્રેમી હશે તો તેની ધૃષ્ટતાના પ્રમાણમાં પોતાની જાતને માટે તે અત્યુક્તિ પણ કરવાનો. આ આત્મપ્રેમ કોઈને

૧. "It is a hard and nice subject for a man to write of himself; it grates his own heart to say anything of disparagement, and the reader's ears to hear anything of praise for him."—Quoted here from B. Prasad —'A Background to the Study of English Literature,' p. 196.

કોઈ રૂપે અનેક રીતે આત્મકથાનો સારથિ બની બેસી પોતાને ઇષ્ટ દિશામાં જ એને હાંકી જવાનો સંભવ બહુ મોટો છે. વૈજ્ઞાનિકના જેવી તટસ્થતા પોતાને વિશે લખતી વેળા જાળવવી બહુ મુશ્કેલ છે.

માનવી પોતાને વિશે લખવા બેસે ત્યારે અન્ય જનો કરતાં પોતામાં કંઈ અસામાન્યતા કે વિશેષ ગુણવત્તા રહેલી છે એવું બતાવવાની વૃત્તિ એનામાં સ્વાભાવિકપણે આવી જાય છે; તેથી પોતાની જાતને નાનપણથી જ વધુ રૂપાળી અને મહત્તાવાળી ચીતરવાનો તે પ્રયાસ કરે છે. આ મિથ્યા આત્મગૌરવ —selfconceit બિન-અંગત સત્યનિષ્ઠાનું દુશ્મન છે.

સ્મરણશક્તિ કામ કરે ત્યારેય તેનું આપ્યું બધુંય માણસ જાહેરમાં નથી મૂકતો હોતો. એટલે આત્મચરિત્રકાર પોતાને વ્યથાકર, અપ્રિય હોય તેવું બધું ચાલાકીથી દબાવી રાખે છે. સામાન્ય રીતે બાળપણની શરમજનક બાબતો કે અસંતોષકારક પરિસ્થિતિનો ઉલ્લેખ કરવો માણસને ગમતો નથી; એટલે એવા પ્રસંગોનું યથાર્થ નિખાલસ કથન તે કરતો નથી. એમાંય ખાસ કરીને પોતાનાં જાતીય આચરણ કે પ્રણય વિશે સત્યકથન કરી પોતાનાં સ્ખલનો દર્શાવવાની હિંમત રૂસો, ટૉલ્સ્ટૉય, નર્મદ, મણિલાલ ન. દ્વિવેદી, ગાંધીજી અને એચ.જી. વેલ્સ જેવા બહુ ઓછા માણસોમાં જ હોય છે. બાકી તો કેટલીક ભયંકર બાબતોને વીરતાથી ઉઘાડી પાડી તેમનો બેધડક એકરાર કરનાર બીજી કેટલીક સત્ય હકીકતો તો સંતાડી રાખતો જ હોય છે. આવું સ્વદોષ-સંગોપન આત્મચરિત્રને દંભી જ બનાવે ને?

"આપણામાં અન્ય જન કરતાં કંઈક વિશેષ કે અસામાન્ય હોય તે કહી બતાવી આપણા વ્યક્તિત્વની અપૂર્વતા કે અદ્વિતીયતાની છાપ આપણા બંધુજનો પર પાડવાની મનોવૃત્તિ જેટલી જ મૂળભૂત સક્રિય પ્રતિવૃત્તિ સંગોપન કે અપવારણની છે જે શરમરૂપે પ્રગટ થાય છે."[૧] આમ એકરાર કરવાની વૃત્તિ સાથે લજ્જાવૃત્તિ સંઘર્ષ પામતાં આત્મચરિત્રકાર પોતાને અણગમતી કે ઓછી ગમતી હકીકતો કે ખાસિયતો ગુપ્ત રાખે છે. આત્મપ્રદર્શનની વૃત્તિ જોર પકડતાં તે પોતે હોય તે કરતાં વધારે સારો દેખાડે છે અને દોષો છુપાવે છે. શરમ સત્યનો સનાતન શત્રુ છે.

---

૧. સરખાવો: "For no less elemental than the urge to be communicative, to let all our brethren know about the uniqueness of our personality, is the counter urge toward secretiveness, manifesting itself in the form of shame." — Zweig 'Master Builders, Adepts in the Self-portraiture,' p.539.

દોષ, ભૂલો કે સ્ખલનો સંતાડવાની વૃત્તિ એક બીજી વિલક્ષણ રીતે કામ કરે છે એનાં ઉદાહરણ રૂસો અને ટોલ્સ્ટોયનાં આત્મવૃત્તાંતોમાંથી મળી આવે છે. સ્ટિફન ઝિવગ કહે છે કે વીરત્વભર્યા એકરાર પાછળ ઘણી વાર એક બીજા જ પ્રકારની ગોપનવૃત્તિ રહેલી હોય છે. એટલે એવા પ્રગલ્ભ એકરાર આપણા મનમાં શંકા ઉત્પન્ન કરે છે. રૂસોના ખૂબ નિખાલસ દેખાતા અતિશયોક્તિભર્યા એકરાર પાછળ સત્યને સંતાડવાની જ વૃત્તિ કુનેહપૂર્વક કાર્ય કરી રહી હતી એમ આન્દ્રે મોર્વા માને છે. રૂસો પોતાનાં જાતીય સ્ખલનોનો શંખનાદ કરે છે અને પોતે બાલવત્સલ કેળવણીકાર હોવા છતાં પોતાનાં સંતાનોને ત્યજાયેલ બાળકો મૂકવાની અનાથાલયની પેટીમાં પોતે મૂકી દીધાં તેનો ભારે ખેદ વ્યક્ત કરે છે. આ પ્રકારની નિખાલસતા ઝ્વિગને મન અવિશ્વાસ ઉત્પન્ન કરનારી છે. આ સત્યાભાસી એકરારમાં દેખાતી અમાનુષિતાનો ઢોંગ કરવાનું રૂસોને કારણ એ હતું કે એનામાં એવું કંઈક હતું જેનો એકરાર કરવા તે તૈયાર ન હતો. પ્રામાણિક હકીકત તો એ છે કે તેને બાળકો હતાં જ નહિ, કેમ કે તેમને જન્મ આપવાને તે અશક્ત હતો! ટોલ્સ્ટોય પોતે ચોર, ખૂની અને વ્યભિચારી હતા એવું તે જાહેરમાં કહેતા પરંતુ પોતાના પ્રતિસ્પર્ધી દોસ્તોવાસ્કી પ્રત્યે તેમણે જે અનિચ્છનીય વર્તાવ કરેલો તેને વિષે તે કદી એકાદ હરફ પણ ઉચ્ચારતા નહિ.

પોતાને પ્રિય પણ અન્ય જન માટે નિરૂપયોગી એવી રોજિંદા જીવનની ઘટનાઓ વર્ણવવા જતાં અતિ સામાન્ય બાબતો આત્મચરિત્રમાં પ્રવેશી જાય અને નીરસતા ઉત્પન્ન કરે; પણ આત્મચરિત્રકાર તો આત્મપ્રદર્શનની વૃત્તિમાં તણાઈ જઈ અતિશયોક્તિપૂર્ણ વિરસ વિગતોનો ખડકલો કર્યે જ જાય! ભૂતકાળ વર્ણવવાનો મોહ જ એવો છે!

આત્મચરિત્રકારે સ્વજનો, પ્રિયજનો, સહકાર્યકરો, સમાજ અને તત્કાલીન રાજકારણ એ સર્વને ધ્યાનમાં રાખી લખવાનું હોય છે. આન્દ્રે મોર્વા એમ માને છે કે આપણે આપણી જાત વિષે સંપૂર્ણ સત્ય કહેવાનો નિશ્ચય કર્યો હોય તોપણ અન્યના જીવન વિષે સંપૂર્ણ સત્ય કહેવાનો અધિકાર આપણને નથી; આપણે એમ નથી માનતા કે કોઈને પણ એવો હક હોય. આપણે જે કાર્યનું વર્ણન કરતા હોઈએ તેમાં સહાયક વ્યક્તિઓ કે સહકાર્યકર સાથીઓનું સંરક્ષણ કરવાની સ્વાભાવિક વૃત્તિ આપણને રહે છે જ. 'મારી હકીકત' વિષે લખતાં નર્મદ કહે છે કે 'આ હકીકત અધુરી ને ખરો જ છે એમ સમજવું'. અધુરી એટલા માટે કે કેટલીક વાત મારા સંબંધમાં આવેલા

લોકનાં મન દુખવવાને અને મારા કુટુંબ સંબંધીઓને નુકશાન પહોંચાડવાને હાલ લખવી હું ઘટીત ધારતો નથી."[1]

પોતાને માંસ ખવડાવનાર મિત્રનું નામ ગાંધીજીએ આપ્યું છે? પરિસ્થિતિ હોય તે કરતાં જરાક વધારે ચટકદાર બનાવવા જતાં આત્મચરિત્રકારથી અસલ હકીકતો ભૂલી જવામાં આવે છે અને અદૃશ્ય થયેલી વાસ્તવિકતાનું સ્થાન એની કલ્પના લઈ લે છે. એટલે રુચિકર પણ અસત્ય બાબતો આત્મચરિત્રમાં આવી જાય છે. આ રીતે સત્યની સાથે બનાવટી કે ઉપજાવી કાઢેલી હકીકતોની અદલાબદલી શરૂ થઈ જાય છે. આન્દ્રે મોર્વાએ બતાવ્યું છે કે ડિઝરાયેલી નાનકડા ગામ હેર્લીના વતની હતા, પણ વેનિસના પ્રકૃતિસૌન્દર્યથી આકર્ષાઈ તે પોતાને વેનિસના વતની તરીકે ઓળખાવતા. માનવીનું મન આટલેથી સંતોષ નથી પામતું, પણ બની ગયેલા બનાવોને તે બુદ્ધિગમ્ય બનાવવા પ્રયાસ કરે છે. એટલે પ્રસંગ બની ગયા પછી તે પ્રસંગને ઉત્પન્ન કરનાર હકીકતો, કારણો, સંવેદનો, વિચારસરણી વગેરેને ઉપજાવી કાઢે છે —પછી વાસ્તવિક રીતે ભલે તે ઘટનાઓ ન બની હોય!* ધૂમકેતુએ પોતાની બાલ્યાવસ્થાની એક પથ્થરપાટી સંઘરી રાખી છે એમ તેઓ કહે છે અને પોતે છેક બાલ્યકાળથી ઇતિહાસના રસિકહૃદયી અભ્યાસી હતા એમ બતાવવા તેમણે પ્રયાસ કર્યો છે. માણસની ઉંમર વધતાં તે કોઈ વાદનો પક્ષકાર કે ભક્ત બની જાય છે અને નાનપણનાં ભૂતકાળનાં તેનાં કાર્યોને તેણે મોટપણે સ્વીકારેલા સિદ્ધાંતોને આધારે મૂલવવા પ્રયાસ કરે છે. રાજકારણમાં પડેલી વ્યક્તિઓની બાબતમાં આવું બનવાનો ખાસ સંભવ રહે છે.

જો આત્મચરિત્રકાર પ્રતિભાસંપન્ન વ્યક્તિ હોય તો પોતાના આત્મવૃત્તાંતને તે કલાકૃતિ બનાવવાની અભિલાષા રાખે છે. એમ કરવા જતાં તેને ઘણી બાબતો કાઢી નાખવી પડે છે. માનવજીવનના મોટા ભાગના રોજિન્દા જીવનના નીરસ-વિરસ પ્રસંગોને આત્મચરિત્રકાર સ્થાન આપતો નથી; પણ તે માત્ર વિશિષ્ટ પ્રસંગો અને લક્ષણો—traitsને વળગી રહે છે; કાપકૂપ

૧. નર્મદ, 'મારી હકીકત', પાનું ૨, પાદટીપ.

* સરખાવો: "Memory not only fails, whether by the simple process of time or by deliberate censorship; but, above all, it rationalises; it creates, after the event, the feelings or ideas which might have been the cause of the event, but which in fact are invented by us after it has occurred."—Andre Maurois, 'Aspects of Biography'—p. 145.

કરીને તે વસ્તુને વિરૂપ પણ કરે છે અને દોષ હોય ત્યાં દૈવત અર્પે છે. આત્મચરિત્રકાર આમ આકસ્મિક બનાવો અને આકર્ષક વસ્તુઓ રજૂ કરે એટલે વાંચનારના મન ઉપર એવી છાપ પડે છે કે ચરિત્રનાયકનું જીવન અન્ય મનુષ્યોના જીવન કરતાં કંઈક જુદા પ્રકારનું અને અસામાન્ય અને તેથી ધ્યાન ખેંચનારું હતું. કેટલેક અંશે આ સાચું પણ છે, કારણ કે એ એક વિશિષ્ટ વ્યક્તિનું જીવન છે, પણ તે અમુક જ અંશે. કેમ કે ચરિત્રનાયકના જીવનની જે વિસ્મયકારક ઘટનાઓ વિશે આપણે વાંચીએ છીએ તે તેના જીવનના માત્ર બહુ થોડાક જ કલાકો રોકતી હતી. તેનું બાકીનું જીવન તો બીજા કોઈ પણ સામાન્ય મનુષ્યના જીવન જેવું જ હતું. આ પરિસ્થિતિ દુર્નિવાર છે. આમ, આત્મચરિત્રને કલાકૃતિ બનાવવા જતાં લેખક સભાનપણે અનેક નવાં સત્યો (?) ઉપજાવી કાઢે છે અને મૂળ સત્યનું રૂપાંતર પણ કરે છે. પરિણામે એનું આત્મચરિત્ર અવિશ્વસનીય અહેવાલ બની રહે છે.

કલાકાર આત્મવિમુક્તિ ઝંખતો હોય છે એટલે જ્યારે પોતાના જીવનપ્રસંગોનાં સ્મરણોનો એ નિરૂપક બને છે ત્યારે એમાં અતિશયોક્તિ આવી જાય છે. એટલે તે વાસ્તવિક રૂપે જેવો હોય તેવો ન દેખાતાં પોતે ધારે તે વેશે યથેચ્છ વિહરે છે અને કલ્પનાકથા કે નવલકથાની સરહદમાં સાપરાધ પ્રવેશ કરી અસત્ય કથન કરે છે. કલામયતા સાધવા જતાં આત્મચરિત્રકાર આત્મચરિત્રના આત્મારૂપ સત્યની અવહેલના કરી બેસે છે.

માનસશાસ્ત્રે માનવીના મનના અનેક અગોચર પ્રદેશોનું સંશોધન અને અધ્યયન કરી તેનું રહસ્ય ઉકેલવાનું શરૂ કર્યું છે. હોમરે એક વાર યુલિસિસનું ભૌગોલિક સૃષ્ટિ ઉપરનું પરિભ્રમણ વર્ણવ્યું, પણ જેમ્સ જોયસે પોતાની નવલકથા 'યુલિસિસ'માં કથાનાયક લિયોપોલ્ડ બ્લૂમના માનસે ચોવીસ કલાકમાં કરેલું કલ્પનાસૃષ્ટિનું અને સંવેદનસૃષ્ટિનું આંતર પરિભ્રમણ વર્ણવ્યું છે. માત્ર ચોવીસ કલાકમાં મનમાં ઉત્પન્ન થતા જ્ઞાત અને અજ્ઞાત માનસના વિચારતરંગો —'mental wanderings' મોટા કદનાં આઠસો પાનાં જેટલી જગા રોકે છે. આપણામાંના દરેક માનવીનું મન દિવસના પ્રત્યેક કલાકે અનેક કલ્પનાતરંગો અને સંવેદનો અનુભવે છે. આ સર્વનું આપણને તરત વિસ્મરણ થઈ જાય છે. પ્રભાતમાં જાગૃત થતાં રાત્રે આવેલાં સ્વપ્ન પણ ભુલાઈ જાય છે. માનવીની આ મનોલીલા, તેના કલ્પનાવિહાર, એની તરંગલીલા અને સંવેદનોનું યથાર્થ અને લેખિત આલેખન કરવું મુશ્કેલ છે. એટલે આત્મચરિત્રમાં એટલી ઊણપ રહી જાય છે.

## ૩. આત્મકથાની સાચી કસોટી

આ બધાનો સાર એ કે આત્મચરિત્રકાર ઘણીવાર પ્રચ્છન્ન કે પ્રગટ અહંપ્રેમથી કે શરમથી પોતાને વિશે સંપૂર્ણ સત્યકથન કરી શકતો હોતો નથી. એની સ્મૃતિ-વિસ્મૃતિ પણ એની પાસે અસંપ્રજ્ઞાતપણે કે સભાનપણે એમ કરાવે છે. સત્યકથન કેટલું અધરું છે તે એ બતાવે છે; પણ સંપૂર્ણ સત્યકથન એ જ આત્મકથાની ખરી કસોટી છે. એમાં જેટલી કચાશ તેટલી આત્મકથા કાચી કે ખોટી. સત્યનિષ્ઠા એ જ આત્મચરિત્રકાર માટે પહેલી અને છેલ્લી આવશ્યકતા. વાચક ખોટી આત્મકથા વાંચવા માગતો નથી. અદલ—સાચા જીવનવૃત્તાંતની અને તેમાંથી ઊભી થતી આત્મચરિત્રકારની તેના સદસદ્ અંશો સાથેની ગુણદોષમિશ્રિત ખરી મૂર્તિના દર્શનની જ અપેક્ષાથી તે આત્મકથા હાલમાં ઝાલતો હોય છે.

સ્ટિફન ઝ્વિગ કહે છે તેમ "આત્મકથાકારની સત્યનિષ્ઠા કે સચ્ચાઈ ઉપર તેના પોતાના જ સિવાય બીજા કોઈ નો કાબૂ ન હોઈ શકે, તેવી રીતે તેના પોતાવા સિવાય બીજું કોઈ તેનો હિસાબ પણ ન લઈ શકે. તેથી લાખમાંથી એકમાં પણ ભાગ્યે જ મળી આવે તેવા આ ગુણોનો ત્રિવેણી સંગમ તેનામાં હોવો જોઈએ: તેણે એક સાથે જ સાક્ષી, ન્યાયાધીશ, ફરિયાદી અને બચાવ કરનાર (ગુનેગાર) બનવાનું હોય છે."[1]

'સત્ય એ જ મારી કથાનો નાયક છે' એવું ટૉલ્સ્ટૉયનું ગુરુસૂત્ર સર્વને વિદિત છે. મ. ગાંધીજીએ પણ કહ્યું છે કે "સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે. જગત આખું રજકણને કચડે છે, પણ સત્યનો પૂજારી તો રજકણ સુદ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાં સુધી તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે......ભલે મારા જેવા અનેકોને ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો."[2] નર્મદ પ્રતિજ્ઞા કરે છે કે "જે જે હું લખીશ તે મારી જાણ

૧. "For the very reason that nobody else can control the autobiographer's sincerity, that nobody but himself can hold him to account, he must have a combination of qualities which will hardly be found once in a million instance; he must be witness and judge, accuser and defender, rolled in one"—Stefen Zweig, *'Master Builders' ('Adepts in Self-portraiture'), p. 540.*

૨. મો. ક. ગાંધી, 'સત્યના પ્રયોગો અથવા આત્મકથા', પ્રસ્તાવના પૃ. ૭ (૧૯૫૨).

પરમાણે સાચે સાચું જ લખીશ, પછી ભલે તે સારું હો કે નરસું હો, લોકોને પસંદ પડો કે ન પડો."[1] બૅરિસ્ટર વિનાયક સાવરકર "પોતાનું વૃત્તાન્ત પૂરેપૂરો ઇતિહાસ નહિ કહેવાય છતાં જે કહેવામાં આવશે તે અક્ષરશઃ અને ભાવાર્થશઃ સત્યને અનુસરીને જ કહેવામાં આવે એની શક્ય હોય તેટલી સાવચેતી રાખવાનો યત્ન"[2] કરે છે. સત્યને આત્મકથામાં કેટલું મહત્ત્વ ઘટે છે તે આ સૌ શીખવે છે.

આ માટે આત્મચરિત્રકારે પોતાની જાતમાંથી નીકળી દૂર જઈ વૈજ્ઞાનિકની અદાથી પોતાની જાતનો અભ્યાસ અને સંશોધન કરવાં જોઈએ. 'તારી જાતને તું ઓળખ' એ જ એનું સૂત્ર હોય. આમ કરતાં પોતાની ઊજળી બાજુની જ માફક દોષો, ભૂલો, સ્ખલનો વગેરેનું આલેખન પણ પૂરી તટસ્થતા અને અનાસક્તિથી એણે કરવું રહ્યું. મ. ગાંધીજીએ "મારા દોષોનું ભાન વાંચનારને હું પૂરેપૂરું કરાવવાની આશા રાખું છું...હું કેવો રૂપાળો છું એ વર્ણવવાની તલમાત્ર ઇચ્છા નથી"[3] એવી પ્રતિજ્ઞા સાથે પોતાની આત્મકથા 'સત્યના પ્રયોગો'માં માંસાહારનો, વેશ્યાને ત્યાં જવાનો, બીડી પીવાનો, નોકરના દોકડા ચોર્યાનો, પિતાના મૃત્યુ સમયે પોતાનીવિષયાંધતાનો, બાળવયમાં પરણેલા તે હકીકત પરદેશમાં થોડો સમય છુપાવવાનો એમ કેટલા બધા દોષપ્રસંગ કેવા નિર્દય આત્મપરીક્ષણની વૃત્તિથી નિરૂપ્યા છે! પોતાનું સ્વ. વિલાસ સાથેનું લગ્નજીવન વણસી ગયું એમાં સ્વ. વિલાસને નિર્દોષ ગણી પોતાનો જ દોષ હતો એનો કેટલા સહૃદયી અનુતાપપૂર્વક ચંદ્રવદન મહેતા 'બાંધગઠરિયાં'માં એકરાર કરે છે, અને એ બગડેલી બાજી સુધારી વિલાસને સુખી કરવા ગુર્જરાની જીવનમાં વિરલ એવો પ્રસંગ રચે છે, અને તે પણ આજથી આશરે ચારેક દાયકા પહેલાં! પોતાના સહચરીના આદર્શ મુજબ બનવા અવિરત પ્રયાસ આદરનાર કુમુદને "એક આદર્શ પ્રેમમૂર્તિ અને સહધર્મચારિણી તરી કે હું ચાહી ન શક્યો તો વાત્સલ્ય મૂર્તિ જીવનસાથી તરીકે એને મારા અંતરમાં સ્થાન આપવું જોઈતું હતું"[4] એમ કહી પોતે પોતાનો ધર્મ ચૂક્યા એવું ઇન્દુલાલ યાજ્ઞિક માને છે અને તેનો અનુતાપશીલ એકરાર કરે છે.

---

૧. 'મારી હકીકત'—'નર્મગદ્ય'—ઈ. સ. ૧૮૬૬ પૃ. બીજું, અંક બીજો, 'વિરામ' પહેલો, પૃ. ૨.

૨. સાવરકર —'મારી જન્મટીપ', પ્રસ્તાવના પૃ. ૧૧.

૩. મો. ક. ગાંધી, 'સત્યના પ્રયોગો અથવા આત્મકથા', પ્રસ્તાવના', પૃ. ૭ (૧૯૫૨).

૪. ઇન્દુલાલ યાજ્ઞિક, 'આત્મકથા', ભાગ ૨. પૃ. ૩૫૧.

જો આત્મચરિત્રકારમાં સત્યનું સંશોધન કરવાની અને તેનું નિર્દંભ સ્પષ્ટ કથન કરવાની સત્યપ્રીતિ અને નૈતિક હિંમત ન હોય. તો તેનું આત્મ-નિરૂપણ વાસ્તવિક રીતે પોતે જેવો છે તેવું નહિ, પણ પોતે અન્યજનો સમક્ષ કેવો દેખાવા ઇચ્છે છે તેનું—'તેની કલ્પનાના આદર્શ હું'નું—નિરૂપણ જ બની જવાનું. ઉગ્ર સત્યનિષ્ઠા તેનામાં તો જ આવે, જો તેનો આત્મકથા લખવાનો હેતુ આત્મવિકાસાર્થી આત્મપરીક્ષણનો હોય.

### ૪. આત્મચરિત્ર : પ્રેરક હેતુઓ

૧. **આત્મનિવેદન :** આ મુદ્દો આપણને આત્મચરિત્રના લેખકને પ્રેરતા હેતુઓની ચર્ચા તરફ જાય છે. એ હેતુઓ ઘણા હોય છે. એક હેતુ છે આત્મનિવેદનનો. માનવીને જેમ બીજામાં રસ લઈ તેમની વાત સાંભળવી ગમે છે તેવી જ રીતે પોતાની અનુભવકથા બીજાને કહેવાની અને તેમ કરી એક પ્રકારનો હૈયું ખાલી કરવાનો આનંદ મેળવવાની વૃત્તિ એને સ્વાભાવિક રીતે થાય છે. આ વૃત્તિ એને પોતાની ભૂલો અને કચાશોનો નિખાલસ એકરાર કરવા પણ પ્રેરે છે. સંત ઑગસ્ટાઈન, રૂસો અને ટૉમસ ડિક્વિન્સીનાં (૧૭૮૫–૧૮૫૮) આત્મચરિત્રો આવી વૃત્તિથી લખાયેલાં છે એમ માનવામાં હરકત નથી.

૨. **અનુભવની ઉપકારકતા :** પોતાના અનુભવોનું કથન બીજા લોકોને પણ તેમની જીવનયાત્રામાં માર્ગદર્શક બની ઉપયોગી નીવડી શકશે એવી માન્યતા પણ ઘણીવાર આત્મકથાલેખન પાછળ કામ કરતી હોય છે. પ્રજ્ઞાચક્ષુ હેલન કેલર તેના આત્મચરિત્રના બીજા પુસ્તક 'મઝધાર'માં 'તાર-મેળવણી'માં કહે છે : "મારા જીવનના આવા ઊડતા કણો હું શબ્દબદ્ધ કરું તો માણસ જેમાંથી જીવનસામર્થ્ય મેળવે છે એવાં જે સત્યશીલતા, વિચાર અને સહાનુભૂતિ તેના ભંડોળમાં હું ભરતી કરી શકીશ એમ મને ઘણીવાર કહેવામાં આવ્યું છે."[1] ગાંધીજી કહે છે : "મારે તો આત્મકથાને બહાને સત્યના મેં જે અનેક પ્રયોગો કરેલા છે તેની કથા લખવી છે. તેમાં મારું જીવન ઓતપ્રોત હોવાથી કથા એક જીવનવૃત્તાંત જેવી થઈ જશે એ ખરું છે. પણ જો તેમાંથી પાને પાને મારા પ્રયોગો જ નીતરી આવે તો એ કથાને હું પોતે નિર્દોષ ગણું. મારા આ પ્રયોગોનો સમુદાય પ્રજાની પાસે હોય તો તે લાભદાયી થઈ પડે એમ હું માનું છું—અથવા કહો કે એવો મને મોહ છે...મૂળથી જ મારો એવો અભિપ્રાય રહ્યો છે કે એકને સારું શક્ય છે તે

૧. 'મઝધાર' પૃ. ૩.

બધાને સારું શક્ય છે. તેથી મારા પ્રયોગો ખાનગી નથી થયા, નથી રહ્યા. મારા પ્રયોગોમાં તો આધ્યાત્મિક એટલે નૈતિક; ધર્મ એટલે નીતિ; આત્માની દૃષ્ટિએ પાળેલી નીતિ તે ધર્મ. એટલે જે વસ્તુઓનો નિર્ણય બાળકો, જુવાન અને બુઢ્ઢાં કરે છે અને કરી શકે છે તે જ વસ્તુઓનો આ કથામાં સમાવેશ થશે. આવી કથા જો હું તટસ્થ ભાવે, નિરભિમાનપણે લખી શકું તો તેમાંથી બીજા પ્રયોગો કરનારાઓને સારું કંઈક સામગ્રી મળે."[1]

'મારા અનુભવની નોંધ'ના રચયિતા ભાઈશંકર નાનાભાઈ ભટ્ટને મન "વિદ્યા ભણવાની જેમ શાળાઓ હોય છે, તેમ જગત પણ અનુભવ મેળવવાની એક શાળા છે...આવા અનુભવો તે લેનારને જ ઉપયોગી થઈ પડે એમ નથી, પરંતુ અન્યને પણ ઉપયોગી થઈ પડે છે"[2] આવી કંઈક સમજથી તેમણે પોતાના જીવનપ્રસંગોને પુસ્તકના રૂપમાં વાચકવર્ગની સમક્ષ મૂક્યા છે.

શારદાબહેન મહેતાને પોતાના 'જેવી એક સામાન્ય હિંદુ સ્ત્રીનાં' જીવનનાં સંસ્મરણો —' જીવનસંભારણાં ' લખવાની જરૂર એટલી જ લાગે છે કે કેટલાક પ્રસંગો તેમના "પોતાના જીવનમાં એટલા વિચિત્ર આવ્યા છે કે તેવા પ્રસંગ બીજી બહેનોને આવે તો તેમનો માર્ગ સરળ થાય. તે ઉપરાંત સામાન્ય જીવનમાં પણ અનેક નાની નાની સેવા થઈ શકે"[3]. એવું તેમને લાગ્યું છે "તો તે પ્રસંગોનું ટાંચણ અન્ય બહેનોને ઉપયોગી થાય."[4]

નરહરિભાઈ પરીખના આગ્રહથી તેમ જ રાવજીભાઈ પટેલને પોતે "જે કંઈ લખે તે ગુજરાતી જાણનારાં ભાઈબહેનોને ઉપયોગી થઈ પડે"[5] એમ લાગવાથી એમણે "જીવનનાં ઝરણાં: ૧–૨" લખ્યું છે. કવિવર ટાગોર કહે છે તેમ "જે અનુભવ એક માણસને થયો હોય તે જો બીજા મનુષ્યોને જેવો ને તેવો ગમ્ય કરી શકાય તો તે ઉપયોગી છે."[6]

૧. 'સત્યના પ્રયોગો અથવા આત્મકથા', આગસ્ટ (૧૯૫૨), પ્રસ્તાવના, પૃ. ૪, ૫.

૨. ભાઈશંકર નાનાભાઈ ભટ્ટ,'મારા અનુભવની નોંધ', પૃ. ૧.

૩. 'જીવનસંભારણાં', પ્રકરણ ૧લું, 'બાળપણ', પૃ. ૧.

૪. 'જીવનસંભારણાં', પ્રકરણ ૧લું, 'બાળપણ', પૃ. ૧.

૫. રાવજીભાઈ મ. પટેલ, 'જીવનનાં ઝરણાં-૧', પ્ર. ૧. 'પ્રેરણા', પૃ. ૧.

૬. 'સંસ્મરણો', મૂળ લેખક રવીન્દ્રનાથ ઠાકુર, પૃ. ૨. 'પ્રાસંગિક બે બોલ', અનુવાદક: અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી.

**૩. આપવડાઈને અંજલી :** એવો સંભવ છે કે કેટલીક વાર આત્મનિવેદન કરવાના આ આકાંક્ષા આત્મપ્રદર્શનની વૃત્તિથી આઘે જતી નથી. એવે વખતે પોતાની અહંપ્રેમના પોતે કરેલા બહુમાનરૂપે તે વ્યક્ત થાય છે. ઇટાલિયન સ્વેચ્છાચારી કેલિનીની ( Cellini 1500–1571 ) આત્મકથા એની અદમ્ય આત્મપ્રશંસાના અહેવાલરૂપ બની ગઈ છે. આપણા મોગલ યુગના મુસ્લિમ રાજકર્તાઓનાં આત્મચરિત્રો કદાચ આત્મપ્રશસ્તિમૂલક હોય. કનૈયાલાલ મુનશી 'અડધે રસ્તે' અને 'સીધાં ચઢાણ'માં કંઈક અંશે પોતાની જ અસ્મિતાને અંજલિ નથી આપતા ? આમ આત્મકથાઓમાં પોતાની ગૌરવકથાઓ વધારે લખાવાનો સંભવ છે. વિશ્વનાથ મ. ભટ્ટ કહે છે તેમ "આપણો યુગ આત્મગૌરવ, ધૃષ્ટતા અને વાચાળતાનો યુગ છે, અને તેથી એને પોતાની જાત વિષે બોલવામાં બહુ મઝા પડે છે...પહેલા પુરુષ સર્વનામના મહિમાનો આ યુગ છે."[1]

**૪. સુખદુઃખ કહેવાની સ્વાભાવિક વૃત્તિ :** સ્વજનો સમક્ષ સુખની અને વિશેષતઃ વીતકની વાત કરવાની સ્વાભાવિક મનોવૃત્તિ માનવીને થાય છે; કેમ કે સામાન્ય રીતે સુખમાં જો કોઈ ભાગ પડાવનાર હોય તો તે બેવડાય છે, અને દુઃખમાં જો કોઈ સહભાગી હોય તો તે દુઃખ અર્ધું થઈ જાય છે. વિનાયક સાવરકર પોતાની વીતક-કથા 'મારી જન્મટીપ'ની પ્રસ્તાવનામાં કવિ કાલિદાસનો શ્લોક ટાંકે છે :

स्वजनस्य हि दुःखमग्रतो । विवृतद्वारमिवोपजायते ॥

અને કહે છે: "અમારો આન્દામાનનો વૃત્તાંત અને ત્યાં બંદીવાસ વેઠનાં સહેવી પડેલી યાતનાઓની કથની સાંભળવાને કેવળ મહારાષ્ટ્ર જ આતુર છે એમ નહિ, પણ સમગ્ર હિન્દુસ્તાનના હજારો દેશબંધુઓએ તે જાણવા આજ સુધીમાં અનેકવાર સહાનુભૂતિપૂર્ણ ઉત્સુકતા વ્યક્ત કરી છે. તેમાં પણ સ્નેહીઓને પોતે સહેલાં ઉત્કટ સુખદુઃખો કહેતી વખતે અશ્રુઓ વડે સ્નિગ્ધ થતા મધુર આનંદનો ઉપભોગ લેવા અમારું હૈયું છુટકારો થયો ત્યારથી સ્વાભાવિક રીતે જ તલપી રહ્યું છે."[2] આગળ જતાં તેઓ જણાવે છે કે "પ્રિયજનોની સમક્ષ પોતાનાં સુખદુઃખ ખુલ્લે દિલે કહેવાની સ્વાભાવિક મનોવૃત્તિ ગત અને જિત સંકટોના પરાજયની કથા કહેવાને અને તેનો આનંદ લૂંટવાને અત્યુત્સુક થયેલી હોવા છતાં વિચિત્ર પરિસ્થિતિને લીધે સાવ લાચાર

૧. 'નિકષરેખા,' પૃ. ૨૫૩–૨૫૪.
૨. સાવરકર, 'મારી જન્મટીપ': પ્રસ્તાવના, પૃ. ૭.

બની જતી."[1] કાકા કાલેલકર 'સ્મરણયાત્રા'ના 'પ્રયોજન અને પરિચય'માં લખે છે: "આ સંસ્મરણો બોધ આપવાના ઇરાદાથી લખ્યાં નથી, પણ સમભાવ કેળવવાના એક માત્ર ઉદ્દેશથી પ્રેરાઈ ને લખેલાં છે...ઘણીવાર નીતિબોધ કરતાં હૃદયપરિચય વધારે મદદગાર અને સાંસ્કારિક નીવડે છે."[2]

૫. 'માણ્યું તેનું સ્મરણ' : પોતાની ઉમરના પ્રમાણમાં વધુ ડાહ્યા કલાપીએ સાચું જ કહ્યું છે: 'માણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું.' વ્યતીત જીવન પર —'સ્વજનો જેવા ભૂતકાળના દિવસો પર' મનુષ્યનું સ્વાભાવિક મમત્વ હોય છે. ભૂતકાળની મનોહર સંસ્મરણસૃષ્ટિમાં વિચરી તેમાં ખોવાઈ જવું, સહૃદયો સમક્ષ ભૂતકાળનાં ભસ્મ બનેલાં પડોને ઉખેળવાં તથા 'તે હિ નો દિવસાઃ ગતાઃ।' એવો મીઠો ભાવ નિસાસા સાથે અનુભવવો એ પણ મનુષ્યજીવનની એક સર્વસામાન્ય વૃત્તિ છે. એ વૃત્તિ પણ ઘણીવાર આત્મકથાના આલેખનની પ્રેરક હોય છે. ધૂમકેતુએ વાજબી રીતે જ તેમની આત્મકથા 'જીવનપંથ'ને 'જીવનસંસ્મરણોની આપકથા' કે 'સંસ્મરણોની ભૂમિમાં કરેલી એક પર્યટન-કથનિકા' તરીકે ઓળખાવી છે. રમણલાલ વસંતલાલ દેસાઈ કહે છે તેમ "વાર્ધક્ય જીવે છે એનાં સંસ્મરણોમાં......ભૂતકાળમાં નજર નાખ્યા કરવી એ વૃદ્ધાવસ્થાનું પરમ લક્ષણ. બની ગયેલા બનાવોનું સંગ્રહસ્થાન રચી એ જોયા કરવું અને સહુને જોવાનો આગ્રહ કરવો એ વૃદ્ધોની સહુને કંટાળો ઉપજાવવાની મોજ જણાતી છે."[3] ગણેશ વાસુદેવ માવળંકર પોતાનાં 'સંસ્મરણો' લખવાનું પ્રયોજન માત્ર આત્મસંતોષ જ જણાવે છે. એ આત્મસંતોષ ઉપરના પ્રકારનો જ. જુઓ તેમના ઉદ્ગારો: "માણસ જેમ ઉમરમાં વધે અને જગતના સારા-નરસા અનુભવોમાંથી પસાર થાય ત્યારે પોતાનું પૂર્વચરિત્ર જોવાથી એક પ્રકારનો આનંદ તે મેળવી શકે. ગઈ જુવાની એ કોઈ દિવસ પાછી આવી શકતી નથી. ગયું જીવન ફરીથી જીવી શકાતું નથી....પણ જો તે સમયનાં સંસ્મરણો લખી શકું તો તે લખવામાં અને તે છપાતાં તેનાં મુદ્રિતો તપાસવામાં જે સમય જાય તેટલો સમય હું, શરીરે નહિ, પણ સ્મૃતિના કારણે મનથી એ બાળ અવસ્થા કે યુવાન અવસ્થા ફરી જીવી શકું અને ૭૬ ઉમરે પણ બાળક કે યુવાન થવાનો અનેરો આનંદ ભોગવી શકું એમ

૧. સાવરકર, 'મારી જન્મટીપ': પ્રસ્તાવના, પૃ. ૧૦.

૨. કાલેલકર, 'સ્મરણયાત્રા': (૧૯૪૭)—પ્રસ્તાવના, પૃ. ૭.

૩. રમણલાલ વ. દેસાઈ, 'મઈ કાલ' પૃ. ૫.

સહુ કોઈ કબૂલ કરશે. એક રીતનો આ કાયાકલ્પ જ ગણી શકાય. અને એ રીતે ફરી બાળક કે જુવાન થવાનો આત્મસંતોષ કંઈ જેવો તેવો લેખાય!"[1]

ધૂમકેતુ કહે છે તેમ "માણસ પોતાનાં સંસ્મરણોનો પોતે જ સ્રષ્ટા અને પોતે જ ભોક્તા પણ છે. કોઈ રસ ન લે તો પણ પોતાનાં સંસ્મરણોમાં માણસનું જીવનકાવ્ય વસી રહ્યું છે."[2] જ્યોતીન્દ્ર હ. દવે કહે છે: "વીતી ગયેલા બાલ્યકાળને સંભારી જવો, સ્મૃતિ અને કલ્પનાની મદદથી ભૂતકાળમાં દટાઈ ગયેલા પ્રસંગોને ફરી સજીવન કરી એ સમયનાં સુખદુઃખનો ફરી રસાસ્વાદ અનુભવી ચર્વિતનું પુનઃચર્વણ કરવું એ આપણા માનસનો સ્વાભાવિક ખેલ છે."[3] આત્મચરિત્ર એ ખેલનું પણ પરિણામ હોય છે.

**૬. પુરાવૃત્ત રચવાની વૃત્તિ :** પુરાવૃત્ત રચવાની વૃત્તિ (chronicler's urge) અને 'આ માણસને જરા નીરખી લો'—'Behold the man!' or 'Ecce Homo Motive...' એ બે વૃત્તિઓ આત્મચરિત્રના લેખનના મૂળમાં રહેલી છે એવું આર્થર કોસ્લર માને છે. તેમને મતે આ બંને વૃત્તિઓનું ઉદ્ભવસ્થાન એક જ છે. અન્ય જનો પોતાના અનુભવમાં સહભાગી બને અને આવા પ્રકારના ગાઢ સંસર્ગથી પોતાનું અળગાપણું ટળી શકે એ વૃત્તિ જ સર્વ સાહિત્યની ઉત્પત્તિના મૂળમાં છે. પોતે જે ઘટનાઓનો સાક્ષી છે અને જે ઘટનાઓ પોતાના જીવનનું એક અંગ છે તેમનાં રૂપરંગ અને તેમણે કરાવેલ સંવેદન ભવિષ્યમાં ભુલાઈ જશે એવી ભીતિથી પ્રેરાઈ માનવી પુરાવૃત્તની રચના કરે છે. ખાસ કરીને જે મનુષ્યોએ પોતાના સમકાલીન ઇતિહાસને ઘડવામાં હિસ્સો આપ્યો હોય તેમનામાં, અને જેઓને એમ લાગ્યા કરતું હોય કે તેનું આલેખન કરવા માટે બીજા કરતાં પોતે વિશેષ સાધનસંપન્ન છે તેમનામાં પુરાવૃત્ત-આલેખનની આ વૃત્તિ ઘણી બળવાન હોય છે. ડેનિયલ ડીફોનું 'ધ જર્નલ ઑફ ધ પ્લેગ યીઅર' તત્કાલીન પરિસ્થિતિનું તાદૃશ શબ્દચિત્ર આપે છે. એડોલ્ફ હિટલરનું 'મેઈન કેમ્પ્ફ' 'Mein Kamph'—('My Battle') પોતાના યુગની અસર ઝીલતો ઐતિહાસિક દસ્તાવેજ છે. પં. જવાહરલાલ નહેરુ 'આત્મપરીક્ષણની વૃત્તિથી' પોતાના 'માનસિક વિકાસનો ક્રમ' આલેખવા જાય છે, પણ આચાર્ય આનંદશંકર બા. ધ્રુવના શબ્દોમાં કહીએ તો "છેલ્લાં પંદરવીસ વર્ષ સરકાર સામે પ્રજાએ પોતાના હક્ક મેળવવા સત્ય

૧. ગણેશ વા. માવળંકર, 'સંસ્મરણો પૃ. ૫, ૬—'પ્રયોજન'.
૨. ધૂમકેતુ 'જીવનપંથ' પૃ. ૮.
૩. જ્યોતીન્દ્ર હ. દવે, 'ચોત્રીસનું અંતરંગ વાઙ્મય' પૃ. ૧૨.

અને અહિંસાની પ્રતિજ્ઞાપૂર્વક જે યુદ્ધ કર્યું એ યુદ્ધને અંગે પ્રજાએ જે દુઃખ સહ્યાં, અને એ દુઃખ સહવામાં જે વીરતા અને ધીરતા બતાવી એનો આ ગ્રંથ એક મહાન ઇતિહાસ છે. પંડિત જવાહરલાલ એમના સ્વાભાવિક વિનયની વૃત્તિથી કહે છે કે એ 'ઇતિહાસ' નથી..પરંતુ પંડિત જવાહરલાલ અને એમના પિતા તથા અન્ય કુટુંબીજનોનાં જીવન આ યુદ્ધમાં એટલી વિશાળતાથી ઓતપ્રોત છે કે એમનું પોતાનું જીવન આલેખનાં આખા યુદ્ધનું વર્ણન સ્વયં થઈ જાય છે એટલું જ નહિ, પણ એ યુદ્ધના ઇતિહાસરૂપે આ પુસ્તક વિશેષ રસિક બને છે."[૧]

'મારી જન્મટીપ'માં સાવરકર લખે છે : "આવાં વૃત્તાન્ત સાર્વજનિક દૃષ્ટિથી ઘણાં ઉપયોગી હોય છે,...પણ કેવળ વૃત્તાન્ત કરતાં યે દુર્ઘટ પરિસ્થિતિના વિચાર, વિકાર અને ભાવનાઓનો ઇતિહાસ વધારે મનોરંજક અને તેથી યે વધારે બોધદાયક છે. તેથી આ સંસ્મરણોમાં તેમના ઉપર વિશેષ ભાર મૂકવાના છીએ......આ ગ્રંથમાં જે વિચાર, ભાવના અને ઘટનાનું વર્ણન કરવામાં આવશે તે, તે પ્રસંગે ઉદ્‌ભવેલા વિચારો કે ભાવનાઓ જ દર્શાવે છે અને તેથી કેવળ ઐતિહાસિક દૃષ્ટિથી જ વંચાય એવી લેખક અપેક્ષા રાખે છે."[૨]

"લગભગ છેલ્લાં પચીસ વરસમાં આપણો દેશ કેવી સ્થિતિમાંથી કેવી સ્થિતિએ પહોંચ્યો છે એ વિશેનો જીવતો જાગતો અને એક પવિત્ર દેશભક્તના હૃદયના રંગે રંગાયેલો ઇતિહાસ"[૩] આપણને રાજેન્દ્રબાબુની આત્મકથામાંથી મળે છે એમ સરદાર વલ્લભભાઈ પટેલ પણ કહે છે. ઇન્દુલાલ યાજ્ઞિક "છેલ્લા પચાસ વર્ષના ગુજરાતના સર્વાંગી ઘડતરના"[૪] પોતે સાક્ષી હોવાથી પોતાના "વ્યક્તિજીવનની નહિ પણ ગુજરાતી પ્રજાના સંસ્કારજીવનની કથા"[૫] આલેખે છે અને એમના આત્મચરિત્ર સાથે "સાર્વજનિક જીવનના ઇતિહાસને સ્વાભાવિક રીતે"[૬] વણી લે છે. ઇન્દુલાલ યાજ્ઞિકના પોતાના જ શબ્દોમાં કહીએ તો એ "જીવનકથાના નાયક પોતે નથી, પણ ગુજરાતની પ્રજા છે."[૭]

---

૧. આનંદશંકર બા. ધ્રુવ, 'દિગ્દર્શન' પૃ. ૪૨૪-૪૨૫.
૨. વિનાયક સાવરકર, 'મારી જન્મટીપ' પ્રસ્તાવના, પૃ. ૧૦-૧૧.
૩. રાજેન્દ્રપ્રસાદ, 'મારી જીવનકથા', ઉપોદ્‌ઘાત, પૃ. ૭.
૪. ઇન્દુલાલ યાજ્ઞિક—'આત્મકથા' ભાગ પહેલો, પ્રસ્તાવના, પૃ. ૬.
૫. એજન, પૃ. ૭.
૬. એજન, પૃ. ૯.
૭. એજન, પૃ. ૧૧.

રાવજીભાઈ પટેલનું 'જીવનનાં ઝરણાં' "સાંપ્રત કાળના ગુજરાતના સામાજિક અને રાજકીય જીવનનો આછો ખ્યાલ"[૧] આપે છે અને "આપણા દેશના ઇતિહાસમાં ૧૯૦૫ના બંગભંગથી પ્રજામાં જે નવી જાગૃતિ પેદા થઈ, અને જે નવા જુસ્સાનું બીજારોપણ થયું, ત્યારથી ૧૯૩૫ સુધીના ત્રીશ વર્ષના કાળમાં બનેલાં બનાવો"[૨] અને "વિશેષે ગુજરાતે જે પ્રગતિ કરી"[૩] તેની કીમતી નોંધ છે એટલે "ગાંધીજીની પ્રવૃત્તિઓ અને ગાંધીયુગ વિષે રાવજીભાઈની જુબાની બહુ કીમતી લેખાશે."[૪] "ગાંધીયુગના ઇતિહાસકારોમાં તેમ જ ગાંધીજીવનના ચરિત્રલેખકોમાં પ્રભુદાસે 'જીવનનું પરોઢ' લખી, કાયમનું સ્થાન મેળવ્યું છે"[૫] એવો કાકા કાલેલકરનો અભિપ્રાય 'જીવનનું પરોઢ'ના દસ્તાવેજી ઇતિહાસમૂલ્ય પર ભાર મૂકે છે તે આ જ કારણે. આમ આત્મચરિત્રકાર ભૂતકાળના બનાવોની નોંધ કરી પોતાના જીવનના ગતકાળની ઘટનાઓનું પુનર્દર્શન કરે છે એટલું જ નહિ, પણ સમકાલીન ઇતિહાસ સજીવન કરે છે. આવી પુરાવૃત્ત કહેવાની વૃત્તિથી લખાયેલાં આત્મચરિત્રોનું ઐતિહાસિક મૂલ્ય ઓછું નથી હોતું.

૭. **'કાવ્યશાસ્ત્રવિનોદ...'** : 'કાવ્યશાસ્ત્રવિનોદમાં બુદ્ધિશાળીઓ પોતાનો સમય પસાર કરે છે' એવું એક સંસ્કૃત સુભાષિત છે. મોગલ સામ્રાજ્યના સંસ્થાપક બાબરે તેમ જ તેના પ્રપૌત્ર જહાંગીરે પોતાનાં સંસ્મરણો લખ્યાં છે તેનાં મૂળમાં આવી સાહિત્ય-કલા-પ્રીતિ પણ ખરી. સાહિત્યકલાની શોખીન વ્યક્તિઓ કલાભિવ્યક્તિ માટેની પ્રેરણાથી આત્મચરિત્ર નિરૂપે છે. જહાંગીરને પોતાનાં સંસ્મરણો લખવા પ્રેરનાર અનેક વૃત્તિઓમાંની એક એના કલાના શોખને ગણવામાં આવે છે. બાબરને પણ કુદરત, કલા અને કવિતાનો ઘણો શોખ હતો. એનાં સંસ્મરણો કલામય વર્ણનોથી ભરપૂર છે તેનું કારણ આ.

૮. **ચિત્તની સ્વસ્થતા** : વ્યાકુળતામાં ચિત્તને શાંતિ અને સ્વસ્થતા

---

૧. રાવજીભાઈ મ. પટેલ, 'જીવનનાં ઝરણાં', 'પ્રેરણા', પૃ. ૨.

૨. રાવજીભાઈ મ. પટેલ, 'જીવનનાં ઝરણાં', 'પ્રસ્તાવના', કિ. ઘ. મશરૂવાળા, પૃ.૫.

૩. એજન, પૃ. ૫.

૪. રાવજીભાઈ મ. પટેલ, 'જીવનનાં ઝરણાં', પ્રસ્તાવના, પૃ ૭, કિ. ઘ. મશરૂવાળા.

૫. પ્રભુદાસ છ. ગાંધી, 'જીવનનું પરોઢ'—'સાધનાનું પરોઢ', પૃ. ૯–૧૦. કાકા કાલેલકર.

સંપડાવવા સારુ પણ કેટલીકવાર પોતાના અનુભવો અને સંવેદનોનું આલેખન કરવામાં આવે છે. 'The Education of Henry Adams' (1906) આત્મચરિત્રલેખનનો આવો પ્રયાસ છે. એચ. જી. વેલ્સ પોતાના 'Experiment in Autobiography'—'આત્મચરિત્રનો પ્રયોગ'નું પ્રયોજન વર્ણવતાં કહે છે કે પરિશ્રમ, વ્યગ્રતા, સંતાપ અને અસંતોષવાળી દશામાં પોતાની ડગમગતી શ્રદ્ધાને અંતરાત્મામાં સ્થિર કરી, જાતને સ્થિર કરવી એ આ આત્મચરિત્રનું પ્રમુખ પ્રયોજન હતું અને પોતે સિદ્ધ કરી શક્યા હતા. આ રહ્યા એ વિશે એમના પોતાના જ શબ્દો: "I began this autobiography primarily to re-assure myself during a phase of fatigue, restlessness and vexation, and it has achieved its purpose of re-assurance. "I wrote myself out of that mood of discontentment and forgot myself and a mosquito swarm of bothers in writing about my sustained ideas. My ruffled persona has been restored."[1]

૯. **આત્મસમર્થન:** પોતાનું દૃષ્ટિબિન્દુ બીજાઓને સમજાવવા માટે અને પોતે કરેલાં કાર્ય ઉચિત છે એવું બતાવી સમકાલીનો તેમ જ ભવિષ્યની પ્રજા સમક્ષ પોતાની જાતને વિશે ચોખવટ કરવા અને આત્મસમર્થન—self-justification માટે પણ આત્મચરિત્રો લખવામાં આવે છે. આ પ્રકારનાં આત્મચરિત્રો મોટે ભાગે રાજકર્તાઓ કે રાજકારણમાં પડેલાં સ્ત્રી-પુરુષોનાં હોય છે. બાબર અને જહાંગીરનો પોતાનાં સંસ્મરણો લખવામાં આ પણ એક આશય હતો. લૉઈડ જ્યૉર્જ અને વિન્સ્ટન ચર્ચિલનાં સંસ્મરણોનો પ્રેરક હેતુ પણ આ જ.

પ્રથમ મહા વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) પછી આ હેતુથી જ સંખ્યાબંધ આત્મકથાઓ, સંસ્મરણો અને રોજનીશીઓનો જોરદાર પ્રવાહ વહેવા લાગ્યો અને તે યુરોપ અને અમેરિકાના યુદ્ધોત્તર સાહિત્યનું રસપ્રદ અંગ બની રહ્યો હતો. બીજા મહા વિશ્વયુદ્ધ (૧૯૩૫-૪૫) પછી ફરીથી આત્મસમર્થનના આ જ હેતુથી આટલાંટિકની બંને બાજુએ આત્મચરિત્રસાહિત્યનું પૂર ઉભરાવા લાગ્યું છે. વિનીત નેતા સુરેન્દ્રનાથ બેનરજીએ બંધારણીય માર્ગે રાજકીય સુધારાઓ માટેનાં પોતાનાં અને પોતાના સાથીઓનાં કાર્યો અને પ્રયત્નો

૧. H. G. Wells, 'Experiments in Biography'—Vol. I, p. 824.

ઉચિત હતાં એમ સાબિત કરવા ઈ.સ. ૧૯૨૫માં 'A Nation in the Making' નામે પોતાનું ચરિત્ર પ્રગટ કર્યું હતું; પણ ગાંધીજીના પ્રબળ, પ્રગતિશીલ અને પ્રવૃત્તિશીલ વ્યક્તિત્વના પ્રવાહમાં તણાયેલા તેમ જ અસહકાર અને સવિનય કાનૂનભંગના ખાદ્ય ઉપર ઉછરેલા રાષ્ટ્રનું ધ્યાન ખેંચવાને તે સફળ નીવડયું નહિ.*

**૧૦. અમરત્વ પામવાની અભિલાષા:** સ્ટિફન સ્પ્રિંગના મત મુજબ આત્મકથાની અભિલાષાનું મૂળ મનુષ્યની અમરત્વ પામવાની સહજવૃત્તિમાં રહેલું છે. સંસારમાં શાશ્વતતા પ્રાપ્ત કરવાની આકાંક્ષા પ્રબળતાથી કાર્ય કરે છે અને એને ક્ષણભંગુર માનવ-અસ્તિત્વ કરતાં અન્ય કોઈ વિશેષ ચિરસ્થાયી અવલંબનનું સંશોધન કરવા પ્રેરે છે. અમર સ્થિતિ પામવાની આ મૂળભૂત પ્રેરણા, આકાંક્ષા કે પ્રવૃત્તિનાં બે પરિણામ છે: પ્રજોત્પત્તિ અને આત્મ પ્રતિકૃતિ-ચિત્રણ—self-portraiture.

**૧૧. વેપારીવૃત્તિ :** પોતાની પ્રતિષ્ઠા કે પદવીને મૂડીના રૂપમાં ફેરવી—વટાવી ખાવાની વેપારીવૃત્તિ પણ આત્મચરિત્ર લખવા પ્રેરે છે. આઈઝાડોરા ડંકન, લીન્ડબર્ગ, ચર્ચિલ, એવરેસ્ટના આરોહકો અને તેનસિંગનાં આત્મ-ચરિત્રોના લેખનની પાછળ તાત્કાલિક પરિસ્થિતિનો લાભ ઉઠાવવાની વૃત્તિ કામ કરી રહી છે એમ માનવું અજુગતું નહિ ગણાય. બીજું કંઈ લખવામાંથી જરાક થાકયા હોઈએ ત્યારે પોતાની પ્રતિષ્ઠાને જોરે આ ચોપડી પણ ખપી જવાની છે એવી જ વૃત્તિથી કનૈયાલાલ મુનશી, રમણલાલ દેસાઈ, ધૂમકેતુ, ચંદ્રવદન મહેતા, ઇન્દુલાલ યાજ્ઞિક આદિએ પોતાની આત્મકથાઓ લખી હોય એમ માનીએ તો સત્યથી શું બહુ દૂર હોઈશું? આપણે ત્યાં ખાસ કરીને આત્મચરિત્ર કરતાં જીવનચરિત્રની બાબતમાં આ વૃત્તિએ વિશેષ કામ કર્યું છે. આઝાદ હિંદ ફોજ વિશે હકીકત બહાર આવતાં નેતાજી સુભાષચંદ્ર બોઝ અને તેમના સાથીદારોની કેટલી બધી જીવનકથાઓ આપણે ત્યાં લખાઈ હતી! પણ એમાંની એક પણ ચિરંજીવી નીવડી છે? હવે સ્વ. જવાહરલાલજી અને સ્વ. લાલબહાદુર શાસ્ત્રીજી પણ આ વૃત્તિનો ભોગ થઈ પડ્યા છે!

આ સર્વ હેતુથી લખાયેલાં આત્મચરિત્રોમાં ક્યાંક સત્યનો હ્રાસ કે ઉપેક્ષા થવા સંભવ છે. એ સંભવ નથી હોતો, આગળ કહ્યું છે તેમ, જ્યારે

* 'Indian Autobiographies'—S. P. Sexanaને આધારે.

કોઈ વિકાસાર્થી ઠરે પોતાની નબળાઈ–સબળાઈ, ગુણદોષો અને દૃષ્ટિ-વૃત્તિને સાચી રીતે ઓળખવા માટે, આત્મપરીક્ષણના જ હેતુથી આત્મકથા લખી હોય. ખ્રિસ્તી સંત ઑગસ્ટાઈન (ઈ.સ. ૩૫૩–૪૩૦) અને ફ્રેન્ચ લેખક અને તત્ત્વજ્ઞાની રૂસો(ઈ. સ. ૧૭૧૨–૧૭૭૮)નાં 'Confessions'—'એકરાર' તેમણે કરેલાં ઊંડાં આત્મનિરીક્ષણનાં જ નહિ, પણ તેમના નિર્દય આત્મ-પરીક્ષણનાં પણ ફળ છે. નર્મદ "ભૂતનું જોઈ ભવિષ્યમાં ઉત્તેજન મળ્યા કરે તેને માટે"[1] આત્મનિરીક્ષણ કરે છે. જવાહરલાલ નહેરુ તેમની આત્મકથાના લેખન વિષે કહે છે: "આત્મપરીક્ષણની વૃત્તિથી મેં એ કાર્ય આરંભ્યું અને ઘણે અંશે એ વૃત્તિ આખર સુધી કાયમ જ રહી".[2] નાનાભાઈ ભટ્ટના 'ઘડતર અને ચણતર'માં "અંતર નિરીક્ષણની પ્રધાનતા...પદે પદે નજરે પડે છે."[3] આ રીતે આત્મચરિત્ર આત્મલક્ષી સાહિત્યકાર હોવાથી એમાં આત્મચરિત્રકારને અંતર્મુખ થવાનો અવકાશ રહે છે.

---

૧. નર્મદ, 'મારી હકીકત', પૃ. ૧. પાદટીપ.
૨. જવાહરલાલ નહેરુ, 'મારી આત્મકથા', પ્રસ્તાવના, પૃ. ૨૦ (૧૯૪૮).
૩. 'ઘડતર અને ચણતર'માં 'ખરો કેળવણીકાર', પૃ. ૭.

પ્રકરણ ત્રીજું

# પ્રાચીન-મધ્યકાલીન સાહિત્યમાં ચરિત્ર

## પ્રાચીન સાહિત્ય

આપણે 'જીવનચરિત્ર'નું જે વિશિષ્ટ સાહિત્યસ્વરૂપ આગળ વિચાર્યું તે અંગ્રેજી કેળવણીના આનુષંગિક લાભરૂપે આપણને અર્વાચીન સમયમાં મળે છે. પણ જેમ અત્યારની ગુજરાતી નવલિકા પશ્ચિમના જ તે પ્રકારનું અનુસરણ છે છતાં ભલે સ્વરૂપે જુદી પણ વાર્તા આપણા દેશમાં પ્રાચીન-મધ્યકાલીન સાહિત્યને અજાણી ન હતી, તેમ એતદ્દેશીય ચરિત્રસાહિત્ય કહી શકાય એવું કંઈ આપણે ત્યાં હતું કે કેમ તે આપણે પ્રથમ જોઈ જવું જોઈએ. આપણા ચરિત્ર-સાહિત્યમાં જૂની પ્રણાલિકાનો વારસો છે કે કેમ અને હોય તો કેટલો, તેનો વિચાર કરવાનું એથી શકય બનશે; અને જૂની પ્રણાલિકા જોવા બેઠા એટલે એવી તપાસનો આરંભ તો છેક વેદશ્રુતિકાળથી કરવો પડે એ દેખીતું છે.

### શ્રુતિકાળ

(ઈ. પૂ. ૨૦૦૦થી ઈ. પૂ. ૫૦૦)

'જીવનચરિત્ર' શબ્દ આજે આપણે જે અર્થમાં સમજીએ છીએ તે અર્થમાં વૈદિક સાહિત્યમાં આપણને ચરિત્રગ્રંથ તો એકેય પ્રાપ્ત થતો નથી. ઋગ્વેદનાં આઠમા અને નવમા મંડળમાં 'દાનસ્તુતિ' નામે જાણીતાં સૂક્તો અને સૂક્તસમૂહો છે. આ દાનસ્તુતિઓમાં વૈદિક દેવોનાં અને દાન કરનારનાં ગુણગાન કરવામાં આવ્યાં છે. સાથે સાથે આ દાનસ્તુતિઓમાં દાતા વિષે, તેમનાં કુટુંબ વિષે અને આર્યકુળ વિષે કેટલાક મહત્ત્વના ઐતિહાસિક ઉલ્લેખ મળે છે. 'ગાથા નારાશંસી' પણ આ જ પ્રકારની સામગ્રી રજૂ કરે છે. આ પ્રશસ્તિગાથાઓ વીરોનાં શૌર્ય અને ઉદારતા જેવા ગુણોનું વર્ણન કરે છે.

બ્રાહ્મણ-ગ્રંથ-કાળમાં આવતાં ઐતરેય બ્રાહ્મણ(૭-૨૫)માં આખ્યાનવિદોને સાહિત્યકારોના એક વિશિષ્ટ વર્ગરૂપે વર્ણવવામાં આવ્યા છે. બ્રાહ્મણકાળ દરમ્યાન આખ્યાનોને સાહિત્યિક મહત્ત્વ મળ્યું. આ આખ્યાનોને

'ઇતિહાસ' અને તેના કથકોને 'ઐતિહાસિકો' એવાં નામ પણ મળ્યાં છે. એ શકય લાગે છે કે આ ઐતિહાસિકો અને આખ્યાનવિદોએ પ્રાચીન આર્યોમાં પ્રચલિત ઇતિહાસવિષયક શ્રુતિપરંપરાઓ ચાલુ રાખી હોય. આ આખ્યાનો અને ઇતિહાસવિષયક વૃત્તાંતોમાં ચરિત્રસાહિત્યનાં બીજ વેરાયેલાં જોઈ શકાય.

આરણ્યકો અને ઉપનિષદોનો વિષય તો મુખ્યત્વે દાર્શનિક વિમર્શ. ઐતિહાસિક વૃત્તાંતો સાથે એને બહુ ઓછી નિસ્બત. ઇતિહાસને મહત્ત્વ મળ્યું એ પછીના પુરાણોના કાળમાં. એ કાળમાં ઇતિહાસ વેદ જેટલું મહત્ત્વ ધારણ કરે છે. વસ્તુતઃ ઇતિહાસની મદદ સિવાય વેદનું અધ્યયન અપૂર્ણ છે એમ પુરાણોમાં સચવાઈ રહેલી એક પ્રાચીન ઉક્તિમાં જણાવવામાં આવ્યું છે: इतिहास-पुराणाभ्यां वेदं समुपबृंहयेत् ।[१]

## 'મહાભારત' અને 'રામાયણ'

ઈ. પૂ. નું સાતમું અને છઠ્ઠું એ શતકો એટલે ભારતમાં બૌદ્ધિક જાગૃતિનો સમય. એ કાળ દરમ્યાન ઇતિહાસવિષયક કથાનકો, આખ્યાનો અને વાર્તાઓનું લોકપ્રચલિત સાહિત્ય બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન સંપ્રદાયોમાં નવો આકાર ધારણ કરે છે. બ્રાહ્મણ સંપ્રદાયના રંગે રંગાઈને વાર્તાઓ અને આખ્યાનો 'મહાભારત' તેમ જ વાયુ મત્સ્ય, બ્રહ્માંડ અને માર્કંડેય આદિ પુરાણોમાં સ્થાન પામ્યાં છે. ક્ષત્રિય કુળોમાંનાં પાંડવ અને કૌરવ કુળોના શરવીરોનાં પૂર્ણ જીવનવૃત્તાંત આપણને 'મહાભારત'માં પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત બીજાં અનેક એવાં ઇતિહાસ-વિષયક કથાનકો પણ 'મહાભારત'માં છે જેમાં ઇતિહાસનું તેટલું વાર્તાનું અને જીવનકથાનું તત્ત્વ જોઈ શકાય છે. પુરાણોમાં મળતી સૂર્ય અને ચંદ્રવંશના પ્રાચીન રાજાઓની સંપૂર્ણ કથાઓને આથી આપણે નાનાં જીવનચરિત્ર કહી શકીએ. મનોરંજનની અપેક્ષા રાખતા જનસમૂહને સંતોષી કોઈ ધર્મસિદ્ધાંતને તેની ઓથે રજૂ કરવાનો એમનો મુખ્ય હેતુ હોવાથી ઇતિવૃત્તનું કથન ગૌણ હેતુ બની ગયો છે. આમ થતાં અતિશયોક્તિ અને કલ્પના આ જીવનવૃત્તાંતોમાં એટલાં પેસી ગયાં કે તેમનું ચરિત્રકથાઓ તરીકેનું મૂલ્ય ઓછું થાય છે.

સંસ્કૃત સાહિત્યમાં આદિ કાવ્ય તરીકે અત્યંત આદર પ્રાપ્ત કરનાર 'રામાયણ' 'મહાભારત'થી વર્ણ્યવિષય, ભાષાશૈલી અને કાવ્યતત્ત્વની દૃષ્ટિએ

१. 'વાયુપુરાણ', અધ્યાય ૧, શ્લોક ૨૦૧.
'મહાભારત'—પર્વ ૧, અધ્યાય ૧, શ્લોક ૨૬૭.
'વસિષ્ઠ ધર્મસૂત્ર', ૨૭-૬.

ઘણી રીતે જુદું પડે છે. એનું મહત્ત્વ આદિ કાવ્ય કરતાંય રામચંદ્ર જેવા આદર્શ રાજા અને પ્રજાપૂજ્ય પુરુષોત્તમના ચરિત્રનિરૂપણને કારણે છે. દેવાંશી મનાયેલા રામના ત્યારપછી જમાનાઓ સુધી આદર્શ લેખાયેલા માનવીય ગુણોનું અને તેમના વ્યક્તિત્વમાંનાં બધાં પાસાંઓનું એમાં નિદર્શન કરવામાં આવ્યું છે. 'રામાયણ' જેટલું કાવ્યના ગુણોનો આદર્શ બન્યું છે તેટલું જ માનવીના ગુણોનો આદર્શ પણ આથી બન્યું છે અને એ એની વિરલ સિદ્ધિ છે. એમાં રામચંદ્રના ચરિત્રાલેખનનો પ્રયાસ એવી સફળતા પામ્યો છે કે રામચંદ્ર ભારતવર્ષના આજ સુધીના જનસમુદાયની પૂજ્ય ઈશ્વરસદૃશ વ્યક્તિ બની ગયા છે.

'મહાભારત'ના કંઈક મોડા રચાયેલા અંતિમ ભાગ તરીકે જાણીતા 'હરિવંશ'ની બાબતમાં પણ લગભગ આવું જ છે. 'મહાભારત'માં જેના વ્યક્તિત્વનાં કેટલાંક ઓછાં જાણીતાં પાસાંનું નિરૂપણ નથી થયું એવા શ્રીકૃષ્ણનું ચરિત્ર વિગતે આપવાનો એમાં પ્રયાસ થયો છે. એમાં દંતકથાઓના આવરણ નીચેથી પણ ડોકિયાં કરતા શ્રીકૃષ્ણના લોકોત્તર વ્યક્તિત્વનું પ્રકટીકરણ અને પ્રસ્થાપન કલ્પનાની વિશેષ મદદ લઈ કરવામાં આવ્યું છે. ભક્તહૃદયની આર્દ્રતાપૂર્વક એ જ રીતે નિરૂપાયેલાં શ્રીકૃષ્ણનાં ચરિત્રોમાં 'શ્રીમદ્ ભાગવત'નું સ્થાન અનોખું છે. મહાકાવ્યના સમગ્ર વિકસિત અંશોને ઉપયોગમાં લઈને તેમ જ 'મહાભારત' તથા પ્રાચીન પુરાણોમાંની જાણીતી દંતકથાઓનો આધાર લઈને 'ભાગવત'ના 'દશમસ્કંધ'માં શ્રીકૃષ્ણના ચરિત્રનું નિરૂપણ કરવામાં આવ્યું છે. 'મહાભારત', 'હરિવંશ' અને 'ભાગવત'માં શ્રીકૃષ્ણ વિષે અર્વાચીન ઢબે લખી શકાય તેવા ચરિત્રગ્રંથ માટે ભરપૂર સામગ્રી પડી છે. અર્વાચીન યુગમાં બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય અને ચિંતામણ વૈદ્યનાં કૃષ્ણચરિત્રો એની મદદથી લખાયાં છે એ જાણીતું છે.

### કાત્યાયન અને પતંજલિ

વૈયાકરણ કાત્યાયન (ઈ. પૂ. ૩૦૦)ના એક વાર્તિકમાં આપણને આખ્યાન અને આખ્યાયિકાનો ભેદ સ્પષ્ટરૂપે મળે છે: आख्यानाख्यायिकेतिहास-पुराणेभ्यश्च ।[૧] વાર્તિકને સમજાવતાં પતંજલિ આખ્યાયિકાનાં ત્રણ ઉદાહરણોરૂપે 'વાસવદત્તા,' 'સુમનોત્તરા' અને 'ભૈમરથી'ને ગણાવે છે. પ્રાયઃ સાહિત્યિક અંશો ધરાવતી આ ત્રણેય આખ્યાયિકાઓમાં મુખ્ય તો વાર્તારસ છે જ, પણ થોડોક જીવનકથારસ પણ એમાં હોવાનો સંભવ છે. પણ

૧. પાણિનિ સૂત્ર ૪. ૨, ૬૦ ઉપરનું વાર્તિક.

ચરિત્રકૃતિ તરીકે જેનું મહત્ત્વ સ્વીકારવું પડે એ કૃતિ છે રાજા કનિષ્કના આશ્રિત સંગીતજ્ઞ ફિલસૂફ કવિ અશ્વઘોષે લખેલ 'બુદ્ધચરિત' (ઈ. સ. ૭૮). ભગવાન ગૌતમ બુદ્ધનું એમના નિર્વાણ સુધીનું વિસ્તૃત ચરિત્ર નિરૂપતા આ કાવ્યના સત્તાવીસ સર્ગોમાંથી માત્ર સત્તર સર્ગો હાલ ઉપલબ્ધ છે, જો કે એના ચીની અને તિબ્બતી અનુવાદો સંપૂર્ણરૂપે જોવા મળે છે. અશ્વઘોષ વચ્ચે વચ્ચે બૌદ્ધ ધર્મના સિદ્ધાંતોનું પ્રતિપાદન પણ કરી લે છે. 'બુદ્ધચરિત'માં બુદ્ધ વિષેની દંતકથાઓનો કવિએ ઉપયોગ તો કર્યો છે પણ તેમાં વિન્ટરનિટ્ઝ કહે છે તેમ એ સંયમશીલ છે અને બહુધા અતિશયોક્તિથી દૂર રહ્યો છે. અશ્વઘોષનું બીજું કાવ્ય 'સૌન્દરનન્દ' પણ બુદ્ધનું જીવનચરિત્ર લખવા સાથે તેમના ઓરમાન ભાઈ નંદ અને તેની પત્ની સુંદરીનું વૃત્તાંત કહેવાનો પ્રયાસ છે. એ એક અલંકારપ્રધાન કાવ્યકૃતિ છે.

ઇતિહાસ-પુરાણ-વિષયક મહાકાવ્યો લખવાની પ્રણાલિકા ત્યાર પછી બ્રાહ્મણ કવિઓમાં ચાલુ રહી છે. કવિકુલગુરુ કાલિદાસ ઇક્ષ્વાકુ વંશના રાજાઓ દિલીપ અજ, રઘુ, દશરથ, રામ અને તેમનાં વંશજોનાં યશોગાન, રસાત્મક વર્ણન અને આકર્ષક ચરિત્ર-ચિત્રણદ્વારા, ઈસુના ચોથા શતકમાં લખાયેલા 'રઘુવંશ'માં આપે છે. પણ જેમ ઉપરની કૃતિઓ તેમ 'રઘુવંશ' પણ પ્રધાનતઃ કાવ્ય છે. એમાં કવિ કવિતા લખે છે, એ શુદ્ધ ઇતિહાસકાર કે ચરિત્ર-આલેખક નથી બનતો. હર્ષરચિત 'નૈષધીયચરિત' વિશે પણ એમ જ છે.

ઈ. સ.ની પાંચમી સદી પછી ઐતિહાસિક વીરોને લગતાં કેટલાંક ચરિત્રકાવ્યો મળવાં શરૂ થાય છે. કનોજના રાજા હર્ષવર્ધન (ઈ. સ. ૬૦૬–૬૪૮)ની ચરિત્રકથા 'હર્ષચરિત' સાતમી શતાબ્દિના પૂર્વાર્ધમાં બાણભટ્ટે રચેલું સૌથી પ્રથમ ઇતિહાસિ-વિષયક ગદ્યકાવ્ય છે. 'કાદંબરી'ની માફક એ પણ અધૂરું છે. એમાં હર્ષના ભાઈ તથા બહેની ગૃહવર્મા સંબંધી જાણવા જેવી તથા હર્ષના જીવનને લગતી બીજી ઉપયોગી ઐતિહાસિક હકીકતો આપવામાં આવી નથી, પણ તે સમયની સામાજિક, રાજકીય અને ધાર્મિક પરિસ્થિતિ ઉપર તે પૂરતો પ્રકાશ પાડે છે. સંસ્કૃત સાહિત્યમાં 'હર્ષચરિત' એક રીતે વિશિષ્ટ એટલા માટે ગણાય કે ચરિત્રવાઙ્મયના બંને પ્રકારો જીવનચરિત્ર અને આત્મચરિત્ર અમુક પ્રમાણમાં આપણને તેમાં જોવા મળે છે. એમાંના આઠ ઉચ્છ્વાસમાંથી પહેલા ત્રણમાં બાણે પોતાનું ચરિત્ર લખી પોતાના પૂર્વજોને વિશે તથા પોતાને વિશે માહિતી આપી છે અને બાકીમાં હર્ષની કથા કહી છે. 'હર્ષચરિત'માં ચરિત્રાંશ સારા પ્રમાણમાં

હોવા છતાં એ સ્વરૂપે તો આખ્યાયિકા જ છે. એમાં ઇતિહાસ અને ચરિત્રના અંશોનું મિશ્રણ છે એ ખરું, તો બાણની કવિ-કલ્પના અને કવિ-કલાનું પણ એટલા જ પ્રમાણમાં ત્યાં જોર છે. શુદ્ધ ઇતિહાસ કે ચરિત્રકથા તરીકે તેનું મૂલ્ય તેટલા પ્રમાણમાં તેથી ઓછું થાય છે.

વાક્પતિરાજકૃત 'ગઉડવહો' એ મહારાષ્ટ્રી પ્રાકૃતમાં લગભગ ઈ. સ. ૭૨૬માં રચાયેલ અપૂર્ણ ગ્રંથમાં કનોજના રાજા યશોવર્માએ ગૌડ રાજાને પરાજિત કર્યો એ ઘટનાનું તથા બીજી થોડીક અચોક્કસ ઐતિહાસિક હકીકતોનું વર્ણન છે. આ કૃતિમાં પણ વાર્તાતત્ત્વ, ઇતિહાસ અને ચરિત્રાંશનું મિશ્રણ છે.

આવી જ બીજી કૃતિઓમાં શંકુક-કૃત 'ભવનાભ્યુદય' (ઈ. સ. ૮૩૦) તથા પદ્મગુપ્તકૃત 'નવસાહસાંક-ચરિત' (ઈ. સ. ૧૦૦૫) છે. 'નવસાહસાંક-ચરિત'માં કવિ પદ્મગુપ્ત અથવા પરિમલ અઢાર સર્ગમાં પોતાના આશ્રયદાતા સિન્ધુરાજ નવસાહસાંકનાં પરાક્રમોનું પ્રશસ્તિગાન કરે છે અને તેના ચરિત્ર ઉપર પ્રકાશ પાડે છે સિન્ધુરાજ નવસાહસાંક નાગોના શત્રુ વજ્રાંકુશને પરાજિત કરી નાગરાજ શંખપાલની રાજકુમારી શશિપ્રભા સાથે વિવાહ કરે છે તે પ્રસંગનું એમાં વિસ્તૃત વર્ણન છે. લાંબાં વર્ણનોને લીધે કથાપ્રવાહ તેમાં સ્થળે સ્થળે અવરુદ્ધ થાય છે. આ કાવ્ય આમ તો એક પ્રશસ્તિકાવ્ય છે, પણ તેની પૌરાણિક વર્ણનપ્રણાલી અને અલંકૃત કાવ્ય શૈલીની વચ્ચે ઐતિહાસિક તત્ત્વોની ખોજ કરવામાં આવે તો તત્કાલીન ઇતિહાસની કેટલીક વિશ્વસનીય સામગ્રી તેમાંથી લાધે ખરી, જેની પુષ્ટિ શિલાલેખ તથા અન્ય બહિરંગ પ્રમાણોથી પણ થાય.* પરમારવંશી રાજાઓના ઇતિહાસ માટે તેમાંથી કેટલીક સ્વીકાર્ય હકીકતો મળે છે.

બિલ્હણના 'વિક્રમાંકદેવચરિત'(ઈ. સ. ૧૦૮૦ લગભગ)માં અઢાર સર્ગોમાં ચાલુક્યવંશી રાજા વિક્રમાદિત્યનું અપૂર્ણ જીવનચરિત્ર છે. બિલ્હણનું વલણ ચમત્કૃતિપ્રધાન કવિતા તરફ વિશેષ હોઈ તેણે ચરિત્રાનાયક વિક્રમને અત્યુક્તિ અને અલૌકિકતાના વાઘા પહેરાવ્યા છે. આમ છતાં, તે સમયના દક્ષિણ ભારતની સામાજિક અને રાજકીય સ્થિતિનો એ સારો પરિચય આપે છે. "કલ્યાણના ચાલુક્યવંશી રાજાઓના જે શિલાલેખ મળ્યા છે તેનાથી બિલ્હણદ્વારા વર્ણિત ઘટનાઓને પુષ્ટિ મળે છે...સાચું કહીએ તો બિલ્હણે કાવ્યપ્રતિભાની સુકુમાર શલાકાથી ઇતિહાસની કઠોર શિલાને

* ચંદ્રશેખર પાણ્ડેય તથા ડૉ. શાન્તિકુમાર ના વ્યાસ-રચિત 'સંસ્કૃત સાહિત્યની રૂપરેખા 'ને આધારે.

ભેદવાનો પ્રયાસ કર્યો છે."[1] એક નોંધપાત્ર હકીકત એ છે કે આ કાવ્યના સોળમા સર્ગમાં બિલ્હણે પોતાનું ચરિત્ર પણ આપ્યું છે.

મહમદ ગઝનીના આક્રમણ પહેલાં ઇતિહાસ-વિષયક કોઈ ગ્રંથ આપણા સંસ્કૃત સાહિત્યમાં નથી. સુસંકલિત ઇતિહાસ આપવાનો પ્રથમ પ્રયાસ કલ્હણ તેના 'રાજતરંગિણી'(ઇ.સ. ૧૧૪૮–૫૫)માં કરે છે. રાજતરંગિણી'નો પૂર્વાર્ધ એક તો દંતકથાઓથી ભરપૂર છે અને વધુમાં તેમાં કલ્હણનું ઉપદેશક વલણ નજરે પડે છે. ઐતિહાસિક હકીકતો તો કલ્હણના પોતાના જમાનાનું વર્ણન કરતા કૃતિના ઉત્તરાર્ધમાંથી મળી રહે છે. કાશ્મીરના ઇતિહાસ તરીકે આ ગ્રંથનું મૂલ્ય ઘણું છે. સાચા ઇતિહાસકાર કે ચરિત્રકારની જેમ કલ્હણ તટસ્થ રહી શકે છે. પોતાના આશ્રયદાતા રાજા હર્ષ(ઇ. સ. ૧૦૮૧–૧૧૦૧)ના ક્રૂર સિતમોનું વર્ણન કરતાં તે અચકાતો નથી. તે કપોલકથા કે કલ્પનાકથા ઉપર આધાર રાખતો નથી; પણ ઇતિહાસલેખનની સામગ્રી તરીકે અધિકારપત્રો, દાનપત્રો, પ્રશસ્તિઓ, સાહિત્યિક ગ્રંથો, પ્રાચીન સિક્કાઓ, કૌટુંબિક નોંધો, સ્મારકો, ઉત્કીર્ણ લેખો, સ્થાનિક પરંપરાઓ તથા જનશ્રુતિઓ, રાજમહેલો, ઇમારતો અને તેમની રચનાઓ તેમ જ દેવમંદિરો ઉપરનાં લખાણો વગેરેનો આધાર લે છે. આમ, એનો ગ્રંથ ભિન્ન ભિન્ન સ્થાને વેરાયેલી ઐતિહાસિક આધારભૂત ,સામગ્રીની પુનઃરચના માટે ઘણો મહત્ત્વનો છે. એના ગ્રંથમાંથી મળતું કાશ્મીરના લોકો અને તેમના ગુણાવગુણોનું સચ્ચાઈભર્યું ચિત્ર એની એક વિશિષ્ટતા લેખાય.

હેમચંદ્રાચાર્ય (ઈ. સ. ૧૦૮૯–૧૧૭૩)નું 'કુમારપાળ ચરિત' અથવા 'દ્વયાશ્રય મહાકાવ્ય' (૧૧૬૩) તેમણે લખેલા સંસ્કૃત અને પ્રાકૃત વ્યાકરણમાંના નિયમોનાં ઉદાહરણ આપે છે અને સાથે સાથે કુમારપાળના પુરોગામીઓનો વૃત્તાંત પણ આપે છે. કુમારપાળનાં સત્તા, સમૃદ્ધિ, પરાક્રમ અને રાજ્યઅમલનો પણ તે સત્ય અહેવાલ આપે છે. કુમારપાળના ચરિત્ર કરતાં ચાલુક્યોના ઇતિહાસ તરીકે એનું વિશેષ મૂલ્ય છે.

સોમેશ્વર(ઈ. સ. ૧૧૭૯–૧૨૬૨)નું 'કીર્તિકૌમુદી' ઉદાર મંત્રી વસ્તુપાળની પ્રશસ્તિ છે. તેમાં વસ્તુપાળની વીરતા, દિનચર્યા અને તેણે કરેલી શત્રુંજય, ગિરનાર અને પ્રભાસની યાત્રાનું વર્ણન છે. પાટણના ચાલુક્ય રાજાઓનો સાચો સંક્ષિપ્ત ઇતિહાસ પણ તેમાં મળે છે. ધર્મપ્રચારના

---

૧. પાણ્ડેય તથા વ્યાસ : 'સંસ્કૃત સાહિત્યની રૂપરેખા,' પૃ. ૩૪૦–૪૧.

ઉત્સાહવાળું આ કાવ્ય ઐતિહાસિક દૃષ્ટિએ આમ મૂલ્યવાન છે. એ જ કવિનું 'સુરથોત્સવ' આમ તો રૂપક-કાવ્ય છે પણ એને અંતે કવિ પોતાનો ઇતિહાસ આપે છે તે આપણી દૃષ્ટિએ નોંધપાત્ર બાબત છે.

બીજી કૃતિઓમાં, રાજપુરીના રાજા સોમપાલનું ચરિત્ર નિરૂપતી જલ્હણકૃત, 'સોમપાલ વિલાસ' (ઈ. સ. ૧૨૫૦) ગુજરાતના ઈ. સ. ૧૨૫૬–૫૮ના દુકાળમાં લોકોને ઘણી મદદ કરનાર જગડુ શેઠની દંતકથા અને ચમત્કારના મિશ્રણયુક્ત સર્વાનન્દ-રચિત પ્રશસ્તિ 'જગડુચરિત્ર,' સંધ્યાકર નંદીની ઇતિહાસપૂર્ણ વિગતો આપતી બંગાળના પરાક્રમી રાજા રામપાલની જીવનકથા 'રામપાલચરિત', અરિસિંહકૃત ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વની 'સંસ્કૃત સંકીર્તન' એ બધીને ગણાવી શકાય. એમાં પ્રશસ્તિ દંતકથા, ચમત્કાર આદિને પૂરતું સ્થાન હોય છે તેમ જ તેના લખનારા કવિતાવિલાસ પણ કરતા હોય છે, એથી શુદ્ધ ચરિત્રનિરૂપણ કરતી કૃતિઓ તરીકે એમનું મૂલ્ય ન ગણાય.

ઈ.સ.ના છઠ્ઠા શતક પછી પ્રશસ્તિઓ અને સ્તોત્રોના રૂપમાં એક ઐતિહાસિક પરંપરા આપણને જાણવા મળે છે. ઉત્કીર્ણ લેખોમાંની પ્રશસ્તિઓ દાતાઓની ઉદારતાનાં વખાણ કરતાં અને તેને વર્ણવતાં તેમના વંશને લગતી થોડી હકીકત પણ આપે છે એ જોતાં આ પ્રશસ્તિઓ ચરિત્રાત્મક સામગ્રી તરીકે મૂલ્યવંતી ગણી શકાય.

અનુક્રમે પાલિ અને પ્રાકૃત-અપભ્રંશમાં લખાયેલ બૌદ્ધ અને જૈન સાહિત્યનું ચરિત્રસાહિત્યની દૃષ્ટિએ અવલોકન કરતાં પ્રાચીન બૌદ્ધ સાહિત્યમાં પાલિમાં લખાયેલ જાતક કથાઓને યાદ કરવી જોઈએ. પ્રત્યેક જાતક-કથા ગૌતમબુદ્ધની જુદા જુદા જન્મની કથા છે. જાતક-કથાઓએ આપેલાં પ્રમાણોને ચકાસવાનાં સાધન આપણી પાસે નથી. કલ્પના અને શ્રદ્ધાના અંશ એમાં ઘણા છે. 'બુદ્ધવંશ'માં પણ ચોવીસ બુદ્ધોનાં દંતકથામિશ્રિત વૃત્તાંતો મળે છે, એમાં ઇતિહાસતત્ત્વ ઓછું છે. 'મહાવસ્તુ' જે બુદ્ધની જીવનકથા આપે છે, તેમાં પણ અસંખ્ય જાતક-કથાઓ અને સંખ્યાબંધ ચમત્કૃતિયુક્ત પ્રસંગચિત્રો છે. આ પૃથ્વી પર બુદ્ધના અવતાર અને કાર્યનો વૃત્તાંત આપતા, ઈસુની પ્રથમ શતાબ્દિ પછી રચાયેલા 'લલિતવિસ્તાર'માં દંતકથા કરતાં ચરિત્રના અંશો વિશેષ છે. અતિશયોક્તિ અને અતિમાનુષી તત્ત્વોનો એમાં છૂટથી સમાવેશ કરવામાં આવ્યો છે તેમ જ્યાં ગૌતમબુદ્ધનું જીવનચરિત્ર આ ગ્રંથનો મુખ્ય વિષય છે. બુદ્ધજીવનસંબંધી આશ્ચર્યજનક

ઘટનાઓથી ભરેલું અને બુદ્ધને દેવાધિદેવ સ્વરૂપે વર્ણવતું આ પુસ્તક બુદ્ધના જીવન સાથે તેમના શિષ્યોના જીવનને વિશે પણ સારી માહિતી આપે છે.

'દીપવંશ' અને 'મહાવંશ' એ સિલોનના બૌદ્ધોના આદરણીય અને અનુક્રમે ઈ.સ.ની ત્રીજી અને પાંચમી સદીના ગ્રંથોમાં ચરિત્ર કરતાં કાવ્યનું તત્ત્વ વધુ છે. આ બંને ગ્રંથ બુદ્ધિની સિંહલદ્વીપની મુલાકાત તેમ જ બૌદ્ધ ધર્મના આશ્રયદાતા રાજાઓની વાત કહે છે. અશોકના પુત્ર મહેન્દ્રનો લંકાનો પ્રવાસ અને લંકાના રાજાઓનો ઇતિહાસ પણ તેમાં વર્ણવવામાં આવ્યો છે. બંને પુસ્તકોની રચના પ્રાચીન ગ્રંથોમાંની ઐતિહાસિક હકીકતોને આધારે થઈ છે. એમાં ઇતિહાસનું કલ્પનાકથા (myth) તથા માનવોત્તર ગુણોના આલેખન સાથે મિશ્રણ થઈ ગયું છે. બંનેના રચનાકાળ વચ્ચે ત્રણ સદીઓનો ફેર છે તેમ છતાં વર્ણ્ય વસ્તુ અને આયોજન પરત્વે તેઓ ઘણું સામ્ય દેખાડે છે.

### જૈન સાહિત્ય

જૈન સાહિત્ય ભારતીય ભાષાઓના ઇતિહાસની દૃષ્ટિએ ઘણું મહત્ત્વનું છે. સામાન્ય જનસમૂહને પોતાનું સાહિત્ય સુલભ બને તેની કાળજી જૈનોએ હમેશાં રાખી છે. ઈસુની આઠમીથી બારમી સદી સુધીનું જૈન સાહિત્ય મોટે ભાગે સંસ્કૃતમાં છે, દશમીથી બારમી સદીમાં સાહિત્યપ્રવાહ પ્રાકૃત તથા અપભ્રંશ તરફ વિશેષ વળે છે એવા આ સાહિત્યનો ઐતિહાસિક કાલક્રમ નક્કી કરવો એ ઘણું મુશ્કેલ કાર્ય છે. પટ્ટાવલીઓ, સ્થવિરાવલીઓ અને ગુરુઓની વંશાવલીઓમાં ચોક્કસ કાલક્રમ આપતી આધારભૂત હકીકતો મળે છે, તેમ છતાં કેટલીક વાર આ નામાવલિઓ વિગતોની યથાર્થતા પરત્વે પરસ્પર વિસંગત પણ હોય છે. જૈન સાહિત્યમાં આપણા ખપની સાહિત્યસામગ્રી છે 'ચરિય', 'રાસ-રાસા' અને 'પ્રબંધ' નામથી ઓળખાતી કૃતિઓ. "લોકોમાં પ્રચલિત વાર્તાઓને આધારે રચાતી જીવનકથાઓ 'ચરિત્ર' કહેવાતી."[1] આવાં ચરિત્રો—'ચરિયો' જૈનોએ ઘણાં લખ્યાં છે. દેવર્ધિગણિ ક્ષમાશ્રમણના નેતૃત્વ નીચે ઈ.સ. ૪૫૩માં વલ્લભીપુરમાં ત્રીજી જૈન શ્રમણસભા મળી ત્યાર પછી જૈન ધર્મપુરુષોનાં આવાં ચરિત્રો રચવાની પરંપરા શરૂ થઈ જણાય છે. સંસ્કૃત પ્રાકૃત અને અપભ્રંશમાં ઘણાં ચરિત્ર લખાયાં છે. શ્વેતાંબર જૈનો જેને 'ચરિત' કહેતા તે જ પ્રકારની રચનાને દિગંબર જૈનો

---

1. "These kathas based on legendary biography were called Charitas."—K.M.Munshi, 'Gujarat and Its Literature', p.22.

'પુરાણો' કહેતા. ઈ. સ. ૮૯૭માં જિનસેન અને ગુણભદ્રે લખેલા 'મહાપુરાણ' અથવા 'ત્રિષષ્ટિ લક્ષણ મહાપુરાણ'માં ચોવીસ તીર્થંકર, બાર ચક્રવર્તી, નવ બળદેવ, નવ વાસુદેવ, અને નવ પ્રતિવાસુદેવ એમ કુલ ત્રેસઠ પુરુષવિશેષોનાં ચરિત્ર છે. પ્રભાવક પુરુષોનાં સુકૃતનું સંકીર્તન કરતા જૈન સાહિત્યમાં અસંખ્ય ચરિત્રો મળી આવે છે તેમાં પહેલા તીર્થંકર અરિષ્ટનેમિ અથવા નેમિનાથ, ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ અને છેલ્લા તીર્થંકર મહાવીરનાં ચરિત્ર વિશેષ સંખ્યામાં છે. જિનસેનકૃત પાર્શ્વનાથની કાવ્યબદ્ધ જીવનકથા 'પાર્શ્વાભ્યુદય' (ઈશુની નવમી સદી), વાદિરાજનું 'પાર્શ્વનાથચરિત્ર' (ઈ. સ. ૧૦૨૫), નેમિચંદ્ર ઉર્ફે દેવેન્દ્ર જ્ઞાનીનું 'મહાવીરચરિત' (ઈ. સ. ૧૦૮૫), ગુજરાતમાં જયસિંહ(ઈ. સ. ૧૦૯૩-૧૧૫૪)ના સમય દરમિયાન કવિ વાગ્ભટે પંદર સર્ગમાં રચેલું મહાકાવ્ય 'નેમિનિર્વાણ', માણિક્યચંદ્રનું 'પાર્શ્વનાથચરિત્ર' (ઈ. સ. ૧૨૧૭), દંતકથાના અસાધારણ મિશ્રણવાળું પાર્શ્વનાથના નવ પૂર્વભવ સહિતનું જીવન વર્ણવતું ભીમદેવસૂરિનું 'પાર્શ્વનાથચરિત' (ઈ. સ. ૧૨૫૫), સકલકીર્તિનું 'પાર્શ્વનાથચરિત્ર' (પંદરમીસદી), પદ્મસુંદરનું 'પાર્શ્વનાથચરિત્ર' (ઈ. સ. ૧૬૬૫) વગેરે એની સાબિતીરૂપ છે.

હેમચંદ્રસૂરિ પૂર્વે પણ કેટલીક ચરિત્રકૃતિઓ પ્રાપ્ત થાય છે. અપભ્રંશ ભાષાના દિગંબર કવિ પુષ્પદંતકૃત 'તિસટ્ઠિ મહાપુરિસ ગુણાલંકાર' કે 'મહાપુરાણ' (ઈ. સ. ૯૫૯–૯૬૫ વચ્ચે), સાગરદત્તનું 'જંબુસ્વામી ચરિત્ર' (ઈ. સ. ૧૦૨૨), પદ્મકીર્તિનું 'પાર્શ્વપુરાણ' (ઈ. સ. ૧૦૨૨), ગુણચંદ્ર જ્ઞાનીનું 'મહાવીરચરિયમ્' (ઈ. સ. ૧૦૮૨), વર્ધમાનસૂરિનું 'ઋષભચરિત્ર' (ઈ. સ. ૧૧૦૪), દેવભદ્રસૂરિનું 'પાર્શ્વચરિત' (ઈ. સ. ૧૧૦૯), જિનેશ્વરકૃત 'મલ્લિનાથ ચરિત્ર' (ઈ. સ. ૧૧૧૯), લક્ષ્મણગણિકૃત સાત તીર્થંકરોનું 'સુપાસનાહ ચરિઅ' (ઈ. સ. ૧૧૪૩), હરિભદ્રનું તીર્થંકર નેમિનાથ અને રાજિમતિના નવ પૂર્વભવોનું અદ્ભુત-રસ-રંગી 'નેમિનાથ ચરિઉ' (ઈ. સ. ૧૧૫૯) અને સોમપ્રભાચાર્યનું પ્રમાણભૂત ઐતિહાસિક હકીકતો સાચવતું 'સુમતિનાથ ચરિત્ર' (ઈ. સ. ૧૧૮૫) વગેરે જેવી કૃતિઓ નોંધપાત્ર છે. હેમચંદ્ર અને સોમેશ્વરના સંસ્કૃતમાં લખાયેલ 'કુમારપાલ-ચરિત'—'દ્વયાશ્રય' તથા 'કીર્તિકૌમુદી'નીવાત આગળ થઈ ગઈ છે.

કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિ (ઈ.સ. ૧૦૮૯–૧૧૭૩)ની પ્રેરણાથી ગુજરાતમાં બારમા અને તેરમા શતકમાં જૈન સાહિત્ય ઠીક ઠીક વિકાસ પામી સમૃદ્ધ બન્યું. શ્વેતાંબર જૈનોમાં ખૂબ પ્રખ્યાત ચરિત્રગ્રંથ હેમચંદ્રકૃત

'ત્રિષષ્ટિ શલાકાપુરુષચરિત' (ઈ.સ. ૧૧૬૦–૧૧૭૨ વચ્ચે) મહાકાવ્યના દસમા પર્વમાં 'મહાવીરચરિત્ર' આપવામાં આવ્યું છે જે મહાવીરના જીવન વિષે ઐતિહાસિક દૃષ્ટિએ ઘણી અગત્યની માહિતી પૂરી પાડે છે. 'ત્રિષષ્ઠિ શલાકા-પુરુષ-ચરિત'ની પૂરવણીરૂપ 'પરિશિષ્ટ પર્વ' અથવા 'સ્થવિરાવલિ ચરિત' દશ પ્રાચીન જૈન ધર્મોપદેશકોનો અને મહાવીરના સ્થવિર એટલે વૃદ્ધ શિષ્યોનાં ચરિત્રો આપે છે. આ કૃતિમાં ઐતિહાસિક સત્ય કરતાં દંતકથાનું પ્રમાણ વિશેષ છે. ચંદ્રપ્રભસૂરિનું 'પ્રભાવક-ચરિત્ર' હેમચંદ્રના 'પરિશિષ્ટ પર્વ'ના અનુસંધાનરૂપ છે. આ બધાં ચરિત્રો દંતકથામૂલક છે, તેમ છતાં મહાવીરના અને પાર્શ્વનાથનાં ચરિત્રોમાં ઇતિહાસના કંઈક અંશો મળે છે.

'ચરિત્ર' કે 'ચરિય' ની માફક 'પ્રબંધ' અને 'રાસ–રાસા' નામક રચનાઓ પણ જૈનોને હાથે સંખ્યાબંધ લખાઈ છે. રાસ, ચરિત્ર અને પ્રબંધનો ભેદ બહુ કડક ન હતો તે 'કુમારપાળ પ્રબંધ,' 'વિમળ-પ્રબંધ', 'સમરારાસુ', 'પેથડરાસ', 'વસ્તુપાલ-તેજપાલ-રાસ' જેવી કૃતિઓનો વિચાર કરતાં સમજાશે. પ્રબંધોનું વિશિષ્ટ લક્ષણ તેમની ઐતિહાસિકતા છે. "ઇતિહાસપ્રસિદ્ધ પુરુષો વિશે લખાયેલા હોવા છતાં તેમનામાં જીવનચરિત્ર કે ઇતિહાસ કરતાં—anecdotes રસ ઉપજે એવી ટૂંકી પ્રસંગકથા કે ઉપાખ્યાનનું તત્ત્વ વિશેષ છે, તેમ છતાં ઇતિહાસની મૂળભૂત સામગ્રી તરીકે તેમને સર્વથા અવગણવા ન જોઈએ. અલબત તેમને ઇતિહાસ તરીકે વિચારતાં ખૂબ સાવધાની રાખવી જોઈએ."[1]

મેરુતુંગકૃત 'પ્રબંધચિંતામણિ' (ઈ.સ. ૧૩૩૦) આવા ઐતિહાસિક (ઈ.સ. ૧૩૦૬) અને રાજશેખર-રચિત 'પ્રબંધ કોશ' જીવનવિષયક ગ્રંથો છે. 'પ્રબંધચિંતામણિ'માં મેરુતુંગે વિક્રમ, શાલિવાહન, વનરાજ, મૂળરાજ, ભોજ, સિદ્ધરાજ, કુમારપાળ અને બીજા કેટલાક રાજાઓને લગના ઉપર કહ્યા તેવા પ્રસંગો કે કથાનકો આપ્યાં છે. "જૈન લેખકોમાં જૈન ધર્મના પ્રભાવક સૂરિઓ, રાજાઓ, મંત્રીઓ વગેરેનાં ચરિત્ર લખવાનો રિવાજ પહેલાંથી ચાલતો આવતો હતો. પણ 'પ્રબંધચિંતામણિ'ના

1. "The so called Prabandhas are also of semi-historical character, for they deal with historical personages, though they are collections of anecdotes rather than real biographies or hisory. Nevertheless, sources, even though they can be used only with extreme circumspection." — Maurice Winternitz, "A History of Indian Literature", (Vol. II, 1933), p. 519.

લેખકને લાગ્યું કે 'જૂની વારંવાર સાંભળેલી કથાઓથી હવે લોકોનાં મન જોઈએ તેવાં પ્રસન્ન થતાં નથી', એટલે તેણે "નજીકના સમયમાં થઈ ગયેલા સત્પુરુષોનાં વૃત્તાંતો' પસંદ કર્યાં."[૧]

'પ્રબંધચિંતામણિ'ની ઇતિહાસસામગ્રી લેખેની ઉપયોગિતા ટૉડે 'રાજસ્તાનનો ઇતિહાસ' તથા એલેક્ઝાન્ડર કિન્લોક ફોર્બસે 'રાસમાળા' અને પંડિત ભગવાનલાલ ઇંદ્રજીએ 'મુંબઈ ગૅઝેટિયર'માં 'ગુજરાતનો ઇતિહાસ' લખવામાં એની સંપૂર્ણ સહાય લીધી છે એ પરથી અવશ્ય સ્પષ્ટ થશે. ગુજરાતના ઇતિહાસના સાધન તરીકે વાપરી શકાશ એવા 'દ્વયાશ્રય', અને 'કીર્તિકૌમુદી' જેવા બીજા ગ્રંથો સાથે સરખાવતાં 'પ્રબંધચિંતામણિ'માં આપણી દૃષ્ટિએ મૂલ્યવાન ગણાય એવો ગુણ એ છે કે તેના લેખકનું ધ્યાન લોકરંજન ઉપર હોવાથી તેણે આગલા ગ્રંથો કરતાં ઐતિહાસિક પાત્રોના જીવનના પ્રસંગોની કે ચરિત્રની વિગતો વિશેષ આપી છે. બીજો ગુણ એ છે કે વિ. સં. ૮૦૨થી વિ. સં. ૧૨૭૭ સુધીની ઉપયોગી સામગ્રી મેરુતુંગે તેમાં પૂરી પાડી છે. 'પ્રબંધચિંતામણિ'નો મુખ્ય આધાર શ્રુતપરંપરા છે. ઉપલબ્ધ લિખિત સાધનનો તેમ જ 'કીર્તિ કૌમુદી' વગેરે ગ્રંથોનો દંતકથાની શ્રુતપરંપરા સાથે મેરુતુંગે ઉપયોગ કર્યો છે. જૂનાં લખાણો તથા દંતકથાઓને ચાળીને જોવાનો પણ તેણે થોડો પ્રયાસ કર્યો છે. જ્યાં મેરુતુંગ 'દ્વયાશ્રય'થી જુદો પડે છે ત્યાં પણ ઐતિહાસિક સંભવ એના પક્ષમાં હોય છે.

"શ્રોતાવર્ગની ધાર્મિક ભાવનાને સતેજ કરવાના ઇરાદાથી રચાયેલો 'ચતુર્વિંશતિ પ્રબંધ' ચોવીસ પ્રબંધોનો સંગ્રહ છે."[૨] આમાંના કેટલાક પ્રબંધો 'પ્રભાવકચરિત્ર'માં પણ નજરે પડે છે. "ઐતિહાસિક મૂલ્યવાળો પ્રસ્તુત ગ્રંથ કોઈ સિક્કા, તામ્રપત્ર, શિલાલેખ કે એવાં ઐતિહાસિક સાધનો વિશે પ્રકાશ પાડી શકે તેમ નથી."[૩]

વિન્ટરનિટ્ઝ કહે છે તેમ આ "પુરાણો અને ચરિત્રો તો સર્વપ્રકારની પરીકથાઓ તથા વાર્તાઓનો સમાવેશ કરતા આવેષ્ટન રૂપે જ હતાં."[૪]

૧. દુર્ગાશંકર શાસ્ત્રી, 'પ્રબંધ ચિંતામણિ' (ગુજરાતી ભાષાંતર) પૃ. ૬.

૨-૩. પ્રો. હીરાલાલ રસિકલાલ કાપડિયા : 'ચતુર્વિંશતિ પ્રબંધ' (ગુજરાતી અનુવાદ), પૃ ૧૩, ૧૪.

૪. "The Puranas and Charitas were often only a frame in which all manners of fairy tales and stories were introduced." Maurice Winternits, 'A History of Indian Literature', Vol. II. p, 520.

કરેલું અંબાજીનું આરાધન, વિમળે ભીમદેવને આપેલું ધનુર્વિદ્યાનું શિક્ષણ વિમળની વૈભવવૃદ્ધિ, રાજખટપટને કારણે વિમળને ભીમદેવ સાથે થયેલો અણબનાવ, વિમળનું કાસળ કાઢવાની ભીમદેવની યુક્તિ, વિમળનો વિજય, વિમળનો પાટણત્યાગ અને ચંદ્રાવતીમાં રાજા તરીકે નિવાસ, પરદેશી સૈન્ય સાથે વિમળે યુદ્ધ કરતાં પરાક્રમ દર્શાવી મેળવેલો વિજય, સિંધના નગરઠઠ્ઠાના રાજા બંભણિયાને વિમળે આપેલી હાર, ચંદ્રાવતીની પુનઃરચના, વિમળને આવેલું સ્વપ્ન, વિમળે કરેલું અંબાજીનું આરાધન, અને દૈવી ચમત્કાર, પ્રાસાદનો આરંભ, દહેરાંનો ઉત્સવ, જૈન ધર્મોપદેશ, વિમળે કરેલાં ધર્મકાર્યો વગેરેનું વર્ણન કર્યું છે. આ બધો અહેવાલ અતિશયોક્તિ, ચમત્કારિક હકીકતો અને દંતકથાથી ભરપૂર હોવાથી 'વિમલપ્રબંધ'નું ઇતિહાસ તેમ જ ચરિત્ર લેખે ઝાઝું મૂલ્ય નથી; પણ સમાજશાસ્ત્રના અભ્યાસની દૃષ્ટિએ એ ઘણો ઉપયોગી છે, કારણ કે તત્કાલીન સમાજસ્થિતિ, વણિક જ્ઞાતિઓ, તેમના વ્યવસાય, વિદ્યાભ્યાસની પદ્ધતિ, લગ્નવિધિ, ઉત્સવો, લોકાચાર, યુદ્ધરીતિ, સૈન્ય અને શસ્ત્રો, શકુનશાસ્ત્ર, સામુદ્રિક શાસ્ત્ર વગેરે વિષે એ સારી માહિતી આપે છે. જૈન સાધુઓએ એ ઉપરાંત કુમારપાળ, વિમળમંત્રી અને વસ્તુપાળ-તેજપાળ વિષે નાનીમોટી અનેક કૃતિઓ આપી છે, પણ તેમનું ચરિત્રસાહિત્ય તરીકે બહુ મૂલ્ય નીકળતું નથી.

જૈન રાસ-ચરિત્ર-પ્રબંધ ઢગલાબંધ લખાતા હતા તે વેળા લખાયેલાં છંદ, પવાડો, સલોકા પણ મધ્યકાલીન ગુજરાતી ચરિત્રવાઙ્મયની નોંધપાત્ર સામગ્રી છે રાસયુગમાં પ્રયોજાયેલા રાસ, પ્રબંધ, ચરિત્ર, પવાડો, છંદ, સલોકા વગેરેએ ચરિત્રસાહિત્યનો વિકાસ પોતપોતાની રીતે કર્યો છે. છંદ, પવાડો અને સલોકા પણ એકબીજાના સમાન અર્થમાં વપરાતા શબ્દો છે અને પ્રશસ્તિરૂપ કાવ્યોના નિર્દેશક છે. 'પ્રબંધચિંતામણિ'માં 'પવાડો' અને 'છંદ' શબ્દો 'વખાણ'ના અર્થમાં વપરાયા છે. શ્રીધર વ્યાસનો 'રણમલ છંદ' (ઈ.સ. ૧૪૦૦), લાવણ્યસમયનો 'રંગરત્નાકર નેમિછંદ' (ઈ.સ. ૧૫૨૬) અને લબ્ધરુચિનો 'પાર્શ્વનાથ છંદ' (ઈ.સ. ૧૬૫૬) જેવી કૃતિઓ ચરિત્રનાયકનું ચરિત્ર વર્ણવે છે, અને તેમના ગુણપરાક્રમની પ્રશસ્તિ કરે છે, તો કોઈ વાર કાવ્યનાયકના પૂર્વજોનો પ્રમાણભૂત સવિસ્તર ઇતિહાસ પણ આપે છે. ચરિત્ર તરીકે એમનું મૂલ્ય ઘણું ઓછું કહેવાય.

ડૉ. હરિવલ્લભ ભાયાણી કહે છે તેમ "સલોકામાં ઐતિહાસિક મનાતા કોઈ પ્રસંગોનો આશ્રય લઈને તે સાથે સંકળાયેલી મુખ્ય વ્યક્તિની પદદમ

સ્તુતિ આપવામાં આવે છે."[૧] કુંવરવિજયકૃત 'હીર વિજયસૂરિ સલોકો' (ઈ.સ. ૧૫૯૫ પછી), વિનીતવિમલકૃત 'આદિનાથ સલોકો' (ઈ.સ. ૧૬૭૫ પહેલાં), ઉદયરત્નકૃત, 'શાલિભદ્ર શલોકો' (ઈ.સ. ૧૭૧૩), દેવ-વિજયકૃત 'શંખેશ્વર સલોકો' (ઈ.સ. ૧૭૨૭), લબ્ધિવિજયકૃત 'જંબુસ્વામી સલોકો' (ઈ.સ. ૧૭૫૩), શામળરચિત 'રૂસ્તમનો સલોકો' (ઈ.સ. ૧૭૨૫), ગંગાદાસ ભવાની-રચિત 'ભાણનો સલોકો' (ઈ.સ. ૧૭૦૭) ચરિત્ર કરતાં ઐતિહાસિક પ્રસંગોનો મહિમા વર્ણવતાં કીર્તિકાવ્યો કે પ્રશસ્તિકાવ્યો છે.

મધ્યકાલીન જૈનેતર ગુજરાતી સાહિત્યમાં વર્ણનાત્મક કવિતામાં આખ્યાન અને વાર્તા, તથા ઊર્મિકાવ્યમાં પદો અને ગરબા-ગરબીઓ મુખ્ય છે. એમાં પદોમાં જીવનચરિત્ર વર્ણવી ન શકાય એટલે આખ્યાન પ્રકાર જ આપણે જોવો પડશે. આખ્યાનો મોટે ભાગે 'રામાયણ,' 'મહાભારત,' 'ભાગવત' વગેરે પુરાણોમાંથી ઉપાડેલાં વસ્તુ ઉપર રચાયાં છે, તેમ છતાં કોઈ વાર લોકખ્યાત કોઈ સાચી વ્યક્તિ વિષે પણ એ લખાયાનાં ઉદાહરણો મળે છે. એવી લોક-પૂજ્ય વ્યક્તિઓ તે જમાનામાં હતા ભક્તો અને સંતો. નરસિંહ મહેતા-વિષયક આખ્યાનો આ પ્રકારનાં છે. નરસિંહ મહેતાએ પોતે જ પોતાના જીવનના પ્રસંગો—હાર, હૂંડી, મામેરું અને શામળશાનો વિવાહ—વિષે લખ્યું છે તેનો તથા લોકપ્રચલિત વૃત્તાંતોનો આધાર લઈ અનેક કવિઓએ ભક્ત કવિ નરસિંહના જીવન વિષે કાવ્યો લખ્યાં છે. નરસિંહ મહેતા વિષે સૌથી પ્રથમ મીરાંએ 'નરસિંહજીકા માયરા' હિન્દીમાં લખ્યું છે. ખંભાત-નિવાસી કવિ વિષ્ણુદાસે 'કુંવરબાઈનું મોસાળું' અને 'હૂંડી'ની રચના કરી છે. સત્તરમા શતકમાં રતનિયાએ 'હૂંડી' અને કૃષ્ણદાસે 'મામેરું' અને 'હૂંડી', ગોવિન્દે 'મામેરું', પાટણના વિશ્વનાથ જાનીએ 'મોસાળાચરિત્ર' લખેલાં છે. આખ્યાનકાર-શિરોમણિ પ્રેમાનંદે પણ 'હૂંડી', 'શ્રાદ્ધ', 'કુંવરબાઈનું મામેરું', 'શામળશાનો વિવાહ', 'હારમાળા' વગેરેમાં નરસિંહ મહેતાના જીવનપ્રસંગો નિરૂપ્યા છે. પ્રેમાનંદના કવનકાળ દરમ્યાન તેમ જ પછીનાં બે શતક કરતાં વધારે સમયસુધી આ કાવ્યોએ લોકહૃદય ઉપર અધિકાર ભોગવ્યો છે. પ્રેમાનંદની નરસિંહ-ચરિત્રાત્મક કૃતિઓમાં 'કુંવરબાઈનું મામેરું' સર્વોત્તમ કૃતિ છે. ગોવિંદરામનું 'નરસિંહ મહેતાનું સંક્ષિપ્ત ચરિત્ર', રઘુરામની 'નરસિંહ મહેતાની હૂંડી', મોતીરામકૃત 'નરસિંહના પિતાનું શ્રાદ્ધ', આધાર ભટ્ટને નામે ચડેલો 'શામળશાનો વિવાહ', મૂળજી ભટ્ટકૃત 'નરસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ', કવિ દયારામનું 'મોસાળું' એ પ્રેમાનંદ પછીના

૧. ડૉ. હરિવલ્લભ ચૂ. ભાયાણી: 'રૂસ્તમનો સલોકો', પૃ. ૨૪.

કાળમાં લખાયેલી નરસિંહ-વિષયક કૃતિઓ છે. ઐતિહાસિક માહિતીને અભાવે આ બધી કૃતિઓ કિંવદન્તીઓ ઉપર જ આધાર રાખનારી છે. એમનું અંતિમ ધ્યેય તો ભક્તજીવન તેમ જ ભક્તવત્સલ ભગવાનનાં ભક્તિપોષક ગુણગાન જ છે. એટલે એમાં ચમત્કારોનું તત્ત્વ ઘણું આગળ પડતું છે. પરિણામે ચરિત્ર તરીકે એમાં શુદ્ધ માનવચરિત્ર ઓછું જ મળે છે. આ આખ્યાનોમાંથી ઊભી થતી નરસૈંયાની મૂર્તિ તે લોકકલ્પનાની પ્રિય મૂર્તિ છે અને તેમાં તેનું શાસ્ત્રીય રીતે એકઠી કરેલી સામગ્રીને આધારે જન્મથી મૃત્યુ લગીનું જીવન કડીબદ્ધ નિરૂપવાનો તો કોઈ આખ્યાનકારનો આશય જ નહિ. મતલબ કે એ આખ્યાનકારોનાં સર્જન છે, ચરિત્રકારની કૃતિઓ નથી. આવું જ મધ્યકાલની અન્ય ચરિત્રાત્મક કૃતિઓ માટે પણ કહી શકાય તેમ છે. એવી બીજી ગણાવવા જેવી ચરિત્રાત્મક કૃતિઓ આટલી છે:

જેમ નરસિંહની કૃતિઓમાં એના જીવનવિષયક તેમ મીરાંબાઈનાં પદોમાં પણ એના ચરિત્રનિરૂપણ માટે ઘણી સામગ્રી વેરાયેલી પડી છે. કવિ ગોપાળદાસનું 'વલ્લભાખ્યાન' (ઈ. સ. ૧૫૯૨), ગોપાળદાસ વ્યારાવાળાનું 'વલ્લભવેલ' અને મહાવદાસનું અપ્રકટ કાવ્ય 'ગોકુળનાથજીનો વિવાહ' વલ્લભાચાર્ય અને તેમના પુત્રો વિષે ઐતિહાસિક હકીકતો પૂરી પાડી એમના ચરિત્ર માટે સારી સામગ્રી રજૂ કરે છે. મુકુંદ ગુગળીએ લખવા ધારેલી કહેવાની* ભક્તચરિત્રમાળાના પ્રથમ પુસ્તક 'કબીર ચરિત્ર'માં મુકુંદે કબીરના જન્મ વિષે ચાર ચમત્કારિક કથાઓ આપી છે. આખું કાવ્ય દંતકથામૂલક છે, એટલે ચરિત્ર તરીકે એનું મૂલ્ય ઓછું ગણાય. મુકુંદનું બીજું કાવ્ય 'ગોરખચરિત્ર' પણ ગોરખના જન્મ વિષે તેમ જ ગોરખગુરુ મત્સ્યેન્દ્રનાથના યોગવિદ્યાના ચમત્કારો વર્ણવતું કાવ્ય છે. નિષ્કુલાનંદ(ઈ. સ. ૧૭૬૬–૧૮૪૮)નાં 'પુરુષોત્તમપ્રકાશ' અને 'ભક્ત ચિંતામણિ' કાવ્યો સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક સહજાનંદ સ્વામીનું ચરિત્ર વર્ણવે છે. દયારામનું 'મીરાં ચરિત્ર' મીરાં વિષેની લોકખ્યાત વિગતો એક લાંબા પદમાં રજૂ કરે છે. આ સર્વ માટે પણ નરસિંહ મહેતાને લગતાં આખ્યાનો વિશે કહ્યું તે લાગુ પડે છે.

### ઉપસંહાર

છેક વેદકાળથી મધ્યકાલીન સાહિત્ય સુધીની ઉપર અવલોકેલી બ્રાહ્મણ, બૌદ્ધ, જૈન અને ગુજરાતી ચરિત્રાંશધારક કૃતિઓ જોતાં જણાય છે કે એમાં ઇતિહાસના ઓછાવત્તા અંશો, કલ્પિત કથાનકો, દંતકથાઓ અને છૂટક છૂટક

* કહેવાની એટલા માટે કે એ વાત અને મુકુંદની બે કૃતિઓ કદાચ બનાવટી હોય.

વ્યક્તિઓના જીવનના મહત્ત્વના પ્રસંગોના કોઈ વાર વિગતે તો કોઈ વાર સંક્ષેપમાં, કોઈ વાર યથાર્થતા સહિત તો કોઈ વાર અતિશયોક્તિભર્યાં અને અદ્દભુત-રસ-પ્રધાન આલેખન થયાં છે. આવા ગ્રંથોનું ઇતિહાસની પરંપરા સાચવવાની દૃષ્ટિએ સારું મહત્ત્વ હોવા છતાં એમાંનાં ઘણાં ઓછાં પુસ્તકોમાં સાચા ઇતિહાસનું કે કોઈ પણ લોકોત્તર વ્યક્તિના જીવનના સળંગ ઘટનાક્રમનું આલેખન થયુ છે. પ્રાચીન-મધ્યકાલીન ભારતીય સાહિત્ય અતિ વિપુલપ્રમાણમાં હોવા છતાં એમાં એક તો ચરિત્રગ્રંથોનું પ્રમાણ ઓછું છે અને જે છે તેમાં શુદ્ધ ચરિત્રલેખનની દૃષ્ટિએ બહુ કસ કે કલા નથી. આનાં કારણો શાં ?

ભારતીય પ્રજાની ઇતિહાસ પ્રત્યેની ઉદાસીનવૃત્તિ ચરિત્રસાહિત્યના અભાવનું મુખ્ય કારણ ગણી શકાય. અર્વાચીન દૃષ્ટિએ જેને ઇતિહાસ કહી શકાય તેવા ગ્રંથો રચવા તરફ ભારતવાસીઓનું ધ્યાન ઓછું હતું એટલે ભારતવાસીઓના શુદ્ધ ઇતિહાસ-દૃષ્ટિના અભાવને કારણે વૈજ્ઞાનિક સામગ્રીના સંપાદનનો અને સત્યકથનનો આપણે ત્યાં અભાવ રહ્યો. બીજું કારણ, પશ્ચિમ સાથે સંપર્ક થતાં પહેલાં ભારતીય પ્રજાની જીવનદૃષ્ટિ ઐહિક કરતાં આમુષ્મિક વિશેષ હતી. તેનાં જીવનમૂલ્યોમાં પણ વ્યવહાર કરતાં પરમાર્થ ઉપર વિશેષ ભાર હતો. ભારતીય માનસ પારંપારિક રીતે આત્મકલ્યાણ અને મોક્ષ જેવા પ્રશ્નોમાં અધિક રસ લેતું. આ નશ્વર ઐહિક — સંસારી વ્યવહારજીવન તેને મન અંતિમ મહત્ત્વનું ન હતું, એ તો માયા હતું, ક્ષણભંગુર હતું. પરિણામે ઐહિક જીવનમાં ફાલેલા વ્યક્તિવિશેષો એમને બહુ આકર્ષી શકે નહિ એ દેખીતું છે. પૃથ્વીના આ ગોળા પરની ક્ષણિક જીવનલીલા ભારતવાસીને કંઈ પણ નોંધ કે પ્રશસ્તિને પાત્ર લાગતી જ નહિ. એમને આકર્ષક અને પૂજ્ય લાગતા માત્ર અવતારો, ભક્તો, સંતો અને જ્ઞાનીઓ. એટલે મધ્યકાળમાં તો ધર્મપુરુષોનાં અને ભક્તસંતોનાં જ ચરિત્રો લખાયાં. આવા જે ધર્મક્ષેત્રીય વ્યક્તિવિશેષો ધ્યાન ખેંચી ચરિત્રવિષય બનતાં તેમની જીવનકથામાં પણ લોકોત્તરતા અને ચમત્કારોભર્યું નિરૂપણ થતું. શુદ્ધ માનવીઓ તરીકે એમના માનવ્યનું ચિત્ર દોરાતું જ નહિ. લોકોત્તર વ્યક્તિઓને દેવના અંશાવતાર માનવાની લાગણીને કારણે એમનાં ચરિત્રોમાં સાચા માનવીય વ્યવહારો અને પ્રસંગોનાં આલેખન કરતાં આરોપાયેલા પ્રસંગોનાં કલ્પનાપૂર્ણ, અતિશયોક્તિમંડિત અને અદ્દભુત-રસ-પ્રધાન વર્ણનો વિશેષ થતાં. અંગ્રેજો દ્વારા પશ્ચિમની સંસ્કૃતિના અને જીવનદૃષ્ટિના સંપર્ક પછી ભારતવાસીઓની દૃષ્ટિમાં ઐહિકના પ્રવેશી. આમ, ભૌતિક જીવન તરફ એમની નજર ગઈ ત્યારે એમાં સહજ વ્યક્તિવિશેષો એમને મહત્ત્વના દેખાયા. એ વિશે આવતા પ્રકરણમાં.

## પ્રકરણ ચોથું

# જાગૃતિયુગનું ચરિત્રવાઙ્મય

## (૧૮૪૩-૧૮૮૬)

### પ્રાસ્તાવિક

ઈ. સ. ૧૮૧૪માં નેપોલિયનની સત્તાનો વિનાશ થતાં ભયમુક્ત અંગ્રેજોએ હિંદમાં સામ્રાજ્ય-વિસ્તારનું કાર્ય ફરીથી શરૂ કરી દીધું. ગવર્નર જનરલ લૉર્ડ હેસ્ટિંગ્ઝે નેપાળના ગુરખાઓને સને ૧૮૧૬માં હરાવ્યા. તેણે પિંઢારાઓનો નાશ કર્યો. રજપૂત રાજાઓનો તે રક્ષક મિત્ર બન્યો. મરાઠા સરદારોનો પણ તેણે પરાજય કર્યો. તેણે પેશ્વાને પદભ્રષ્ટ કર્યો તથા તેનું બધું રાજ્ય ખાલસા કર્યું. આમ, ઈ.સ. ૧૮૧૮થી હિંદમાં બ્રિટિશ હકૂમતનું સર્વોપરીપણું સ્થપાયું.

ઈ. સ. ૧૮૧૮ના ખિડકીના યુદ્ધ પછી અંગ્રેજોએ ગુજરાતનું રાજ્ય પણ પોતાના હાથમાં લીધું અને અંધાધૂંધી દૂર કરી એટલે ગુજરાતની પ્રજા, રાજ્યમાં વ્યવસ્થા અને શાસનમાં સ્થિરતા આવતાં, સ્વસ્થતા અને શાંતિ અનુભવવા લાગી. રાજકીય સલામતીનો સ્વાદ જનસમૂહે ચાખ્યો.

રાજકીય કારોબાર વ્યવસ્થિત થતાં, અદાલતોમાં અંગ્રેજી તથા પ્રાંતિક ભાષાઓને સ્થાન મળતાં અને ઈ. સ. ૧૮૩૫થી લૉર્ડ વિલિયમ બૅન્ટિક અને મેકૉલેની અંગ્રેજી કેળવણી આપવાની નીતિ અમલમાં આવતાં દેશમાં એક નવી જ હવા ઊભી થવા લાગી. શાળાઓ, કૉલેજો, પુસ્તકાલયો, વર્તમાનપત્રો, સભાઓ વગેરે દ્વારા સમસ્ત પ્રજામાં નવું ચેતન આવવા લાગ્યું. અંગ્રેજી પદ્ધતિની કેળવણી તથા અંગ્રેજી સાહિત્ય તેમ જ અંગ્રેજોએ આ દેશમાં આયાત કરેલી પાશ્ચાત્ય સંસ્કૃતિ દ્વારા પ્રજામાં આવેલી જાગૃતિને કારણે ઓગણીસમી સદીની વચલી બે પચ્ચીસીઓને 'જાગૃતિયુગ' એવું નામ આપી શકીએ.

ગુજરાતમાં સંચરતી થયેલી આ નવજાગૃતિને પરિણામે ગુજરાતનું જીવન પરિવર્તન પામવા લાગ્યું અને પ્રજામાં નવો ઉત્સાહ, સાહસિકતા, નવા વિચારો, નવી ભાવનાઓ, નવાં દૃષ્ટિબિંદુ વગેરેનો ઉદય થયો. ઈશ્વર, મોક્ષ અને પારલૌકિક જીવન પર દૃષ્ટિ માંડીને આધ્યાત્મિક જીવન ગાળવા

પ્રયત્નશીલ રહેતી પ્રજા આ વાતાવરણમાં ઐહિક દૃષ્ટિબિંદુ કેળવવા લાગી. સાંસારિક જીવન તરફ દોરાતાં તેની પ્રવૃત્તિશીલતા વધવા લાગી તથા જીવનને તે ભૌતિક બાબતોમાં વધુ સમૃદ્ધ અને સમુન્નત બનાવવા પ્રયાસ કરવા લાગી. આને લીધે માનવ-વ્યક્તિઓમાં તેનો રસ વધે એ સ્વાભાવિક જ છે. જીવનચરિત્રનો સાહિત્યપ્રકાર ઉદ્‌ભવવા અને ખીલવા માટે અનુકૂળ ભૂમિકા આ પરિસ્થિતિએ આપણે ત્યાં પહેલી વાર રચી આપી. એક એ, અને બીજું અંગ્રેજી ચરિત્રસાહિત્ય, એ બે ગુજરાતી ચરિત્રસાહિત્યને પ્રેરક અને સહાયક બનનારાં બે મોટાં બળ છે.

## નર્મદ

ગુજરાતના જાગૃતિયુગનો સમર્થ પ્રતિનિધિ નર્મદ છે. નવા વિચારો ઝીલી તેમને જીવનમાં અને સાહિત્યમાં ઉતારવા મથનાર એ અર્વાચીનોમાં આદ્ય સમયમૂર્તિએ સાહિત્યમાં ઘણી બાબતોમાં તેમ ચરિત્રની બાબતમાં પણ પહેલ કરી છે. આપણા દેશમાં જીવનચરિત્ર લખવાનાં રસ અને કૌશલનો અભાવ છે એવી ફરિયાદ કરતાં નર્મદાશંકરે 'ડાંડિયો' પત્રમાં લખ્યું કે "આ દેશમાં ઇતિહાસ અને જન્મચરિત્ર લખવાની વિદ્યા સારી પેઠે ખેડવામાં આવી જ નથી. રાજદરબારી ઇતિહાસો તો જૂઠાસાચા કેટલાક મળી આવશે પણ જન્મચરિત્રના તો વાંધા જ."[1]

આ ઊણપ દૂર કરવા નર્મદાશંકરે ૧૮૬૫માં 'કવિચરિત્ર' લખી આ વિષયમાં વધુ ખેડાણ કરવાની સંપ્રજ્ઞપણે પહેલ કરી એમ કહી શકાય. માત્ર સમય દૃષ્ટિએ જોવું હોય તો દુર્ગારામ મહેતાજીએ પોતાના વિચાર અને અને અનુભવની ખાનગી નોંધ ૨૭ મી જાન્યુઆરી ૧૮૪૩, પોષ વદ ૧૨, ૧૮૯૯થી રાખવા માંડી હતી અને સને ૧૮૪૪ના જૂન માસની ૨૨મી તારીખે 'માનવ ધર્મસભા'ની સ્થાપના થઈ ત્યારથી એ સભાના કામકાજની ટૂંકી નોંધ —દફતર જે મહેતાજીએ પોતે જ લખેલ છે તેને કદાચ આ દિશાનો પહેલો પ્રયત્ન ગણાવાનું માન મળે. અજાણપણે ગદ્યનો તેમ જ ચરિત્રલેખનનો આરંભ 'માનવધર્મસભાનું દફતર' લખવાની શરૂઆત કરી દૈનિક ટાંચણ કે રોજનીશીરૂપે મહેતાજી દુર્ગારામે કર્યો એમ આ પરથી કહી શકાય.

જીવનચરિત્રો રચવાનો બીજો પ્રયાસ નર્મદે 'મહાપુરુષોનાં ચરિત્ર'

૧. 'ડાંડિયો' (જૂનું નર્મગદ્ય), અહીં ઉતાર્યું 'નર્મદ શતાબ્દી ગ્રંથ'માંથી

(૧૮૭૦) લખી કર્યો છે.* વાસ્તવમાં નર્મદકૃત 'કવિચરિત્ર' અને 'મહાપુરુષોનાં ચરિત્ર' જીવનચરિત્રો નહિ, પણ ટૂંકી ચરિત્રરેખાઓ છે. 'કવિચરિત્ર' રચવા માટે નર્મદે સામગ્રીસંચય માટે જનવાર્તા, જે તે કવિનું સાહિત્ય, અન્ય પ્રાપ્ય ગ્રંથો અને ચરિત્રનાયકને પરિચિત વ્યક્તિઓ, એટલા ઉપર આધાર રાખ્યો છે. નર્મદે આપેલી ચરિત્રનાયકોની જીવનવિષયક હકીકતો અત્યારે આપણને અપર્યાપ્ત લાગે, પણ એ મેળવવા તેણે ઉઠાવેલી જહેમત પ્રશંસાપાત્ર છે. વિશેષ કરીને પ્રેમાનંદ અને દયારામની બાબતમાં નર્મદે મહેનત કરીને મેળવેલી હકીકતો ગુજરાતી ચરિત્રલેખનની બાબતમાં ખાસ નોંધપાત્ર કહેવાય. 'કવિચરિત્ર'માં સૌથી પહેલાં નર્મદ કવિઓના જીવનને લગતી હકીકતોની વિગત ટૂંકમાં આપે છે. ત્યાર પછી એ કવિઓના સાહિત્યનો ટૂંકો પરિચય આપી, એની કવિતાની ખામીઓ અને ખૂબીઓ બતાવી, નર્મદે પોતાની મતિ-શક્તિ પ્રમાણે એનું મૂલ્યાંકન પણ કર્યું છે.

ચરિત્રના આદર્શની કે ચરિત્રકારના ધર્મની નર્મદની સમજ ધ્યાન ખેંચે તેવી છે. દયારામ વિશે લખતાં નર્મદ કહે છે : "આ ચરિત્ર સમાપ્ત કરતાં મને દલગીરી થયા વગર રહેતી નથી કે મારાથી દયારામ સરખા ગુણીજનના મરણ પછી તેના દોષ જાહેરમાં આણવા પડયા છે. વાસ્તવિક વિચાર કરતાં ગુણદોષ વિશે બોલવું મુવેલાંને સરખું છે. પણ કવિનું જન્મ-ચરિત્ર તેનું સ્વભાવવર્ણન છે, તેથી લોકોને શિક્ષા મળે છે, માટે કવિચરિત્ર યથાચિત હોવું જોઈએ. જોકે કેટલીક વાત દયારામના ભાવિક સેવકોને દુઃખદાયક થઈ પડશે. પણ ગ્રંથકારે પોતાનો ધર્મ, ગુણદોષ બતાવવાનો પૂરેપૂરો બજાવવો જોઈએ."[1] નર્મદ ચરિત્રકારના આવા ધર્મને વશ થઈ તટસ્થતા અને નિર્ભયતાપૂર્વક દોષદર્શન પણ કરાવે છે. મનોહર સ્વામી વિશે લખતાં તેણે એક સ્થળે જણાવ્યું છે : "એક કામમાં...બ્રહ્મીના દાયના જેવા દસ્તાવેજ લખીને રાજ્યના જોડી મોહોર મારી હતી ને પકડાયો નોહોતો."[2] એ જ રીતે દયારામ માટે, ઉ. ત. "માબાપનાં મરણ પછી દયારામ ચાણોદમાં પોતાની માશીને ઘેર પડ્યો હતો એ વખતે કુસંગથી ફક્કડ, ઉડાઉ હોઈને કુછંદમાં સારી પેરે રમતો હતો."[3] આગળ જતાં દયારામ વિશે તે

* આ પહેલાં નર્મદે પોતે જ સને ૧૮૬૬માં 'મારી હકીકત' નામે સ્વજીવન -autobiography લખીને છપાવી ખાનગી રાખી મૂક્યું હતું.

૧. 'જૂનું નર્મગદ્ય,' પૃ. ૪૯૯ આવૃત્તિ ચોથી, ૧૬૧૨.

૨. એજન, પૃ. ૪૩૫.

૩. એજન, પૃ. ૬૭૩.

કહે છે: "એના બોલવાચાલવામાં ગુજરાતીઓની ચાલ પ્રમાણે થોડોક સખીભાવ હતો."[૧]

કવિઓનાં જીવનવિષયક હકીકત આપતાં ચમત્કારોનો ઉલ્લેખ નર્મદ કરે છે તેમ જનાં કોઈક વાર તેવા પ્રસંગનું બુદ્ધિગ્રાહ્ય અર્થદર્શન પણ તે કરાવે છે. નરસિંહ મહેતાના જીવનમાંના હૂંડીના પ્રસંગ વિષે નર્મદ લખે છે: "એ દંતકથા છે, પણ આમ કાં ન હોય કે નરસિંહની લાજ રાખવાને કોઈ ભાવિક ગૃહસ્થે જાત્રાળુ પાસે નાણાં લીધાં હોય ને તે ગૃહસ્થે પોતાના મિત્રને લખ્યું હોય અથવા કોઈને સામળસાને નામે ત્યાં મોકલ્યો હોય?"[૨]

નર્મદનું નર્મદપણું એની કવિઓની ચરિત્રકથાઓમાં આવ્યા વિના તો કેમ રહે? એની કેટલીક મર્યાદાઓમાં વિવેકનો અભાવ અને સુરુચિભંગ એ બે જાણીતી છે. એ આ ચરિત્રોમાંય આની છે. ઉ. ત. મનોહર સ્વામી વિષે એ લખે છે કે "મનોહરને પેશાબ વાટે ધાત જતી હતી ને તે રોગ એટલો હતો કે લગાર લગાર વારમાં પેશાબ થઈ જતો તે તેને સારું અફીણનું બંધારણ રાખવું પડતું. તે મહિને રૂપિયા ચારનું અફીણ ખાતો."[૩] કેટલીક વાર બોલચાલની અને સાહિત્યક ભાષા વચ્ચેનો ભેદ એ જાળવતો નથી. શીઘ્રકવિતા વિષે લખતાં કહે છે કે "ભૂંડણ ઝટ ઝટ ઘણાં જણે છે અને હાથણી ઘણી વાર એક જણે છે; માટે ઘણે પ્રસંગે ચમત્કૃતિ વનાની શીઘ્રકવિતાઓ કીધી તો શું?"[૪] અખા વિષે એ લખે છે કે "એના લખાણ ઉપરથી સાફ માલમ પડે છે કે એ પ્રેમી નહોતો, ઘડાઈ ઘડાઈને શઠ થયો હતો."[૫] દયારામના "બાપે દીકરાને બાળપણમાં કંઈ અભ્યાસ કરાવ્યો ન હોતો, પણ તેને જોતરું પહેરાવવાની તજવીજ કરી હતી, એટલે સાત વર્ષની ઉમ્મરે તેનો વિવાહ કર્યો હતો."[૬] દયારામે "સ્હોડ ન મૂકે એવી પ્યારી કીધી."[૭]

'મહાપુરુષોનાં ચરિત્ર'માં 'પોતાનાં ગુણકર્મથી વિશેષ આગળ પડતા' દેશી-પરદેશી રાજાઓ, વિજયી યોદ્ધાઓ, ધર્મપ્રવર્તકો, ફિલસૂફો, વૈજ્ઞાનિકો,

૧. 'જૂનું નર્મગદ્ય,' પૃ. ૪૮૨, આવૃત્તિ બીજી, ૧૯૧૨.
૨. 'નર્મગદ્ય' પૃ. ૬૩, સરકારી આવૃત્તિ ૧૮૭૪.
૩. 'જૂનું નર્મગદ્ય' પૃ. ૭૫, બી. આ. ૧૯૧૨.
૪. સદર, પૃ. ૪૮૫.
૫. સદર, પૃ. ૪૫૯.
૬. 'જૂનું નર્મગદ્ય', પૃ. ૪૭૭ (બી. આ ૧૯૧૨).
૭. સદર, પૃ. ૪૮૦.

દેશશોધક, કવિઓ અને કાયદા રચનારની બની કુલ સનાવીશ 'મહાપુરુષો 'ની ચરિત્રરેખાઓ નર્મદે આપી છે. પોતે કયા ગ્રંથોનો આધાર લીધો છે તે તેમાં નર્મદ બતાવતો નથી, પણ તેણે જીવનવિષયક વિગતોને વિશેષ મહત્ત્વ આપ્યું છે અને તેમને કાળક્રમે ગોઠવી છે એ સ્પષ્ટ દેખાય છે. ત્યાર પછી જે તે વ્યક્તિની વિશેષતાઓ અને ગુણદોષનું વર્ણન કર્યું છે, અને તેમનાં કાર્ય અને સિદ્ધાંતોનો પણ પરિચય આપ્યો છે. 'કવિચરિત્ર'માં છે તે કરતાં અહીં નર્મદની ભાષા કંઈક સંસ્કારશુદ્ધ બની છે એવી છાપ પડે છે.

ડાહ્યાભાઈ દેરાસરીના મતે "જન્મચરિત્રની કોટિમાં મૂકાય એવાં"[1] બે 'કવિચરિત્ર' સને ૧૮૬૯માં બહાર પડ્યાં હતાં. ડાહ્યાભાઈ ઘેલાભાઈ પંડિતના 'કવિચરિત્ર'(મે ૧૮૬૯)ના પહેલા વિભાગમાં સંસ્કૃતભાષાના અને બીજા વિભાગમાં ગુજરાતના તથા તામિલી અને તૈલંગી કવિઓના ટૂંકા પરિચયો છે. પહેલા વિભાગમાં શંકરાચાર્યનો પરિચય ચાલીશેક પાનાં રોકે છે. બાકીના બીજા બધાનો સમાવેશ ત્રણ પંક્તિથી ત્રણ પાનાં સુધીની મર્યાદામાં કરવામાં આવ્યો છે, જેનું સ્વરૂપ ટાંચણ કે ટૂંકી નોંધનું કહેવાય. લેખકે સત્ય હકીકતોનું સંશોધન કરવાને બદલે અતિશયોક્તિભરી કિંવદન્તીઓ ઉપર જ આધાર રાખ્યો છે.

બાપાલાલ મોતીલાલે બીજા 'કવિચરિત્ર'નું નામ 'કવિચરિત્ર'–(સપ્ટેમ્બર, ૧૮૬૯) સંસ્કૃતચરિત્ર, ભાગ ૧. અંક ૧– એવું રાખ્યું છે. વિસ્મયકારક હકીકત એ છે કે માત્ર કોઈક કોઈક જગાએ એકાદ શબ્દના જ નજીવા ફેરફાર સિવાય આ આખુંય પુસ્તક ડાહ્યાભાઈ પંડિતના પુસ્તકનું પુનર્મુદ્રણ જ છે.

### મનઃસુખરામ ત્રિપાઠી

મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ લખેલું 'ફાર્બસ-જીવનચરિત્ર' (૧૮૬૯) આ સમયની એક ગણનાપાત્ર ચરિત્રકૃતિ લેખાય. 'ફાર્બસજીવનચરિત્ર' પ્રજાહિતૈષી અંગ્રેજ અમલદાર અલેક્ઝાંડર કિન્લોક ફોર્બસે ૧૮૪૩થી ૧૮૬૫ સુધીના ગુજરાતમાં તેમના વસવાટ દરમ્યાન પોતાનાં તન, મન, અને ધનથી પણ વિદ્યા, કલા અને સાહિત્યની વૃદ્ધિ માટે કરેલી પ્રવૃત્તિઓનો વિગતપૂર્ણ અહેવાલ આપે છે. એમાં તે સમયના ગુજરાતની સામાજિક પરિસ્થિતિનું વર્ણન પણ સારું મળે છે, તે ઉપરાંત ફાર્બસની પ્રકૃતિનો તેમ જ તેમના રાજકીય અને સામાજિક વિચારોનો પણ પરિચય એમાં કર્તાએ કરાવ્યો છે. છે. મનઃસુખરામ ફોર્બસના પ્રશંસક હોવા છતાં ફોર્બસના કાર્યનું તેમણે

---

૧. 'આઠીના સાહિત્યનું દિગ્દર્શન', પૃ. ૧૯૨.

કરેલું મૂલ્યાંકન તટસ્થ છે. મનઃસુખરામનો સંસ્કૃતમય ભાષા માટેનો પક્ષપાત જાણીતો છે, તેમ છતાં આ પુસ્તકમાં, વિજયરાય વૈદ્ય કહે છે તેમ "ચરિત્ર-વિષયના એ એક જ સળંગ ઇતિહાસરૂપ વૃત્તાન્તમાં શૈલી પણ સુકાળલે ઓછી ભારેખમ છે."[૧]

સને ૧૮૮૦માં મનઃસુખરામે 'શેઠ હરિવલ્લભદાસ બાલગોવિંદદાસનું ચરિત્ર' રચી તેમાં ચરિત્રનાયકના વિચારપરિવર્તન અને સ્વોપાર્જિત ધનના ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સમર્પણનો અહેવાલ આપ્યો હતો.*

મનઃસુખરામે આ પછી પણ એક ચરિત્ર ગુજરાતને આપ્યું છે, તેનું નામ 'સુજ્ઞ ગોકુલજી સંપતિરામ ઝાલા તથા વેદાન્ત' (૧૮૮૧). જૂનાગઢના નાગર દીવાન ગોકુલજી ઝાલાનું ચરિત્ર છે. આ પુસ્તકમાં મોટે ભાગે આપણે ગોકુલજીનું ગુણવર્ણન વાંચીએ છીએ, તેમના વ્યક્તિત્વદ્યોતક પ્રસંગો મળતા નથી. બાળપણ અને યૌવનના બેએક પ્રસંગો ગોકુલજીની વિદ્યાપ્રીતિ વ્યક્ત કરે છે. મનઃસુખરામે ગોકુલજીને મુખ્યત્વે એકનિષ્ઠ, શક્તિશાળી રાજપુરુષ અને વેદાંતજ્ઞ તરીકે જ ચીતર્યા છે એટલે તેમના જીવનનો અંતરંગ પરિચય પ્રમાણમાં બહુ ઓછો મળે છે. છેલ્લા પ્રકરણમાં ગોકુલજીના સ્વભાવ વિષે લખતાં મનઃસુખરામે ચરિત્રનાયકની કેટલીક ન્યૂનતાઓ વર્ણવી છે અને તેમના ક્રોધી સ્વભાવ તથા પરિમિત ઉદારવૃત્તિના પ્રસંગો પણ ઉલ્લેખ્યા છે. ગોકુલજી ઝાલાના સ્વભાવ અને ચારિત્ર્યવર્ણનનો આ વિભાગ એની પહેલાંના વિભાગથી જુદો પડી જાય છે. આમ, પહેલાં જીવનવૃત્તાંત, અને પછી ચારિત્ર્યદર્શન માટે થોડા પ્રસંગો આપવા એ વિક્ટોરિયન ચરિત્રગ્રંથોની રીત છે. મનઃસુખરામે જાણ્યે-અજાણ્યે એ રીતનું અનુસરણ અહીં કર્યું છે. મનઃસુખરામની નિરૂપણપદ્ધતિ પ્રમાણજ્ઞાન વિનાની અને કૌશલ-વિહોણી છે. સંસ્કૃત શ્લોકો અને ધર્મચર્ચાના બોજા નીચે કલા રુંધાય છે એમ આજનો વાચક કહી શકે.

'પનોતા પુતર'(૧૮૬૯)માં નાનાભાઈ નસરવાનજી પાલણજીએ પરદેશના કેટલાક મોટા માણસો નાના હતા ત્યારના તેમના સદ્‌ગુણો બતાવતા સાચા બેતાલીસ પ્રેરક પ્રસંગો સ્વતંત્ર નિરૂપણ કરી, વાર્તારૂપે રજૂ કર્યા છે. લેખકની ભાષા પારસી ગુજરાતી છે અને તેમનું વલણ ઉપદેશાત્મક છે. લેખકને કલામય નિરૂપણની બહુ સૂઝ હોય તેમ દેખાતું નથી.

---

૧. વિ. ક. વૈદ્ય 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા,' પૃ. ૧૭૨ (૧૯૪૩).

* 'બુદ્ધિપ્રકાશ', જાન્યુઆરી, ૧૮૮૦.

'દેશીઓનું ભલું ઇચ્છનાર' કોઈ લેખકે એ જ વર્ષમાં 'કવિ ભગવાનદાસ ઉર્ફે ભાઈ મોરજીનું જન્મચરીત્ર' લખ્યું છે. સુરતના વૈષ્ણવ કાયસ્થ ભગવાનદાસ—અમદાવાદના નવાબ મહોબતખાનના દીવાન—ની શારીરિક શક્તિ, લશ્કરી બહાદુરી અને ધાર્મિકતા વર્ણવતું તથા તેમની રાજદ્વારી કાબેલિયતને બિરદાવતું આ નાનું ચરિત્ર અતિશયોક્તિ અને અહોભાવભરેલું, નિરૂપણકલાની કસરવાળું અને કઢંગી રીતે લખાયેલું છે.

'શ્રી આચાર્યજી મહાપુરુષનું જન્મચરિત્ર'(૧૮૭૨)માં કેશવલાલ મનસુખરામ શ્રી. વલ્લભાચાર્યનાં જન્મ અને જીવન સંબંધી ચમત્કારિક હકીકતો વર્ણવે છે તેમ જ આચાર્યશ્રીના પ્રવાસ અને પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોના તેમણે કરેલા પ્રચારનો અહેવાલ આપે છે. સામ્પ્રદાયિક દૃષ્ટિએ લખાયેલી પ્રશસ્તિથી એની વિશેષ કિંમત નથી.

'બે'* એટલે બહેરામજી બમનજીકૃત 'સુરત શહેરના ખાનબહાદુર અરદેશર કોટવાલ: તેમની જીંદગીનો સંક્ષેપ અહેવાલ' (૧૮૭૨, મુંબઈ)—આ પુસ્તક છે તો નાનકડું પણ તે એટલા માટે નોંધપાત્ર છે કે લેખકે તેમાં સત્યની શોધનો ખાસ આગ્રહ રાખ્યો છે. પોતે "સુરતમાં ઘણા દિવસ રહીને તથા લોકમાં પૂછનાછ કરીને"[1] જાતે અવલોકન, ખરચ અને મહેનત કરીને એ તૈયાર કર્યું છે. તે ઉપરાંત "બકાત રહી ગયેલી નોંધ પત્ર દ્વારા જાહેર કરવાની"[2] તેમણે વાંચનારને પણ વિનંતી કરી છે. સાઠ પાનાંના આ પુસ્તકમાં વીસ પાનાં સુરત શહેર વિશેની હકીકત રોકે છે. એટલે લેખક પ્રમાણવિવેક સાચવી શક્યા નથી એમ કહી શકાય. સુરતની હકીકત આપ્યા બાદ અરદેશરના પૂર્વજોનો ઇતિહાસ આલેખી અરદેશરનો વૃત્તાંત લખનાર લેખકે તેમની ઉદારતા, કુનેહ વગેરેના પ્રસંગો આપ્યા છે; પણ લેખકે વિશેષ ધ્યાન અરદેશરને સરકારી નોકર તરીકેના સ્વાંગમાં રજૂ કરવા પ્રત્યે આપ્યું છે. અરદેશર એક સામાન્ય કારકુનમાંથી પરાંના કોટવાલ, કમિશનર અને ન્યાયાધીશ કેવી રીતે થયા અને તે બધા સમય દરમ્યાન તેમણે પોતાની કામગીરી કેવી રીતે બજાવી અને લોકહિતનાં કેવાં કાર્યો કર્યાં તે લેખકે

* આ નામ 'ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય—અમદાવાદ'ના 'ગુજરાતી ચોપડી શાહી સંગ્રહ'ને આધારે આપ્યું છે. ડૉ. રતન. રૂ. માર્શલ તેમના 'વીર કોટવાલ'માં તેમનું નામ ફરામજી બમનજી માસ્તર આપે છે.

1. 'અરદેશર કોટવાલ' પ્રસ્તાવનામાંથી.

2. સદર.

સારી રીતે બતાવ્યું છે. લેખક તટસ્થતાપૂર્વક અરદેશરના દોષ પણ રજૂ કરે છે. શક્ય તેટલી શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાયેલા આ નાનકડા પુસ્તકના લેખક જીવનચરિત્રના લેખનમાં સત્ય હકીકતોની શોધની અને ચરિત્રનાયક પ્રત્યે તટસ્થતાની અનિવાર્યતા સમજી શકયા છે. એ રીતે સાચા ચરિત્ર-કારના બે મહત્ત્વના ગુણોનું એમની આ લઘુકૃતિમાં આનંદ-દાયક દર્શન થાય છે.

કાવસજી દીનશાહજી કેઆસનાએ કવિતામાં વિસ્તારથી લખેલ 'અહેવાલે રુસ્તમજી જમશેદજી જીજીભાઈ' (૧૮૭૨) ચરિત્રનાયકનાં જન્મ, કેળવણી, લગ્ન, ઉદ્યમ અને જાહેર સેવાઓ વિષે માહિતી આપે છે અને એમનાં પરોપકારનાં કાર્યો પણ વિગતે વર્ણવે છે. કૃતિ પ્રશસ્ત્યાત્મક છે. રૂપશંકર ગંગાશંકરે પદ્યમાં લખેલ 'મીઠાભાઈ પ્રબંધ' (૧૮૭૪) અને કીરપાશંકર ભગવાનજી વૈદ્યરચિત ગદ્યપદ્ય મિશ્રિત 'નાહાનાભાઈ ચરિત્ર' (૧૮૭૫) પણ આ જ પ્રકારની પ્રશસ્ત્યાત્મક કૃતિઓ છે. આ ત્રણેયનું ચરિત્રકૃતિઓ તરીકે ઝાઝું મૂલ્ય નથી.

### મહીપતરામ નીલકંઠ

જાગૃતિયુગના ગુજરાતી ચરિત્રવાઙ્મયમાં મહીપતરામ રૂપરામ નીલકંઠનો ફાળો ઇયત્તા અને ગુણવત્તા બન્ને દૃષ્ટિએ સૌથી વિશેષ છે. એમના 'ઉત્ત મ કપોળ કરસનદાસ મૂળજી ચરિત્ર'ની પ્રથમ આવૃત્તિ ૧૮૭૭માં પ્રગટ થઈ તે પહેલાં "આપણી ભાષામા ચરિત્રનિરૂપણનો સારો કે નઠારો એકે ગ્રંથ ન હોતો"[૧] અને એ "ગુજરાતી ચરિત્રવાઙ્મયનું પહેલું પુસ્તક"[૨] છે એમ ઉપરનાં પુસ્તકો વિષે જાણ્યા પછી નવલરામની તથા વિજયરાય વૈદ્યની માફક આપણે કહી શકીએ નહિ. ચરિત્રનિરૂપણ કરતી વખતે લક્ષમાં લેવાયોગ્ય કેટલીક બાબતોની આગળ ઉલ્લેખેલા કેટલાક લેખકોને સમજ હતી એ પણ આપણે જોયું છે, તેમ છતાં નવલરામનું તથા વિજયરાયનું વિધાન તત્ત્વમાં ખોટું નથી. ચરિત્રનિરૂપણની કલા ઉપરનામાંથી કોઈ પુસ્તકે ખાસ દેખાડી નથી. એ પહેલીવાર કંઈક જોવા મળે છે મહીપતરામના પુસ્તકમાં. એટલે મહીપતરામનું પુસ્તક સાહિત્યદૃષ્ટિએ પહેલુ ગણનાપાત્ર ચરિત્ર છે એમ કહેવામાં બાધ નથી.

સંસારસુધારાના પ્રથમ હરોળના યોદ્ધા કરસનદાસનું ચરિત્ર લખવાને મહીપતરામ પૂરા યોગ્ય હતા કારણ કે એ બન્ને મિત્રો હતા અને બન્નેને 'સુધારાના વિષયમાં મસ્તી' હતી. ચરિત્રકારનો ધર્મ ચરિત્રનાયકના જીવન

---

૧. 'નવલ ગ્રંથાવલિ', નરહરિ પરીખ (૧૯૩૭), પૃ. ૧૧૭.
૨. વિ. ક. વૈદ્ય, 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા,'(૧૯૪૩) પૃ. ૧૫૭–૧૫૮.

વિષે સત્ય હકીકતોની ખોજ કરવાનો છે. આ ધર્મ બજાવવા મહીપતરામે યથાશક્તિ પ્રયાસ કર્યો હતો અને કરસનદાસના મિત્રો, કરસનદાસનાં લખાણો, પોતાના મિત્રો, શા. ગિરધરલાલ હરકીસનદાસે લખેલું પણ છપાયેલું નહિ એવું 'કરસનદાસ જીવનચરિત્ર'–આ સર્વની મદદ મેળવી તેમણે આ ચરિત્ર લખ્યું છે.

નવલરામે ગણાવેલા ચરિત્રકારના આવશ્યક ચાર ગુણ: (૧) શોધ, (૨) સત્ય, (૩) વિવેક, અને (૪) વર્ણન —મહીપતરામમાં 'ઉત્તમ રીતે પ્રગટ' થાય છે છતાં ચરિત્રનાયકના જીવન વિષે વધુ સત્યસંશોધનનો અવકાશ તેમને માટે હતો એમ અત્યારે આપણને લાગે. મહીપતરામે સત્યની વિશેષ ખોળ કરી હોત તો આપણને કરસનદાસનાં બાળપણ, મોસાળવાસ, ઉછેર અને અભ્યાસ વિષે કંઈક વધારે જાણવા મળત. કરસનદાસે લખેલો ' પુનર્વિવાહનિબંધ ' તેમણે છપાવી પ્રગટ કેમ ન કર્યો, 'બુદ્ધિવર્ધક સભા'માં બીજાઓ સાથે કયા કારણે તેમને મતભેદ પડ્યો, તેઓ જ્ઞાતિબહાર મુકાયા ત્યારે તેમને કેવું લાગ્યું, જ્ઞાતિ સાથેના સંબંધ વિષે તેમનું શું માનવું હતું, તેમના અંગત મિત્રો અને સુધારક સાથીઓ સાથે તે કેવી રીતે વર્તતા અને પુત્ર, પતિ, પિતા અને શિક્ષક તરીકે તેઓ કેવા હતા —એને વિષે મહીપતરામે વિશેષ પ્રકાશ પાડ્યો હોત તો આપણે સુધારક કરસનદાસને માનવમૂર્તિ કરસનદાસ તરીકે ઓળખી શકત. મહીપતરામે કરસનદાસના એક જ પાસાનું દર્શન કરાવ્યું છે, એટલે સર્વ સ્થળે આપણે નવલરામ કહે છે તેમ "કરસનદાસને સુધારકરૂપે જ જોઈએ છીએ, પણ કરસનદાસ માણસરૂપે દેખાતા નથી. સુધારાની પાઘડી હેઠે મુકી કરસનદાસ કેવા દેખાય છે તે જોવાનો અવસર જ આવતો નથી"[૧] નવલરામનો આ અભિપ્રાય સાચો છે. નવલરામને જીવનચરિત્રની ખરી આવશ્યકતા વિષે કેવો સાચો ખ્યાલ હતો એ પણ આપણને આમાંથી પ્રસંગોપાત્ત જણાઈ આવે છે.

ચરિત્રનાયક પ્રત્યે સમભાવ હોવાથી મહીપતરામે કરસનદાસના ગુણ — નીતિપ્રિયતા, દયાળુતા, ઉદારતા, વિદ્યાપ્રીતિ, સત્યભક્તિ બુદ્ધિ અને સ્વતંત્ર વિચારશક્તિ વગેરે—દર્શાવ્યા છે; તેમ છતાં કરસનદાસના વર્તનમાં તેમને જે અયોગ્ય લાગ્યું તે પણ તેમણે મિત્રભાવથી અંજાયા સિવાય પ્રસંગોપાત્ત દર્શાવ્યું છે. કરસનદાસ વિલાયત ગયા તેમાં તેમણે સુધારાના કાર્યને ધોકો પહોંચાડવાની ભૂલ કરી એમ મહીપતરામે જણાવ્યું છે.* મહીપતરામના

૧. 'નવલગ્રંથાવલિ', (૧૯૩૭) નરહરિ પરીખ, પૃ. ૧૧૯.
* 'ઉત્તમ કપોળ કરસનદાસ મૂળજી ચરિત્ર', (૧૮૭૭) પૃ. ૯૫-૯૬

આ મત સંબંધી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ તેમના 'કરસનદાસ મૂળજી ચરિત્ર' ઉપરના એક વાર્તિકમાં* એમ જણાવ્યું છે કે કરસનદાસ સ્વશક્તિ સમાજતા હતા માટે ધર્મ સ્થાપવાનું મહત્કાર્ય એમણે માથે ન લીધું એ તેમની દીર્ઘદષ્ટિ બતાવે છે.

મહીપતરામે આ ચરિત્રમાં કરસનદાસના જે પત્રોનો ઉપયોગ કર્યો છે તે બધા વ્યવહારની બાબતના છે. નાયકનું અંતરંગ વ્યક્તિત્વ પ્રગટ કરે એવો પત્ર તેમાં એક પણ નથી.

એકંદરે મહીપતરામે ચરિત્રનાયકના કાર્યનું વર્ણન તથા યોગ્ય મૂલ્યાંકન તટસ્થપણે, સરળ અને ઉત્સાહભરી શૈલીમાં કર્યું છે. તેમના આ ચરિત્રમાં સત્ય છે અને સહૃદયતા છે તેટલી કલા નથી. પણ જીવનચરિત્રનાં ગુજરાતી પુસ્તકોમાં કલાતત્ત્વ તો હજુ ઘણા કાળ પછી આવવાનું હતું.

આ ચરિત્રગ્રંથના પ્રકાશન સાથે ગ્રંથની શરૂઆતમાં અંગ્રેજી ભાષામાં ચરિત્રનાયકના જીવનની રૂપરેખા મૂકવાની પ્રથા શરૂ થાય છે એ વાત અત્ર નોંધવા જેવી છે.

મહીપતરામ નીલકંઠનું બીજું ચરિત્રપુસ્તક છે 'મહેતાજી દુર્ગારામ મંછારામ ચરિત્ર' (૧૮૭૯). આ ગ્રંથના શીર્ષક નીચે લેખક તરીકે મહીપતરામે પોતાનું નામ લખ્યું નથી, પણ 'ગોઠવીને પ્રગટ કરનાર' તરીકે તેમણે પોતાને ઓળખાવ્યા છે. પ્રસ્તાવનામાં તે લખે છે કે "આ ચોપડીના નામ પૃષ્ઠમાં મેં પોતાને એનો કર્તા લખ્યો નથી તેનું કારણ એ છે કે આખા પુસ્તકમાં મારું લખાણ ભાગ્યે પાનાં વીસેક હશે. ઘણું ખરું લખાણ મહેતાજીનું દુર્ગારામનું પંડનું છે. જીવતા હતા તે વારે 'માનવસભાનુ દફતર' એ નામે બાળબોધ અક્ષરે લખેલી ચોપડી એમણે મને પ્રગટ કરવાને આપી હતી...એ લખાણમાં ભૂલો ઘણી છે, પણ મેં તેમાં ફેરફાર કર્યો નથી...મારું પોતાનું ડહાપણ ડોહોળવું તેના કરતાં દુર્ગારામે જાતે લખેલો પોતાનો હેવાલ પ્રગટ કરવો એ મને વધારે ઠીક લાગ્યુ છે".[૧] આ કારણે એ પુસ્તકને ચરિત્ર ન કહેતાં દુર્ગારામનુ આત્મવૃત્તાંત કહીએ તો ચાલે. એને લીધે પુસ્તકને એક ફાયદો એ થયો, છે કે જીવનપ્રસંગો અને દુર્ગારામનાં વૃત્તિવલણો અને મનોવિકાસની વિગતો દુર્ગારામ પોતે જ તેના આલેખક હોવાથી શ્રદ્ધેય બન્યાં છે.

* 'કરસનદાસ અને તત્સંબંધમાં વિચાર' (૧૮૭૯).

૧. 'મહેતાજી દુર્ગારામ મંછારામ ચરિત્ર', (પ્ર. આ. ૧૮૭૯) પ્રસ્તાવના, પૃ. ૧.

દુર્ગારામનો જન્મ તા. ૨૫ ડિસેંબર ૧૮૦૯ના રોજ અને અવસાન ૧૮૭૬માં. દુર્ગારામે પોતાના વિચાર અને અનુભવની નોંધ રાખવાનો આરંભ રોજનીશીરૂપે ૨૭ જાન્યુઆરી ૧૮૪૩થી કર્યો, અને ૨૨મી જૂન ૧૮૪૪ (પોષ વદ ૧૨, શુક્રવાર, સંવત ૧૮૯૯થી) પહેલાં દર શનિવારે અને પછી રવિવારે મળતી 'માનવધર્મસભા'ના પોતે દફતરદાર હોવાથી એ સભાના કામકાજના અહેવાલની ટૂંક નોંધ એમાં રાખવી એમણે શરૂ કરી. મહેતાજીએ નોંધરૂપે 'માનવધર્મસભા'ની પ્રવૃત્તિનો ૧૮૫૨ સુધીનો ક્રમવાર અહેવાલ પોતાની રોજનીશીમાં ઉતાર્યો હતો, પણ સુરતની ચૌટાની નિશાળમાં આગ લાગી તેમાં તેનો ઘણો ભાગ બળી ગયો અને ર૯મી ડિસેંબર ૧૮૪૪ (માગશર વદ ૫, સંવત ૧૯૦૧) સુધીનો અહેવાલ મહેતાજી પાસે હોવાથી તે બચી ગયો. ઉપર જોયું તેમ આ નોંધમાં મહીપતરામે કશો પણ ફેરફાર કર્યો નથી. મહેતાજીએ શેઠ પુરુષોત્તમદાસ માણેકલાલ પ્રતિ લખેલા ૮ મે ૧૯૪૩થી ૧૪ મે ૧૯૪૩ સુધીના દરરોજના એક લેખે સાત દિવસના સાત પત્રની પણ મહીપતરામે એમાં યથોચિત મદદ લીધી છે. આ બધુ વિચારતાં રોજનીશી, આત્મવૃત્તાંત અને ચરિત્ર એ ત્રણેના અંશ આ દુર્ગારામચરિત્રમાં છે એમ કહેવાય.

આ પુસ્તકમાં મહેતાજીનું અંતરંગ વ્યક્તિત્વ અને તેમનું માનસ ઠીક પ્રતિબિંબિત થયાં છે. 'છેક બાલ્યાવસ્થા અને યુવાવસ્થાથી મહેતાજીનું ભૂતપ્રેતાદિ વહેમોમાં નહિ માનનારું' નીડર માનસ તેમ જ તેમની સ્વતંત્ર વિચારશક્તિની અને સત્યજ્ઞાનની શોધની પ્રતીતિ કરાવતા પ્રસંગો આપણે જોઈએ છીએ. વળી મહેતાજીને અન્ય જનોએ પૂછેલા પ્રશ્નોના મહેતાજીએ આપેલા ઉત્તરો, મરણ પછવાડે રડવાકૂટવાનો ચાલ, ન્યાત જમાડવાનો રિવાજ, વિધવાપુનર્વિવાહ, જીવદયા, મૂર્તિપૂજા, જ્ઞાતિભેદ, અસ્પૃશ્યતા, ખગોળ, જોષ, ભૂત, જાદુમંતર, શ્રાદ્ધ, ધર્મ અને ભક્તિ વગેરે વિષયો સંબંધી મહેતાજીના વિચારો તેમનો જમાનો જોતાં કેવા પ્રગતિશીલ અને ક્રાન્તિકારી હતા અને આ બધી બાબતો સંબંધી સત્યજ્ઞાનના ફેલાવા માટે તેઓ ઉત્સાહ, નીડરતા, શાન્તિ, ચતુરાઈ, અને સ્વદેશપ્રેમની ભાવનાથી રાતદિન, સમય, કે વ્યક્તિ જોયા વગર કેવા ઉપદેશ આપવા મંડી જતા એનો આપણને ખ્યાલ આપે છે. આવી સામગ્રી રજૂ કરતા પુસ્તકમાં શિક્ષક અને માનસ-વ્યક્તિ દુર્ગારામ સુધારક દુર્ગારામ નીચે ઢંકાઈ જાય એમાં પછી શી નવાઈ?

જેમ કરસનદાસ માટે તેમ દુર્ગારામ માટે પણ મહીપતરામને સમભાવ તો ઘણો—એથી એ તેમનું ચરિત્ર લખવા પ્રેરાય છે પણ ચરિત્રલેખકમાં હોવી

જાગૃતિની તટસ્થતા પણ એ ઠીક પ્રમાણમાં દેખાડે છે. એથી દુર્ગારામના દોષને પણ તે નિષ્પક્ષપણે રજૂ કરે છે. મહેતાજીનાં પ્રથમ પત્ની ગુજરી ગયાં ત્યારે કોઈ તેમને કુંવારી કન્યા આપે તો વિધવાને પરણતાં તે અટકે એવા એમના વિચાર હતા. એક માણસ તેમ કરવા તૈયાર થયો. એણે "જમાઈ જોડે એવી શરત કરી હતી કે તેની છોકરીને પરણ્યા પછી વિધવાપુનર્વિવાહ સંબંધી જાહેર બોધ કરવો નહિ."[૧] આ સંબંધી મહીપતરામ લખે છે કે "દુર્ગારામ મહેતાજીએ તેને લઈને પોતાના મતને અને નામને હીણપત લગાડી."[૨] મહેતાજીનાં ગુસ્સા અને ગાળો તરફ પણ મહીપતરામે નાપસંદગી દર્શાવી છે.

મહેતાજીના વ્યક્તિત્વના વિકાસમાં મદદ કરનારી વ્યક્તિઓ ને ઘટનાઓ —જેવી કે તેમના પિતા, તેમના શિક્ષકો, તેમનુ મુંબઈગમન, મહેતાજીના દૃષ્ટિવિકાસ અને સુધારાપ્રવૃત્તિના ઉદયનાં કારણ, સ્થળ અને પ્રસંગ વગેરે— વિશે વધારે માહિતી મળી હોત તો આપણને તેમના અંતરંગ વ્યક્તિવિકાસનાં પ્રેરક બળોનો ખરો ખ્યાલ આવત.

મહેતાજીની નોંધની ભાષા તેમના સ્વભાવ જેવી પરુષ, સાદી અને સરળ છે. એમનાં નાનાં નાનાં સચોટ વાક્યો, તળપદા શબ્દો અને વિશદતા ગાંધીજીની ઋજુ છતાં સામર્થ્યવતી શૈલીનું સ્મરણ કરાવે છે.

મહીપતરામે લખેલ તેમનાં પત્નીના જીવનચરિત્ર 'પાર્વતીકુંવર આખ્યાન'(૧૮૮૧)ને પાર્વતીકુંવરનું જીવનચરિત્ર કહેવું એના કરતાં મહીપતરામના આત્મચરિત્રનો 'લગ્નજીવન' નામે એક ખંડ કહેવો વધારે યોગ્ય છે. મહીપતરામે આ ચરિત્ર 'તરુણીઓના સુબોધ માટે' રચ્યું છે. પોતાના સહજીવનના સાંભર્યા તેટલા બનાવો મહીપતરામે એમાં રજૂ કર્યા છે, પણ તેમનું વલણ લાક્ષણિક પ્રસંગો વર્ણવવા કરતાં પત્નીની પ્રશંસા સાથે તેના ગુણોનું વર્ણન કરવા તરફ વિશેષ છે. નાનપણથી સંસ્કારી અને ધાર્મિક વાતાવરણના શોખવાળી, ક્ષમાશીલ, સુઘડ, કરકસરવાળી, ચતુર, હાજી, વહેમથી પર પણ આસ્તિક, સુધારાવાળા પતિને પડખે ઊભા રહેનારી, સ્ત્રી-ઉન્નતિ અને સ્વદેશીવણીમાં રસ લેનાર, સ્વાર્પણશીલ પાર્વતીકુંવર ગુણગરવી ગુજરાતણ-રૂપે આ ચરિત્ર વાંચતાં આપણી સમક્ષ ઊભાં રહે છે. શાંત સ્વભાવની અને સમર્પણશીલ ઋજુ હૃદયની ચરિત્રનાયિકાનું આંતર વ્યક્તિત્વ લેખક સારી રીતે બહાર લાવી શક્યા છે.

૧. 'મહેતાજી દુર્ગારામ મંછારામ ચરિત્ર', પૃ. ૧૦
૨. એજ઼, પૃ. ૧૦

આ નાનકડી ચરિત્રકૃતિ, ઉપર તેના લેખકના આત્મચરિત્રના એક વિભાગ તરીકે ગણાવી છે એ જોતાં, આત્મકથાની એક આવશ્યકતા —નિખાલસતાનાં તેમાં થતા દર્શનની નોંધ લેવી જોઈએ. મહીપતરામ પાર્વતીકુંવરના શાંત સ્વભાવને અંજલિ આપતાં કહે છે કે "નરમાશથી મારા કોપને વાળવાની તેનામાં ભલી યુક્તિ હતી. નારીજાતિ સંબંધી મારા વિચાર સુધર્યાની પૂર્વે, અને પોતાની ભાર્યાને માન આપવું જોઈએ એવું સમજાયું ન હતું ત્યાં લગી હું બીજાઓના જેવો જુલમી હતો, પણ મારા જુલમની વાત તેણીએ કદી કોઈને મરતાં સુધી કહી ન હતી. એવી એ ખરેખરી સન્નારી હતી."[1] મહીપતરામની નિખાલસતાનું એક વધુ ઉદાહરણ જોઈએ. પાર્વતીકુંવરે મુંબઈમાં અંગ્રેજી ભાષા શીખવા માંડી હતી .પણ તે અભ્યાસ બંધ પડયો કેમ કે મહીપતરામ કોલેજની પરીક્ષા માટે તૈયારી કરવામાં અને બીજા કામમાં એટલા રોકાયા કે પાર્વતીકુંવરને શીખવવાનો સમય તેમને મળ્યો નહિ. આ સંબંધી મહીપતરામ લખે છે કે "...વળી એ ભાષાનું જ્ઞાન આગળ ઘણું ઉપયોગી થશે અને તેનો ઘણો ખપ લાગશે એ વિષે તે વેળા મેં પાકો વિચાર કરેલો નહિ. સ્વભાષામાં સ્ત્રી કેળવણી સંબંધી મને ઘણી હોંસ હતી, પણ ઇંગ્રેજી ભાષા ભણાવવાના કાયદા પર એ સામે માર્ગ પૂરું લક્ષ લાગ્યું ન હતું. આ મારી ભૂલને માટે તે મને ઘણીવાર ઠપકો દેતી"[2]

મહીપતરામની શૈલી અહીં પાર્વતી કુંવરના વ્યક્તિત્વ જેવી જ સરળતા અને ઋજુતાના પ્રભાવવાળી છે. મહીપતરામના 'પાર્વતી કુંવર આખ્યાન'થી ગુજરાતી સાહિત્યમાં સ્વજનનાં ચરિત્ર લખવાનો પ્રારંભ થયો એમ કહી શકીશું.

અકબરને લગતા ફારસી ગ્રંથોનાં અંગ્રેજી ભાષાન્તરોનો આધાર લઈ મહીપતરામે 'અકબર-ચરિત્ર'(૧૮૮૯)ની યોજના કરી છે. તેમણે અકબરના રાજ્યઅમલનો વર્ષવાર અહેવાલ આપ્યો છે અને અકબરનો સફળ શૂરવીર સેનાનાયક, ઉદાર અને સર્વ-ધર્મ-સમભાવ-દર્શક રાજકર્તા, તથા કુશળ રાજ્ય વ્યવસ્થાપક તરીકે પરિચય કરાવ્યો છે. મહીપતરામે ઇતિહાસ-વિષયક હકીકતોની વિગતોનું વિસ્તીર્ણ પણ સાદું કથન કરી સંતોષ માન્યો છે,

એકંદરે આમ ચાર પુસ્તકો લખી મહીપતરામે ગુજરાતી ચરિત્રસાહિત્યની શુભ શરૂઆત કરી છે. આ ચારેય પુસ્તક એમને અર્વાચીન ગુજરાતના પહેલા ગણનાપાત્ર ચરિત્રનિરૂપક ઠરાવે છે.

---

૧. 'પાર્વતીકુંવર આખ્યાન', (૧૮૮૧) પૃ. ૫.

૨. પૃ. ૨૬-૨૭.

કવિ ગણપતરામ રાજારામ ભટ્ટે મહીપતરામના ગ્રંથનો આધાર લઈ 'પાર્વતીકુંવરચરિત્ર' (૧૮૯૧) પદ્યમાં રચ્યું છે તેની નોંધ અહીં જ લઈએ. પાર્વતીકુંવરનાં જન્મ, લગ્ન, કેળવણી, ગૃહસ્થાશ્રમ, તેમના પતિનું પરદેશગમન, વિદેશથી આવી મહીપતરામનું તેમના વડીલોથી જુદા રહેવું, પાર્વતીકુંવરનો પતિ સાથે રહેવાનો આગ્રહ, સસરા રૂપરામનું અવસાન અને તેમની ઉત્તરક્રિયામાં જ્ઞાતિએ કરેલું નડતર, સતી પાર્વતીકુંવરે પતિને પડખે ઊભાં રહી તેમને આપેલાં સાંત્વન અને સહકાર, પતિપત્નીનું ઐકમત્ય, એમના સુધરેલા વિચાર, પાર્વતીકુંવરના સ્ત્રીકેળવણીના પ્રસારના પ્રયાસ, અમદાવાદના અનુભવ, પાર્વતીકુંવરનો મંદવાડ અને છેવટે સ્વર્ગવાસ આ સર્વનું પદ્યમાં નિરૂપણ કરીને કર્તાએ અંતે પાર્વતીકુંવરને ભાવભીની અંજલિ આપી છે.

"જે માણસોએ એ બાઈને નજરે જોઈ છે, તેમની કહેલી હકીકત ઉપરથી તથા તે પછી હાલમાં જે કંઈ પુરાવો હાથ લાગ્યો તે ઉપરથી"[૧] એક નાગર બ્રાહ્મણે રજપૂતાનામાં આવેલા ડુંગરપુરની વડનગરા નાગર ગૃહસ્થ કોમની જ્ઞાની કવયિત્રી ગૌરીબાઈનું 'આખ્યાન' (૧૮૮૨) ગદ્યમાં લખ્યું છે અને એને અંતે એ બાઈનાં થોડાં પદ પણ મૂક્યાં છે. ગૌરીબાઈ (વિ. સં. ૧૮૧૫–'૬૫)ના જીવનની ચમત્કારયુક્ત હકીકતો પણ એમાં આપવામાં આવી છે. આ બાઈના નામની વાવ અને મંદિર આજે પણ હયાત છે એમ લેખક જણાવે છે. ગૌરીબાઈનાં જીવન અને કવન વિષે વિદ્યાગૌરી નીલકંઠ તેમ જ દી.બ. કૃષ્ણલાલ મો. ઝવેરીએ જે માહિતી આપી છે તે કદાચ આ પુસ્તકને આધારે હોય.

### ઉપસંહાર

ઉપર જોયું તેમ ગુજરાતી સાહિત્યમાં ચરિત્રલેખનની શરૂઆત પોતાના જીવનના અનુભવોની નોંધ રોજનીશી રૂપે લખીને અજાણપણે દુર્ગારામ મંછારામ મહેતાજીએ ૨૭ જાન્યુઆરી ૧૮૪૩થી અને સંપ્રજ્ઞપણે નર્મદાશંકરે ૧૮૬૫માં 'કવિચરિત્ર' લખીને કરી. એ પહેલાંના મધ્યકાલીન સાહિત્યમાં તો ભગવાન, અને બહુ થાય તો તેના ભક્તોનાં જ ચરિત્ર ગાવાની કવિજનોની પ્રધાનવૃત્તિ અને પ્રવૃત્તિ; તેમાંય ભક્તોનાં ચરિત્રોમાં તેમનાં દર્શન ભક્તો તરીકે થતાં, માનવવ્યક્તિ તરીકે નહિ, એટલે દુર્ગારામ તથા નર્મદથી જ ચરિત્રસાહિત્યનો પ્રારંભ ગણવો પડે છે. નર્મદે ચરિત્રસાહિત્યનો આપણે ત્યાં અભાવ દર્શાવી દેશી-પરદેશી મહાપુરુષોની ચરિત્રરેખાઓ આપી. મનઃસુખરામ

૧. એક નાગર બ્રાહ્મણ, 'શ્રી ગવરીબાઈનું જન્મચરિત્ર', પૃ. ૧૦.

ત્રિપાઠીએ પહેલું સળંગ ચરિત્રપુસ્તક 'ફાર્બસજીવનચરિત્ર' રચી ચરિત્રલેખનના શરૂ થયેલા પ્રવાહને આગળ ચલાવ્યો. મહીપતરામ નીલકંઠે 'કરસનદાસ મૂળજી ચરિત્ર', 'મહેતાજી દુર્ગારામ મંછારામ ચરિત્ર' અને 'પાર્વતીકુંવર આખ્યાન' લખી ચરિત્રનિરૂપણની પ્રવૃત્તિને વેગ આપ્યો અને પ્રતિષ્ઠિત સાહિત્યસ્વરૂપ તરીકે એને ગણનાપાત્ર સ્થાન અપાવ્યું. સંસાર-સુધારા-યુગ કે જાગૃતિયુગનો ગુજરાતી ચરિત્રવાઙ્મયમાં આટલો ફાળો છે.

આ યુગના આગળ ઉલ્લેખેલા ચરિત્રલેખકોની ભાષા એકંદરે સાદી છે, અને બોલીએ તેવું લખવાની લેખકોની ટેવનું એ પરિણામ છે. પારસી લેખકો પારસી ગુજરાતીમાં લખે છે.

આ યુગના ચરિત્રસાહિત્યને લગતી એક બીજી વાત પણ આપણું ધ્યાન ખેંચે છે. જીવનચરિત્ર માટે શરૂઆતમાં આપણા લેખકો ચરિત્ર, જન્મચરિત્ર, અહેવાલ, પ્રબંધ, આખ્યાન, જીવનચરિત્ર, જીવનચરિત, જીવનવૃત્તાંત અને આત્મવૃત્તાંત શબ્દોનો ઉપયોગ કરે છે. કેટલાક ચરિત્રકારોએ તેમની કૃતિઓમાં ચરિત્રનાયકના પત્રો રજૂ કર્યા છે પણ તે તેના અંતરંગ ઉપર પ્રકાશ નાં ફેંકતા હોવાથી તેમનો ઉલ્લેખ કર્યો નથી.

સુધારકયુગનાં આ ચરિત્રોમાં ચરિત્રનાયકના વ્યક્તિત્વનું સમગ્રાવલોક નથી મળતું. ચરિત્રકારો ચરિત્રનાયકના જીવનકાર્યનું જ મુખ્યત્વે બયાન ક છે. એટલે આપણે જેમ્સ ફાર્બસને પ્રજાસેવક તરીકે, અરદેશર કોટવાલ સરકારી નોકર તરીકે અને મહેતાજી દુર્ગારામ તથા કરસનદાસ મૂળજી સુધારકરૂપે જોઈએ છીએ. આ પ્રકારનું ચરિત્રનિરૂપણ ચરિત્રનાયકન જીવનના માત્ર એક ખંડનું જ ચિત્ર આપે છે અને તેના જીવનનું જે સૌથી વધુ મહત્ત્વનું અંગ તેનું અંગત કે કૌટુંબિક જીવન અથવા બીજા શબ્દોમાં કહીએ તો માનવમૂર્તિ તરીકેનું ચિત્ર આપણને મળતું નથી. આ યુગના ચરિત્રકારો સત્યસંશોધનની ચીવટ રાખે છે અને નાયકના જીવનકાર્ય વિષે વધુ નિરૂપણ કરે છે. મુખ્યત્વે આ બધાં ચરિત્રો માહિતીપ્રધાન છે, કલામય સાહિત્યકૃતિ તરીકે આ ચરિત્રોનું મૂલ્ય બહુ અલ્પ છે. ચરિત્રસાહિત્યના પ્રારંભકાળની આ સર્વ કૃતિઓ હોવાથી અપરિપક્વ પરિસ્થિતિની ક્ષતિઓ તેમાં નજરે પડે એ સ્વાભાવિક છે.

## પ્રકરણ પાંચમું

# પંડિતયુગનું ચરિત્રવાઙ્મય

## (૧૮૮૭-૧૯૨૦)

### પ્રાસ્તાવિક

જાગૃતિયુગ નર્મદના અવસાન સાથે ૧૮૮૬માં પૂરો થયો. ગોવર્ધનરામે તેમના મહાગ્રંથ 'સરસ્વતીચંદ્ર'નો પ્રથમ ભાગ ૧૮૮૭માં પ્રગટ કર્યો, ત્યારથી ગુજરાતી સાહિત્યમાં આ 'પંડિતયુગ'ની શરૂઆત થઈ. અંગ્રેજી કેળવણીના આરંભ પછી ઈ. સ. ૧૮૫૭માં મુંબઈ, મદ્રાસ ને કલકત્તા યુનિવર્સિટીની સ્થાપના કરવામાં આવી. યુનિવર્સિટીમાંથી નીકળતા ગ્રેજ્યુએટ જીવનમાં ગોઠવાઈ સાહિત્યક્ષેત્રે પ્રવૃત્તિ આરંભતા થયા તેથી સાહિત્ય વિશેષ માતબર બનવા લાગ્યું. યુનિવર્સિટી-શિક્ષણમાં થયેલા અંગ્રેજી, સંસ્કૃત અને ફારસી ભાષા-સાહિત્યના સંપર્કથી ગુજરાતી સાહિત્યને સારું એવું પોષણ અને બળ મળવા લાગ્યાં. ૧૮૮૫માં મુબઈમાં હિંદી રાષ્ટ્રીય મહાસભાનું પ્રથમ અધિવેશન ભરાયું ત્યાર પછી પ્રજામાં જાગૃતિ આવી અને આદર્શસેવી યુવાનોમાં સ્વદેશોન્નતિની ભાવના વિકસવા લાગી અને જીવન તેમ જ સાહિત્યનાં સર્વ ક્ષેત્રોમાં આગેકદમનાં ચિહ્ન જણાવા લાગ્યાં. ચરિત્રકારોનું ધ્યાન પણ જીવનનાં વિધવિધ ક્ષેત્રોમાં મહત્ત્વનું કાર્ય બજાવી નામના રળી જનાર વ્યક્તિઓ પરત્વે દોરાવા લાગ્યું.

### 'કવિજીવન'

ચરિત્રસાહિત્યમાં પંડિતયુગની શુભ શરૂઆત નવલરામ પંડયાએ લખેલા 'કવિજીવન' (૧૮૮૭) નામક નર્મદ-ચરિત્રથી થાય છે. કવિ નર્મદાશંકરનું ચરિત્ર લખવા માટે સંપૂર્ણ યોગ્યતા અને અધિકાર નવલરામમાં હતાં. ગોવર્ધનરામ કહે છે કે "નર્મદની જીવનકથા નવલરામે લખી. ખાનગીમાં એ બે ગૃહસ્થો ન્હાનપણના મિત્રો હતા. એકબીજાના જીવનના પ્રત્યક્ષ જોનાર હતા અને સમાન સમયરસના અનુભવી હતા. નર્મદનું જીવન નવલરામને પારદર્શક હતું."[૧] નરસિંહરાવ પણ લખે છે કે "નર્મદ કવિનું જીવન લખવાને યોગ્યતા અને

૧. 'નવલરામ લક્ષ્મીરામની જીવનકથા' (૧૯૦૪) પૃ. ૨.

અધિકાર નવલરામનામાં સંપૂર્ણપણે હતાં. હેમનો એનો સંબંધ લાંબો વખતથી અને પરસ્પર મિત્રભાવ ગાઢો બંધાયા છતાં એકબીજાથી સ્વતંત્ર મત ધારણ કરી ચર્ચા તથા વાદ કરવાનો રિવાજ હેમનો હતો. આ કારણથી તેમ જ નવલરામની એમના સમયમાં અદ્વિતીય વિદ્વત્તા અને ટરેલવૃત્તિને લીધે એ જીવન લખવાને હેમના શિવાય બીજો કોઈ લેખક યોગ્ય ન્હોતો."[૧]

'કવિજીવન' લખવા માટે નવલરામે હકીકતોનો લગભગ બધો આધાર કવિએ પોતે સને ૧૮૬૬માં 'મારી હકીકત' એ નામે સ્વજીવન (autobiography) લખીને છપાવી રાખી મૂક્યું હતું તે ઉપર રાખ્યો હતો.

નવલરામ નર્મદાશંકરના જીવનને પાંચ વિભાગમાં વહેંચી નાંખે છે : (૧) કિશોરકાળ : ૧૮૩૩–'૪૯, (૨) મંથનકાળ : '૫૦–'૫૫, (૩) પ્રયત્નકાળ : '૫૫–'૫૮, (૪) પૂર્ણયશકાળ : '૫૯–'૬૭, અને (૫) ઓટકાળ : '૬૮–'૮૬ અને નર્મદના માનસનો ક્રમબદ્ધ વિકાસ વર્ણવે છે.

શરૂઆતમાં નર્મદના પ્રેમાળ, પ્રેરક પિતા લલશંકર દવે અને કોમળ છતાં ધાક રાખતી કુશળ માતા રૂકમણીનાં ટૂંકાં શબ્દચિત્રો નવલરામ આપે છે. પછીનાં શબ્દચિત્રોમાં પ્રથમ નાના શરમાળ, ચંચળ નર્મદને તેના અધ્યાપકોના પ્રિય ભૂમિતિ નિષ્ણાત તેજસ્વી શિષ્યરૂપે આપણે જોઈએ છીએ. તે પછી ચરિત્રકાર નર્મદને જુવાનીથી લહેરમાં મસ્ત, ભાંગ પીતા, પાક ખાતા, નામ અને પ્રેમ મેળવવાનાં દિવાસ્વપ્ન સેવતા, પત્નીના અવસાનથી મોહનિદ્રામાંથી જાગતા, તરંગી છતાં સાહિત્યપ્રિય વિદ્યાશોખી, સ્વતંત્રતાના ચાહક, દેશદાઝભર્યા જ્વાન રૂપે રજૂ કરે છે.

પ્રયત્નકાળના નર્મદની છંદ, અલંકાર અને રસ—કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરવાની પ્રબળ ખંત, કવિ બનવાની ઉત્કંઠા અને તે માટેનો તેનો નિષ્ઠાભર્યો પુરુષાર્થ, કવિ બનવા તેણે વેઠેલી મુસીબતો, તેની નિઃસ્પૃહ મનોવૃત્તિ અને સરસ્વતીશરણનો સંકલ્પ તથા તેના "ઊભરાઈ જતા હૈયાના બોલ"—"મેં ઘેર આવી કલમના સામું જોઈ, આંખમાં ઝળઝળિયાં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છઉં."[૨] વગેરેનું ચિત્રણ ચરિત્રનાયકના આ પ્રશંસક મિત્રે સારી રીતે કર્યું છે. કીર્તિકાળમાં કવિ નર્મદે સાધેલો વિકાસ, કવિની ઉચ્ચ વૃત્તિ અને ધૈર્ય, વિકટ આર્થિક સ્થિતિમાં પણ કવિએ અર્થબુદ્ધિથી નહિ પણ રસવૃત્તિથી ગ્રંથાર્પણ કરી સાચવેલો

૧. 'મનોમુકુર', ગ્રંથ ૧ લો (૧૯૨૪) પૃ. ૩૨૨.
૨. નરહરિ પરીખ, 'કવિજીવન', 'નવલગ્રંથાવલિ' (૧૯૩૭), પૃ. ૨૧૭.

મૈત્રીધર્મ વગેરેને નર્મદના માનસનું યથાતંથ પ્રતિબિંબ પાડીને નવલરામે વર્ણવ્યાં છે. જીવનના ઓટકાળની નર્મદની સાંસારિક સ્થિતિનું વર્ણન પણ તાદૃશ છે. સંસારી સુખદુઃખ બહુ વેઠવાં પડ્યાં છતાં નર્મદે પોતાની ટેક અને નીતિ કેવાં જાળવી રાખ્યાં તે નવલરામે સારી રીતે આલેખ્યું છે. નવલરામે નર્મદચરિત્રને અંતે નર્મદનું સ્વભાવચિત્ર પણ આલેખ્યું છે. નર્મદના વ્યક્તિત્વનો વિકાસ પ્રસંગો દ્વારા ન આલેખતાં તેમણે વર્ણનની વિશેષ સહાય લીધી છે.

ચરિત્રનાયક વિષે પ્રવર્તતી ગેરસમજ દૂર કરવી અને તે સંબંધી સત્ય રજૂ કરવું તે ચરિત્ર-નિરૂપકનું એક કર્તવ્ય છે. નવલરામે નર્મદનું વિચાર-પરિવર્તન તેની બુદ્ધિક્ષીણતાનું નહિ, પણ પરિપક્વતા, સત્યનિષ્ઠા તથા સ્વદેશહિતની આકાંક્ષાનું પરિણામ હતું એમ જણાવી નર્મદના દૃષ્ટિપરિવર્તન વિશેની કેટલીક ગેરસમજ દૂર કરવાનો શુભનિષ્ઠ પ્રયાસ કર્યો છે. નવલરામને નર્મદના વિચાર-પરિવર્તનને યોગ્ય ઠરાવવા માટે ઘણાં પાનાં ભરવાં પડ્યાં છે. 'મારી હકીકત'માં આ કાર્ય નર્મદ બહુ થોડાં વાક્યોમાં તર્ક-સિદ્ધ દલીલોની મદદથી સાધી શક્યો છે. આત્મકથામાં ચરિત્રકાર પોતે ચરિત્રનાયક હોવાથી એક વાક્યમાં પણ પ્રમાણભૂતતા આવે છે; જ્યારે જીવનચરિત્રમાં હકીકતો દલીલોથી સાબિત કરી બતાવવી પડે છે. આમ, જીવનકથાની અપૂર્ણતા આત્મકથા પૂરે છે. નરસિંહરાવે નવલરામે કરેલા આ બચાવ પરત્વે લખ્યું છે: "......સમર્થ અને વિચારપૂર્ણ બચાવ ઉપરાંત એ વિશેષ નથી. એથી નર્મદના અંતિમ કાળના વિચાર ખરા હતા એ સિદ્ધ થતું નથી, અને એમ દર્શાવવાનો નવલરામનો ઉદ્દેશ પણ ન્હોતો. હેમનો હેતુ તો નર્મદ ઉપર બુદ્ધિની ક્ષીણતા વગેરેનો આરોપ મૂકનારાઓને સબળ ઉત્તર અને નર્મદના ફેરફારનું સુશ્લિષ્ટ સમાધાન આપવાનો જ હતો."[1]

નર્મદના વ્યક્તિત્વનું ચિત્રણ કરતી વખતે નર્મદની પ્રગલ્ભતા એનું ભરત અને રંગીન માનસ, તેનો અહંપ્રેમ વગેરેનું દર્શન કરાવવું નવલરામે જાણી જોઈને ટાળ્યું લાગે છે. મિત્રભાવે શ્રદ્ધાંજલિ—યશાંજલિ આપવા જતાં નવલરામે ચરિત્રનિરૂપકની તટસ્થતા ગુમાવી છે. નરસિંહરાવે યોગ્ય જ કહ્યું છે કે " નર્મદ કવિની સ્વભાવઘટનામાં અમુક જાતની કૃત્રિમતા હતી,—જેને લીધે બાયરન કવિ વગેરેની નકલ એ કૃત્રિમતામાં પણ કરવા જતા હતા,—લખાણમાં, વિચારશૈલીમાં, ન્હાનાંમ્હોટાં આચરણોમાં; અને એ કૃત્રિમતાને લીધે નકલના દોષ આવતા હતા અને નકલના આદર્શભૂત પાત્રના ગુણોનો

૧. 'મનોમુકુર', ગ્રંથ ૧લો (૧૯૨૪) પૃ. ૩૨૪.

ગંધ પણ ન્હોતો પ્રાપ્ત થતો : એ નર્મદનું સ્વરૂપ નવલરામભાઈ જોઈ સક્યા ન્હોતા અથવા તો મિત્ર તરફના સ્નેહભાવે હેને સમગ્ર ચિત્રમાંથી લુપ્ત કરાવ્યું હોય એમ લાગે છે."[૧] આમ નવલરામ નર્મદ પ્રત્યેના મિત્રભાવને લીધે તેની કૃત્રિમતા પારખી શક્યા નથી, તેથી 'કવિજીવન'માં પ્રમાણમાં ગુણદર્શન વિશેષ થયું છે.

યુગચિત્ર આપતી વખતે નવલરામે નર્મદયુગની ફક્ત કેળવણીની સ્થિતિ વિષે જ વિસ્તારથી લખ્યું છે, તે સમયની સામાજિક, રાજકીય, અને ધાર્મિક પરિસ્થિતિ ઉપર પર્યાપ્ત પ્રકાશ તેમણે પાડયો નથી. એમ કરવું નર્મદચરિત્રમાં ખાસ આવશ્યક હતું. નર્મદની સાહિત્યસેવાનું નવલરામે યોગ્ય મૂલ્યાંકન કર્યું છે.

નવલરામમાં નિરૂપણની વિશદતા છે; ભાષાની સુઘડતા, સંક્ષિપ્તતા અને સચોટતા છે. વિગત-ભંડોળ તેમની પાસે ઘણું છે અને ચરિત્રનાયક પ્રત્યે સહૃદય સમભાવ પણ ઘણો છે. એના જીવનનું ગુણદર્શન અને સાહિત્યનું સૂક્ષ્મ પૃથક્કરણ અને ઉત્તમ મૂલ્યાંકન એ કરી જાણે છે તેમ જ એના વિચાર પરિવર્તનને પણ એ સમજાવી શકે છે. આ રીતે, ચરિત્રકારની સારી એવી ગુણ-સંપત્તિ અને શક્તિ તેમની પાસે છે. ચરિત્રકાર પાસે હોવા જોઈતા ગુણો જે એમણે મહીપતરામનાં લખેલાં ચરિત્રો અવલોકતાં બતાવ્યા છે તે તેમનામાં સારા પ્રમાણમાં હતા.

ચરિત્રકૃતિ તરીકે આવાં ઘણાં સુલક્ષણો દર્શાવતું આ 'કવિજીવન' આમ છતાં નર્મદનું સંપૂર્ણ પર્યાપ્ત જીવનચરિત્ર ન કહેવાય. એ તત્ત્વમાં નર્મદના જીવનના ચરિત્રાત્મક અભ્યાસ કે સ્વાધ્યાય—biographical studyથી વિશેષ આગળ ગયું નથી, પણ એવા અભ્યાસ તરીકે તે મહામૂલું છે. અનેક સમકાલીનો તથા અનુગામીઓને જીવનચરિત્ર કે આવો ચરિત્રાત્મક અભ્યાસ કેમ લખાય તેનું ઉપયોગી માર્ગદર્શન એ કૃતિએ અવશ્ય કરાવ્યું હશે.

### એક ચરિત્રિકા

ઝવેરીલાલ યાજ્ઞિકે 'પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું ચરિત્ર'(૧૮૮૮)માં ભાષણરૂપે પંડિતજીના ઇતિહાસ-વિષયક સંશોધનનો ખ્યાલ આપી તેમની વિદ્વત્તા તથા દેશપરદેશમાં થયેલા તેમના બહુમાન વિષે લખ્યું છે. આ ગ્રંથિકામાં પંડિતજીને પુરાતત્ત્વવિદ્ તરીકે ઓળખાવવા જેટલો પ્રયત્ન થયો છે એટલો વ્યક્તિ તરીકે નહિ.

૧. 'મનોમુકુર' ગ્રંથ ૧લો (૧૯૨૪), પૃ. ૩૨૨.

## 'ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત'

કૃષ્ણરાવ દિવેટિયાએ લખેલું તેમના પિતા અને નર્મદયુગના અમદાવાદના એક સામાજિક તેમ જ ધાર્મિક અગ્રેસર ભોળાનાથનું જીવનચરિત્ર (૧૮૮૮) નવલરામના 'કવિજીવન' પછીની એક મહત્ત્વની ચરિત્રકૃતિ છે. ભોળાનાથ વિષેની ચરિત્રસામગ્રી કૃષ્ણરાવે ભોળાનાથે દરેક દિવસનાં પોતાનાં નાનાંમોટાં નાનાં કૃત્યોની પણ તેમણે શરૂઆતમાં ફારસી ભાષામાં અને પછી ગુજરાતીમાં લખેલી નોંધ,[1] ભોળાનાથે લખેલા સ્વચરિત્રનો હસ્તલેખ, અને ભોળાનાથના સમવયસ્ક તથા નિરંતર સહવાસમાં રહેનાર પુરુષો પાસેથી મેળવી હતી. ભોળાનાથના વ્યક્તિત્વનું નિરૂપણ કરતાં કૃષ્ણરાવે તેમના ગુણોનું વર્ણન પુત્રસહજ પૂજ્યભાવથી કર્યું છે. એ સર્વ ગુણને પ્રગટ કરતા પ્રસંગો તો આખા ચરિત્રમાંથી અર્ધો ડઝન કરતાં વધારે મળતા નથી એ જોતાં આ પુસ્તક ભોળાનાથના ચરિત્ર કરતાં એમના જીવન અને કાર્ય વિષેનો સવિસ્તર નિબંધાત્મક ગ્રંથ વિશેષ બની ગયું છે. બસોચાર પાનાંના આ પુસ્તકમાં ફક્ત છત્રીસ પાનાં ચરિત્રનાયકના જીવન વિષે માહિતી આપે છે, બાકીનાં પાનાં તો ભોળાનાથે કરેલા પ્રવાસના વર્ણનમાં, તેમ જ તેમના રાજકીય, સામાજિક અને ધર્મ સંબંધી વિચારોનો પરિચય આપવામાં રોકાયાં છે. પ્રાર્થના સમાજ(અમદાવાદ)નો ઇતિહાસ પણ એમાંથી મળે છે. આ બધી સામગ્રી તો આ ચરિત્રગ્રંથને મોટા નિબંધ જેવું જ બનાવી મૂકે છે.

ભોળાનાથનાં મંતવ્યો દર્શાવવા કૃષ્ણરાવે ભોળાનાથની રોજનીશીમાંથી ઠેરઠેર અવતરણો મૂક્યાં છે. આ પ્રકરણોમાં ભોળાનાથના માનસના વિકાસક્રમનું દર્શન થાય છે. એ દૃષ્ટિએ એ ચરિત્રગ્રંથનું મહત્ત્વ છે. ભોળાનાથ સામાજિક તેમ જ ધાર્મિક, અસંસ્કૃત તથા વહેમી આચારની અજ્ઞાનમય સૃષ્ટિનું સંસ્કૃત તથા વિશુદ્ધ અવસ્થામાં પરિવર્તન કેવી રીતે સાધી શકયા તેનો ઇતિહાસ અહીં આપણને સ્પષ્ટ સ્વરૂપે મળે છે. સમાજ-સુધારક, અને લોકોપકારક ભોળાનાથ સંબંધી ઠીક ઠીક માહિતી આ કારણે આપણે આ પુસ્તકમાંથી મેળવીએ છીએ. આ બધું નિબંધરૂપે થતું હોવાથી ચરિત્રનાયકનું વ્યક્તિચિત્ર ઉપસી શકતું નથી એ આપણને સાલે છે.

કૃષ્ણરાવ પિતૃભક્ત છે તેમ છતાં પોતાના પિતાના દોષ તે જાણે છે. ભોળાનાથનો કૌટુંબિક સ્વભાવ ક્રોધી હતો એમ કૃષ્ણરાવ કહે છે પણ ભોળાનાથની આ તમોગુણવૃત્તિને તેઓ ક્ષણિક તથા નિર્દોષ ગણાવે છે. ભોળાનાથની

૧ જો એ રોજનીશી છપાય તો ગુજરાતને એક કિંમતી સામાજિક દસ્તાવેજ મળે.

કવિતામાં કટુ શબ્દો કૃષ્ણરાવ જોઈ શકે છે પણ તેને પિતાના તકરારના જુસ્સાનું પરિણામ માને છે. ભોળાનાથે પોતાની રોજનીશીમાં, આત્મનિરીક્ષણ કરી પોતાના કેટલાક દોષ કબૂલ્યા છે; અને એમાંથી મુક્ત થવાની ઈશ્વરને પ્રાર્થના પણ કરી છે એટલું જ નહિ, પણ એ દોષ સમજીને તેમને દૂર કરવાનો સક્રિય પ્રયાસ પણ તેમણે કર્યો છે એમ કૃષ્ણરાવ જણાવે છે; તેમ છતાં તેજછાયાની કુશળતાભરી કરામતથી ભોળાનાથનું સજીવ ચિત્ર આપણને તેઓ આપી શક્યા નથી.

સુધારકયુગની કૃષ્ણરાવ-રચિત આ કૌટુંબિક જીવનકથાનું ખાસ મૂલ્ય તેમાં રજૂ થતી તત્કાલીન સામાજિક રીતરિવાજોની છબી અને તેથી વિશેષ તો ભોળાનાથે ગુજરાતમાં આરંભેલા ધાર્મિક સુધારાની ઇતિહાસકથા તરીકે છે. ભોળાનાથની ધર્મભાવનાના વિકાસનો ઇતિહાસ પ્રાર્થનાસમાજની સ્થાપના અને પ્રગતિનો જ ઇતિહાસ છે. એ રીતે કૃષ્ણરાવે ભોળાનાથના જીવનકાર્યનું યોગ્ય નિરૂપણ અને મૂલ્યાંકન કર્યું છે. ભોળાનાથના સાહિત્યસર્જન વિષે કૃષ્ણરાવના મંતવ્ય —"ભજન-કવિતામાં ભોળાનાથે પ્રાચીન-અર્વાચીન કવિઓને હઠાવ્યા છે એ ખરું જ રહેશે એમ લાગે છે"[1]—ની કસોટી કાળબળે આજ સુધીમાં કરી લીધી છે.

### બે ચરિત્રિકાઓ

રાવ બહાદુર મોહનલાલ રણછોડદાસ ઝવેરીના[2] ટૂંકા ચરિત્ર(૧૮૮૮)માં મોહનલાલે ભરુચ અને સુરત જિલ્લાના ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર તરીકે વિદ્યાવૃદ્ધિ માટે કરેલા પ્રયત્નનું વર્ણન તેના લેખક ચુનીલાલ મોદીએ પ્રસંગ-ભાવે કર્યું છે. મોહનલાલના સમયની કેળવણી, મોહનલાલના હાથ નીચે સુરત જિલ્લાએ સાધેલી કેળવણી-વિષયક પ્રગતિ, અને મોહનલાલના સ્વભાવ અને ગુણનું તેમાં વર્ણન છે પણ તેમના અંગત જીવન વિષે આપણને કશું જાણવા મળતું નથી. લેખકે વિગતો પુષ્કળ આપી છે પણ વિવેકશક્તિનો ઉપયોગ કર્યો નથી.

ગુજરાતની કેળવણીના પિતા રણછોડદાસ ગિરધરભાઈ ઝવેરીનું ચરિત્ર[3] તેમના દીકરા મોહનલાલે ઝવેરીલાલ યાજ્ઞિકની સૂચનાથી લખ્યું છે. ગુજરાતમાંથી સરકારી કેળવણીખાતામાં પ્રથમ જોડાઈને નોકરી દરમ્યાન અને નિવૃત્તિ બાદ પણ રણછોડદાસ ઝવેરીએ કેવાં પરોપકારી કાર્યો કર્યાં એ વિશે

---

૧ 'ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત'(૧૮૮૮), પૃ. ૧૭૭.

૨ 'મોહનલાલ રણછોડદાસ ઝવેરીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર'

૩ 'રણછોડદાસ ગિરધરભાઈનું જન્મચરિત્ર' (૧૮૮૧)

એમાં માહિતી આપવામાં આવી છે. આ ચરિત્રમાં ચરિત્રનાયકના ગુણનું વર્ણન છે પણ એમના વ્યક્તિત્વના દ્યોતક પ્રસંગો એકેયથી વધારે નથી. લેખકને પ્રમાણજ્ઞાન નથી. ઉપરની તથા આ બંને ચરિત્રલેખથી વધારે ઊંચી કક્ષાની કૃતિઓ નથી. ગુજરાતની નવી કેળવણીની શરૂઆતની અર્ધી સદીના વિકાસનો સારો ખ્યાલ એમાંથી મળી રહે છે એ જ એનું ગુણ-પાસું.

### ચરિત્રસાહિત્યમાં ગોવર્ધનરામનો ફાળો

પંડિતયુગના ચરિત્રસાહિત્યમાં મહત્ત્વનું પ્રદાન એ યુગના શ્રેષ્ઠ સાહિત્યકાર અને પંડિત-પ્રવર ગોવર્ધનરામ મા. ત્રિપાઠીનું છે. એમણે બે ચરિત્રો લખ્યાં છે: (૧) 'નવલરામ લક્ષ્મીરામની જીવનકથા' (૧૮૯૧), અને (૨) "લીલાવતી જીવનકલા' (૧૯૦૫).

### 'નવલરામ લક્ષ્મીરામની જીવનકથા'

સને ૧૮૯૧માં 'નવલગ્રંથાવલિ'ના ઉપોદ્‌ઘાત તરીકે અને પછી "નવલરામ લક્ષ્મીરામની જીવનકથા' નામે જુદા પુસ્તકરૂપે ૧૯૪૦માં પ્રગટ થયેલો ગોવર્ધનરામનો આ ચરિત્રનિબંધ નવલરામનું મનુષ્ય, શિક્ષક, સાહિત્યકાર અને સમાજસુધારક એમ ચતુર્વિધ સ્વરૂપે દર્શન કરાવે છે, તેમના માનસિક તેમ જ સાહિત્યક વિકાસનો ક્રમિક ઇતિહાસ આલેખે છે, અને તેમનાં વ્યક્તિત્વ તેમ જ વાઙ્મયની સમીક્ષા પણ કરે છે. ગોવર્ધનરામનો નવલરામ સાથે સને ૧૮૮૪માં એક રાત્રિએ માત્ર અર્ધા કલાકની જ મુલાકાત એ સિવાય બીજો કોઈ પ્રત્યક્ષ પરિચય નહિ, છતાં તેમનાં છૂટક લખાણો, નોંધો, તથા નવલરામે પોતે સાચવી રાખેલી પોતે લખેલા પત્રોની નકલો, અને એકબે સગાંસ્નેહીઓની સહાયતાને લીધે સંભાળ અને શ્રમપૂર્વક વિગતો એકઠી કરી તેમણે "અરણ્યમાંના શિવાલયમાં અપૂજિત રહેલા પણ પૂજનીય બાણની કોઈ પૂજા કરે તેવી જ જાતની પૂર્ણ શ્રદ્ધાથી"[૧] નવલરામને અંજલિ આપી છે.

"નવલરામનું જીવન તેમના મગજમાં અને હૃદયમાં હતું. વાંચવું, વિચારવું અને લખવું: એ ત્રણ ક્રિયાઓ સમુદ્રમાં નિરંતર પાણી ઉછળે છે એમ તેમના જીવનમાં ઉછળતી હતી."[૨] ગોવર્ધનરામના આ કથનની પ્રતીતિ આપણને નવલરામના છેક બાલ્યકાળથી થાય છે. બાળક તેમ જ કિશોર નવલરામ આપણને એકાંતપ્રિય, લખવા-વાંચવામાં કાલનિર્ગમન કરતા, ઝડપથી અભ્યાસ

---

૧. 'નવલરામ લક્ષ્મીરામની જીવનકથા', પૃ. ૨.
૨. 'નવલરામ લક્ષ્મીરામની જીવનકથા', પૃ. ૮૧.

કરતા, રમતમાં રસ નહિ લેતા, પ્રસંગે સ્વભાવની તીવ્રતા દેખાડતા, સ્વમાન સાચવતા અને ભક્તિપરાયણવૃત્તિ ધારણ કરતા નજરે પડે છે.

સામાન્ય રીતે સત્તરથી બાવીશ વર્ષ સુધીમાં આવતો ચિત્તક્ષોભનો કાળ નવલરામમાં ઢંકાયેલો રહે છે અને તેમના ત્રેવીસમે વર્ષે એ શરૂ થાય છે. તેમનામાં અસ્વસ્થતા, ઉદ્વેગ અને આતુરતા, તનમનાટ અને તરંગ જોર પકડે છે અને ખળભળી ઊઠેલા ચિત્તનો ઉકળાટ નવલ એકાંતમાં શૃંગાર-કવિતારૂપે બહાર કાઢવા માંડે છે, પણ ગોવર્ધનરામ કહે છે તેમ "બુદ્ધિશાળી અને શુદ્ધ સદ્ગુણી અંતઃકરણ ઉપર પડેલા અનુભવના ઘા ઉત્તમ દયા ઉપજાવે છે"[1] અને ઉચ્ચ જ્ઞાનના પુરુષાર્થની સડક ઉપર ચીલામાં પડતાં સ્વસ્થતા-કાળમાં સંક્રાન્તિ થતાં નવલરામનું ચિત્ત કર્મધર્મમાં પ્રવૃત્ત થાય છે એટલે તરંગોનું શમન થાય છે. ગોવર્ધનરામે નવલરામના આવા આંતર જીવનનો હૂબહૂ ચિતાર આપ્યો છે. વિરક્તિમાંથી વિલાસિતા તરફ વળેલા નવલરામના આત્મમંથનકાળનું તેમની પ્રીતિની કવિતાનાં અવતરણો આપી સંક્ષોભ-કાળમાંથી સ્વસ્થતા-કાળમાં સંક્રમણ કરતા ઉદ્વિગ્ન અને વેદાંત તરફ વળતા તેમના માનસના અંતરંગનું નિરૂપણ સૂક્ષ્મતાથી અને સચોટ રીતે કરવામાં આવ્યું છે. નવલરામની આ સમયની કવિતાને ગોવર્ધનરામ સૌથી વિશેષ પ્રાસાદિક નવલ-કવિતા ગણે છે.

સ્વસ્થ શાંતિકાળ શરૂ થતાં પાંત્રીસમા વર્ષથી નવલરામ માનસિક તેમ જ સાહિત્યિક પ્રગતિને પંથે પગલાં માંડે છે. અમદાવાદની હવાથી તેમનો ઉત્સાહ વધે છે અને સ્વભાવ બદલાવા લાગે છે. માનસિક ક્ષોભનું શમન થયું, પણ એમની બુદ્ધિ તો એટલી જ સતેજ રહી. એમની વિવેકશક્તિ ઘડાવા અને કસાવા લાગી તેથી એમની સાક્ષર-કીર્તિ સુરત કરતાં, અમદાવાદ, અને અમદાવાદ કરતાં રાજકોટમાં વિશેષ વિકસી અને સુસ્થાપિત થઈ. રાજકોટમાં એમનું મન નિષ્પક્ષ થતાં દલપતરામ વિશેનો એમનો અભિપ્રાય બદલાયો તથા સાહિત્યક્ષેત્રે નર્મદ કરતાં એમને પ્રેમાનંદ ચડિયાતો લાગ્યો. નવલરામના અભિપ્રાયોનાં નિખાલસ ટાંચણોનાં અવતરણો ટાંકી ગોવર્ધનરામ નવલરામની માત્ર કડક આત્મનિરીક્ષણશક્તિ નહિ, આત્મપરીક્ષણશક્તિ અને તેમનું વિકાસશીલ તટસ્થ માનસ પણ બતાવી શક્યા છે.

નવલરામની વિદ્વત્તા, સાત્ત્વિક વૃત્તિ, ગ્રંથપરીક્ષક—વિવેચક તરીકે તેમની વધતી જતી પરિપક્વતા, પૃથક્કરણશક્તિ, વિવેકીપણું, સમભાવશીલતા અને

1. 'નવલરામ લક્ષ્મીરામની જીવનકથા' પૃ. ૧૫.

ગુણદર્શકતા બતાવી ગોવર્ધનરામ નવલરામની વિવેચનશક્તિનો વિકાસ સારી રીતે દર્શાવે છે. પણ નવલરામનાં સંશોધન તેમ જ પિંગળ, વ્યુત્પત્તિશાસ્ત્ર અને શિક્ષણવિષયક લખાણો વિશે ગોવર્ધનરામે કેવળ મૌન જ સેવ્યું છે. નવલરામના સાહિત્યનું યોગ્ય મૂલ્યાંકન કે તુલના કરવામાં ગોવર્ધનરામ સંપૂર્ણ સફળ નીવડ્યા છે એમ ન કહી શકાય. ખાસ કરીને નવલરામનાં 'વીરમતી નાટક', 'બાળ ગરબાવલી', 'બાળલગ્ન બત્રીશી', 'અંગ્રેજ લોકોનો ઇતિહાસ' અને 'કવિજીવન' વિશેનાં એમનાં વિવેચનમાં એ કૃતિઓ, 'સરસ્વતીચંદ્ર'ને પડછે, ગોવર્ધનરામને આકર્ષી શકી નહિ હોય.

નવલરામના શિક્ષક તરીકેના કાર્યનું મૂલ્યાંકન કરતાં ગોવર્ધનરામે તેમને શિષ્યોની લાગણીનો પ્રતિધ્વનિ પાડનાર, ચોકસાઈવાળા, ખંતીલા, મહેનતુ શીખવનાર અને વશ રાખનાર શિક્ષક તરીકે ઓળખાવ્યા છે. નવલરામના શિક્ષણકાર્ય તેમ જ સાહિત્યપ્રવૃત્તિના મૂળમાં ગોવર્ધનરામને લોક-કેળવણી અને દેશકલ્યાણની ભાવના યોગ્ય રીતે જ નજરે પડી છે. નવલરામનો સુધારક તરીકેનો પરિચય પ્રમાણમાં થોડો મળે છે. અંતે નિવૃત્તિ–પ્રવૃત્તિ વચ્ચે ઝોલાં ખાતું નવલરામનું મન, નિવૃત્તિવેતન લીધા પછી શું કરવું તેની નવલરામની યોજનાઓ અને સાહિત્યસ્વપ્નો તથા નવલરામની સાંસારિક ઉપાધિઓનું ગોવર્ધનરામ વર્ણન કરે છે. છેક છેવટે નવલરામના અવસાન-પ્રસંગનું તાદૃશ વર્ણન હૃદયદ્રાવક છે. ચરિત્રકાર પ્રસંગને કેવી સરસ રીતે હૃદયંગમ બનાવી શકે તેનું એ સુંદર ઉદાહરણ છે.

આયોજન પરત્વે નવલરામે લખેલા નર્મદના 'કવિજીવન'ને દૃષ્ટિ સમક્ષ રાખ્યું હોય એમ તેમણે પાડેલા નવલ-જીવનના 'સંક્ષોભકાળ' અને 'શાંતિકાળ' જેવા વિભાગ ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવે છે પણ નવલરામ જેટલી નિરૂપણની વિશદતા ગોવર્ધનરામ લાવી શક્યા નથી, કેમકે ગોવર્ધનરામના જ શબ્દોનો ઉપયોગ કરીએ તો 'ગ્રંથો સંબંધી જીવનકથા' અને 'ખાનગી જીવનકથા' એમાં એવાં તો સેળભેળ થઈ ગઈ છે કે વાંચનારને તે ભારે ગૂંચવાડામાં મૂકી દે છે અને ક્યારેક કેટલીક નીરસતા ઉત્પન્ન કરે છે. અમદાવાદની કર્મરેખા, ગ્રંથપરીક્ષા ઇત્યાદિ બાબતનાં લાંબાં વિષયાન્તરો પણ આ ચરિત્રના શુદ્ધ ચરિત્રતત્ત્વને ઉપકારક નીવડતાં નથી.

### 'લીલાવતી જીવનકલા'

ગોવર્ધનરામે તેમની જ્યેષ્ઠ પુત્રીના જીવનવૃત્તાંત 'લીલાવતી જીવનકલા'-(૧૯૦૫)માં લીલાવતીના "જીવનનાં મર્મભાગના અને ઉદ્ગારોના પ્રકટી-

કરણમાં સંસારને માટે કંઈક બોધ રહેલો છે એવી ભાવનાથી"[1] "એ જીવનના જેટલા અંશ લોક-હૃદયમાં પ્રતિષ્ઠા પામવા યોગ્ય લાગ્યા તેટલાનો જ સંગ્રહ"[2] જગતની "સર્વ લીલાવતીઓના ધર્મપિતા રૂપે" કર્યો છે.

ગોવર્ધનરામ આ ગ્રંથને 'જીવનચરિત્ર' નહિ પણ 'જીવનકથા' તરીકે ઓળખાવે છે કેમકે એમના મત મુજબ સંસારમાં ઐહિક પરાક્રમ કરનાર કોઈ પણ મહાપુરુષના પરાક્રમમય જીવનના બીજથી પરિપાકદશા સુધીના વિકાસનું તેના ઐતિહાસિક ક્રમ પ્રમાણે નિરૂપણ કરતા જીવનવર્ણનને જ 'જીવનચરિત્ર' કહી શકાય. ગોવર્ધનરામ કહે છે તેમ લીલાવતી તો એક સામાન્ય મનુષ્ય હતી અને તેના જીવનમાં પરાક્રમ જેવું કશું હતું નહિ. તે ઉપરાંત, ગોવર્ધનરામે અહીં લેખનનો પણ કાલક્રમાનુસારી નહિ, પણ એથી વિપરીત ક્રમ સ્વીકાર્યો છે તેથી પહેલાં વિકાસદશાનું અને તે પછી બીજકાળનું નિરૂપણ આવે છે.

લીલાવતીની એકવીશ વર્ષની આયુમર્યાદાના ગોવર્ધનરામ ચાર વિભાગ પાડે છે. એમાંના પહેલા બે અને ચોથો લીલાવતી પિતૃગૃહે અને ત્રીજો તેના શ્વશુરગૃહે વ્યતીત કરે છે. પહેલા વિભાગ 'લીલાવતીની જીવનકથા'ના ૭ પ્રકરણમાંથી પહેલાં ત્રણ પ્રકરણમાં આયુમર્યાદાના ત્રીજા-ચોથા ભાગનું એટલે લીલાવતીના માનસિક વિકાસ-કાળનું વર્ણન છે. બાકીનાં પ્રકરણમાં લીલાવતીની બીજદશા અને બાલદશાનું વર્ણન છે. આવો ઊલટો ક્રમ રાખવાનું કારણ એ છે કે લીલાવતીના જીવનની અહીં રજૂ કરવામાં આવેલી સૂક્ષ્મ જીવનસૃષ્ટિ અને તેની સંપત્તિમાં કશું સત્ત્વ લાગે તો જ વાચકો તેની સ્થૂલ સંપત્તિ તરફ નજર કરે એમ ગોવર્ધનરામ ઇચ્છે છે.

લીલાવતીનાં ઉછેર, કેળવણી, સંસ્કાર અને લગ્ન પછી પિતૃગૃહ તરફ અનાત્મીયતા અને શ્વશુરગૃહે અભિન્નભાવ, નિર્ધનતાની બાહ્ય ઉપાધિ, માંદગી, અવસાન વગેરે વિગતો ગોવર્ધનરામે સવિસ્તર વર્ણવી છે. ગોવર્ધનરામ લીલાવતીના જીવનના નજીવા પ્રસંગો વિશે વિસ્તૃત વિવરણ કરી લીલાવતીનું આત્મસત્ત્વ પ્રત્યક્ષ કરી મૂકે છે. એકંદરે અહીં ગુણદર્શન જ વિશેષ છે.

માતાપિતાનો ઉપદેશ જીવનમાં વણાતાં કર્તવ્યપરાયણતા અને ધર્મભાવના લીલાવતીના જીવનનું પ્રેરકબળ બને છે અને એ જ એના હૃદયમાં શ્રદ્ધા અને સત્ય સાથે વ્યવહારુ સંન્યાસની ભાવના ઉગાડે છે. આત્મજયોનિરૂપ એ

૧. 'લીલાવતી જીવનકલા', પૃ. ૩.
૨. 'લીલાવતી જીવનકલા'-પ્રસ્તાવના, પૃ. ૩.

સૂક્ષ્મ ધનરાશિનો યોગ સાધી ઈશ્વરે આપેલાં દુઃખનો પણ કૃપાકર —હિતકર આશય સમજી, વિપત્તિઓના મહા-આરંભને મહા-અભ્યુદયનું પ્રથમ પગથિયું માની, તેમનો સ્વીકાર કરી લીલાવતી તેમનો પ્રતિકાર શોકથી નહિ, પણ સ્વસ્થ અને સંતુષ્ટ જીવન જીવવાની ઇચ્છાએ નિઃસ્વાર્થ, નિષ્કામ કર્તવ્યતામાં કૃતકૃત્યતા માની કરે છે. પ્રારબ્ધયોગ અને ઈશ્વરેચ્છાને એક માનનારી લીલાવતી પ્રાપ્ત સ્થિતિને અનુકૂળ થાય છે તેથી તેના ચિત્તમાં અનાથતા કે દીનતા વ્યાપતી નથી અને ફલ તરફ તે નિષ્કામ રહે છે તથા ધર્મભાવના, પ્રીતિભાવના અને ત્યાગભાવનાથી પુરુષયજ્ઞની વેદી ઉપર તે પોતાના જીવનની આહુતિ આપે છે. લીલાવતીના નમ્રતા, મધુરતા, સંસ્કારિતા, તપ અને ત્યાગ જેવા ગુણોનો પ્રકર્ષ કર્તાએ સારી રીતે પ્રકટ કર્યો છે. લીલાવતીએ શ્વશુરકુટુંબનાં અને પિતૃકુટુંબનાં સારાંખરાબ માણસો પર હેતભાવ રાખી, હૃદયમાં ઊંચી ભાવનાઓ સેવી, તેમનાં સુખદુઃખે સુખી-દુઃખી થઈ, તેમનાં દુઃખ શાન્ત કરવા અને સુખ વધારવા પોતાના ગજા પ્રમાણે પોતાનો ભોગ આપી વાસના રાખ્યા વિના મહાભારત પ્રયાસ કર્યો તેનાં કેટલાંક દૃષ્ટાન્તોની વત્સલ પિતાએ આર્દ્ર હૈયે કહેલી કથા આ જીવનકથાનું એક મોટું આકર્ષણ ગણાશે. આવી અંતઃસામગ્રી આ જીવનકથાને ગદ્ય કરુણ-પ્રશસ્તિ પણ કહેવડાવે.

ગોવર્ધનરામે લીલાવતીના વ્યક્તિત્વનું પિતા પુત્રી સંબંધી જાણી શકે તેટલું જ પાર્શ્વચિત્ર દોર્યું છે. એમણે યોગ્ય જ કહ્યું છે કે "પિતા પુત્રીના જીવન-પ્રસંગોનો સંગ્રહ અપૂર્ણ રીતે જ કરી શકે છે. એવી અપૂર્ણતાથી પ્રથમ ભાગની જીવનકથા લખાઈ છે."[1] કૌટુંબિક ચરિત્રોની આ એક મર્યાદા ગણી શકાય.

આ ચરિત્રનું આયોજન શિથિલ છે એ ખરું, પણ તે ગોવર્ધનરામની મૌલિક પ્રતિભાનું પણ દર્શન કરાવે છે એ ભૂલવું જોઈએ નહિ. ચિંતનનું યોગ્ય ગ્રથન આ ચરિત્રકથામાં થઈ શક્યું નથી. લીલાવતીની ગુણપ્રશસ્તિ કરતાં દાર્શનિક ચિંતનનો અતિરેક આ કૃતિને નાહક ભારે બનાવી તેની સુવાચ્યતા હરી લે છે. વિષાદઘેર્યા વાત્સલ્ય અને શાંતિમય પાંડિત્ય વચ્ચેના ગજગ્રાહમાં આ પંડિત પિતાની આત્મકતા જાણે અટવાઈ ગઈ છે. પણ લીલાવતીના સંસ્કારદેહના ચિત્ર સાથે તેના સમયના ગુજરાતના સ્ત્રીજીવનનું યથાર્થ ચિત્ર ગોવર્ધનરામે આપ્યું છે અને સ્ત્રીજીવનને આવશ્યક કેળવણીના આદર્શ વિશે પોતાનાં મંતવ્યો પ્રદર્શિત કર્યાં છે તે આ જીવનકથાના સ્ત્રીઓને બોધ મળે

1. 'લીલાવતી જીવનકલા', પ્રસ્તાવના, પૃ. ૩.

એ ઉદ્દેશ સારી રીતે સિદ્ધ કરી આપે છે. આ કૃતિનું સાચું મૂલ્ય તેમાં રહેલા સંસ્કારપ્રેરક અને આત્મોન્નતિકારક આર્યજીવનદર્શનમાં જ છે.

'ગૌરીશંકર ઉદયશંકર—સી. આઈ. ઈ. એમનું સપત્ર-ચિત્ર જીવનચરિત્ર'-(૧૯૦૩)નાં સોળ પ્રકરણમાંથી પહેલાં પાંચ મણિલાલ નભુભાઈએ લખ્યાં હતાં પણ પછી એમનું અવસાન થતાં બાકીનાં અગિયાર કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાએ લખ્યાં હતાં. ગ્રંથનું 'ઉદ્ઘાટન' મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ લખ્યું છે. માત્ર સોળ વર્ષની ઉંમરે ભાવનગર રાજ્યની સેવામાં કારકુન તરીકે પ્રવેશ કરી, ગગા ઓઝાએ છેક પ્રધાનપદ સુધી પહોંચી કેવી એકનિષ્ઠાપૂર્વક રાજસેવા બજાવી તેનાં અનેક દૃષ્ટાંતો તેમ જ ભાવનગર રાજ્યનો તથા સમગ્ર કાઠિયાવાડનો ખપજોગો પ્રાચીન-અર્વાચીન ઇતિહાસ પણ અહીં આપણને મળે છે. કાર્યકુશળ કારકુન, રાજનીતિજ્ઞ કારભારી ગગા ઓઝા સર્વત્ર રાજનીતિજ્ઞરૂપે અને છેક ઉત્તરાવસ્થામાં સંન્યાસી તરીકે જ આપણને જોવા મળે છે. એમના અંગત જીવનનું કોઈ પરિચય-ચિત્ર લેખકોએ આલેખ્યું નથી. પરિણામે આ મોટો ગ્રંથ રસવાહી ચરિત્રને બદલે ભાવનગરના રાજ્યનો તથા ચરિત્રનાયકના જીવનનો માહિતીપૂર્ણ ઇતિહાસ બની ગયો છે.

## 'શ્રીયુત ગોવર્ધનરામ'

'શ્રીયુત ગોવર્ધનરામ' પંડિતયુગનો એક ગણનાપાત્ર ચરિત્રગ્રંથ છે. ગોવર્ધનરામના ભાણેજ રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યાએ 'વસંત' અને 'સમાલોચક'ના ગોવર્ધનરામ સ્મારક-અંકો, ગોવર્ધનરામની નોંધપોથીઓ ('સ્ક્રેપબુક'), પત્રો, ભાષણો, લેખો, ગ્રંથો, તેમની સાથે પોતાનું નજીકનું સગપણ, અંગત સંબંધ અને સહવાસ તથા અન્ય સગાં-સંબંધીઓનો સમાગમ વગેરેને આધારે મૂલ્યવાન સામગ્રીનો સ્નેહશ્રમથી સંચય કરી એની રચના કરી છે.

આ ચરિત્રના લેખનમાં કાન્તિલાલ પંડ્યાનું પ્રયોજન સામાન્ય જન-સમૂહને ગોવર્ધનરામના જીવનનો સમગ્ર વૃત્તાન્ત આપી, તેમના કાર્યનો મહિમા વર્ણવી, પ્રેરણાપ્રદ જીવનપાથેય પૂરું પાડવાનું છે.

આ ગ્રંથને તેમણે વિક્ટોરિયન યુગના ચરિત્રકારોની પદ્ધતિને અનુસરી 'જીવનકથા' અને 'તુલના' એવા બે વિભાગમાં વહેંચી નાંખ્યો છે. પ્રથમ વિભાગ 'જીવનકથા'ની શરૂઆતમાં કાન્તિલાલ પંડ્યા નાગરજ્ઞાતિનું ગૌરવ વર્ણવે છે અને પછી નડિયાદના તથા મુંબઈના નાગર વહેપારીઓની જીવનરીતિ

અને તે સમયના ગુજરાતના જીવન અને જમાનાનું ચિત્ર આપતાં ગોવર્ધનરામના પિતામહ ધીરજરામ, ભક્ત પિતા માધવરામ અને વ્યવહારનિપુણ માતા શિવકાશીનાં રેખાચિત્રો આપે છે. ગોવર્ધનરામ વિષે જાણવાજોગ બધું જ કહેવાની તેમની ઇચ્છા હોવાથી તેમણે વિગતો સારા પ્રમાણમાં એકઠી કરી છે, જેના ટેકાથી તેમણે ગોવર્ધનરામના જન્મ પહેલાંની હકીકતોથી શરૂ કરી ગોવર્ધનરામની બાલ્યાવસ્થા, નડિયાદ તથા મુંબઈમાં શાળા-મહાશાળામાં તેમનો અભ્યાસ, તેમનાં બે લગ્ન, ભાવનગરની થોડા વખતની નોકરી, મુંબઈમાં વકીલાત, પ્રવૃત્તિમય સંન્યાસની ભાવનાથી પ્રેરાયેલો નડિયાદનો નિવૃત્તિનિવાસ અને મુંબઈમાં એમનું અવસાન —આ સર્વનો ક્રમબદ્ધ ઇતિહાસ આપ્યો છે.

ગોવર્ધનરામના બાહ્ય તેમ જ આંતરિક જીવનનું સંપૂર્ણ ચિત્ર આપતાં કાન્તિલાલે ગોવર્ધનરામનો વ્યક્તિવિકાસ સફળતાપૂર્વક દર્શાવ્યો છે. પિતાનાં ભજન અને માતાનાં ગીતો સાંભળવાથી ગોવર્ધનરામની રસવૃત્તિને પોષણ મળ્યું. માણભટ્ટોની કથા સાંભળતાં બાલ ગોવર્ધનરામની કલ્પનાશક્તિ અને રસિકતા ખીલવા લાગ્યાં તથા પ્રાચીન ભારતના નાયકો માટે તેમના હૃદયમાં માનવૃત્તિ જાગી. ગૂજરાતી કવિતા વાંચી એમનું શિશુહૃદય પણ કવિતા બનાવવા ઉછળી રહ્યું. મુનિ મહારાજ બુદ્ધેશ્વરના સહવાસથી તેમની ધર્મશ્રદ્ધા ખીલી. મુંબઈ જતાં મનઃસુખરામની દેખરેખ નીચે રહેવાનું થયું એટલે આખી મુમ્બઈ નગરીની ઊંચી પ્રતિનિધિરૂપ બુદ્ધિના વિહારમંદિર સમા મનઃસુખરામના ઘરમાં ઘણા ખરા દેશનાયકોના સમાગમમાં આવવાનું સદ્ભાગ્ય મળતાં ગોવર્ધનરામની જ્ઞાનદૃષ્ટિ ઊઘડવા લાગી અને બુદ્ધિ વિશાળ તથા વ્યવહારુ થવા લાગી. મહાશાળામાં રામચંદ્ર વિષ્ણુ ગોખલે, હરિરામ ઉત્તમરામ ભટ્ટ, દસ્તુર, દયારામ ગિદુમલ, માધવલાલ હરિલાલ દેસાઈ, ભીમરાવ દિવેટિયા, મણિલાલ નભુભાઈ દ્વિવેદી, કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, નરસિંહરાવ દિવેટિયા, છગનલાલ હરિલાલ પંડ્યા, છગનલાલ ઠાકોરદાસ મોદી, શ્રીધર રામકૃષ્ણ ભાંડારકર, ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર, ચીમનલાલ હ. સેતલવાડ, કરીમઅલી નાનછીઅલી વગેરેનો સંપર્ક થયો. કોલેજમાં પ્રિ. વર્ડ્ઝવર્થ, ડૉ. પિટર્સન, પ્રો. ભાંડારકર, તેલંગ વગેરે વિદ્વાન વિદ્યાગુરુઓના સમાગમે એમની આચારવિચારની ઊંચી દિશા બતાવી. અનેકદેશીય, સત્ત્વગ્રાહી અને વિશાળ વાચન તથા મનન અને અવલોકન વધવા લાગતાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ કેળવાઈ અને

એમણે એમના જીવનના ત્રણ મહાસંકલ્પ કર્યા,[1] અને લેખનપ્રવૃત્તિનો પણ નિબંધરૂપે પ્રારંભ કરી દીધો. મહાશાળાની કારકિર્દી પૂરી થતાં ગોવર્ધનરામે પોતાની ઇચ્છા વિરુદ્ધ ભાવનગરમાં થોડો વખત રાજ્યની નોકરી કરતાં સંકડામણનાં વર્ષ પસાર કર્યાં અને કાયદાનો અભ્યાસ પૂરો કર્યો. વકીલ થયા પછી ભાવનગર, જૂનાગઢ અને વડોદરા વગેરે રાજ્યની સારી સારી નોકરીઓનો અસ્વીકાર કરી તેમણે પોતાના બીજા સંકલ્પ પ્રમાણે મુંબાઈ જઈ વકીલાત શરૂ કરી. ચૌદેક વર્ષ વકીલાત કર્યા પછી પોતાના છેલ્લા સંકલ્પ પ્રમાણે નડિયાદમાં નિવૃત્તિ-નિવાસ કરી સાહિત્યસેવા દ્વારા જન-સમાજની સેવા કરી લોકઋણ ફેડવામાં ખરું સુખ માન્યું જે એમની કૃતિ અને કીર્તિનું સાચું રહસ્ય છે. આ બધું કાન્તિલાલ પંડ્યાના ચરિત્ર ગ્રંથમાં રુચિર લખાવટમાં વીગતે રજૂ થયું છે.

બીજા ભાગ 'તુલના'માં ગોવર્ધનરામના આંતર-બાહ્ય જીવનની એક-રૂપતા અને પારદર્શકતાનો લાભ લઈ કાન્તિલાલ ગોવર્ધનરામના ગુણદોષની તુલના કરતાં એમના વ્યક્તિત્વનાં સર્વ પાસાંનું દર્શન કરાવે છે. તેઓ ગોવર્ધનરામને વ્યક્તિ, કુટુંબજન, વકીલ અને સાક્ષરરૂપે રજૂ કરે છે તેમ જ તેમનાં જ્ઞાતિ, વતન, સ્ત્રીજાતિ, કેળવણી, સંસારસુધારો અને રાજકારણ વિષેના વિચારો રજૂ કરે છે. વ્યક્તિરૂપે ગોવર્ધનરામને રજૂ કરતાં કાન્તિલાલ ગોવર્ધનરામનાં શારીરિક દેખાવ, તબિયત, બુદ્ધિમત્તા, હૃદયસંપત્તિ, ધર્મશ્રદ્ધા, અને જીવનભાવના તથા એમના કેટલાક વ્યાવહારિક ગુણોનો પરિચય આપે છે. હૃદયની ઋજુતા, વિશુદ્ધિ, આત્મશ્રદ્ધા અને શાંતિ, સાદાઈ, સંતોષ, સત્યનિષ્ઠા, સ્પષ્ટવક્તાપણું, બુદ્ધિનું ઊંડાણ અને સર્વગ્રાહિતા, એકાગ્રતા, સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ, કુનેહ, સ્મરણશક્તિની દૃઢતા અને તીવ્રતા, વ્યવસ્થા અને નિયમ, કર્તવ્યનિષ્ઠા, અવિરત ઉદ્યોગ અને ધાર્મિકતા જેવા સદ્‌ગુણોનો સમન્વય એમની વ્યાવહારિક સિદ્ધિના તથા એમના ચારિત્ર્યના અંગરૂપ હતો. આ બધું બતાવીને ચરિત્રકાર ગોવર્ધનરામ કેવા કર્તવ્યનિષ્ઠ પુત્ર, પત્નીનિષ્ઠ પતિ, વત્સલ પિતા, અને ઉમળકાવાળા ઉદાર સદ્‌ગુણપૂજક સ્નેહીજન હતા, નીડર અવિરત ઉદ્યોગી કર્તવ્યનિષ્ઠ વકીલ હતા, સદ્‌ભાવશીલ સત્કાર્યકર્તા હતા, અને વાચન-મનન-નિરીક્ષણ કરી જીવનના મહા પ્રશ્નો

[1] આ સ્થા એ ત્રણ મહાસંકલ્પો : (૧) એલએલ. બી.ની પરીક્ષા પસાર કરવી, (૨) કોઈની નોકરી કરવી નહિ, પણ મુંબઈમાં વકીલાતનો સ્વતંત્ર ધંધો કરવો, અને (૩) ચાળીસમે વર્ષે ધંધામાંથી નિવૃત્ત થઈ બાકીનું જીવન સાહિત્યની સેવા દ્વારા જનસમાજની સેવામાં પસાર કરવું.

વિશે પોતાની ઉચ્ચગ્રાહી વિચાર-સરણી રજૂ કરનાર સાક્ષર હતા તે તેમના વ્યક્તિજીવનને આલેખી સ્પષ્ટ દર્શાવે છે. સ્વદેશ-સેવા અર્થે તપોમય જીવન ગાળવું એ ગોવર્ધનરામની જીવન-ભાવના પણ એમની સર્વ લેખન-મનન-પ્રવૃત્તિના પાયામાં હતી એ એમણે સુંદર રીતે પ્રગટ કર્યું છે.

આ રીતે, ગોવર્ધનરામના જીવનવિકાસ નિરૂપતાં કાન્તિલાલ પંડયાએ તેમનાં પૂર્વજો, માતાપિતા, કેળવણી, પ્રેરક વ્યક્તિઓ અને બળો, મિત્રો, વ્યવસાય, સંકલ્પ, આશય અને આદર્શ, જીવનકાર્ય, સમકાલીન વાતાવરણ વગેરેનો પરિચય કરાવી એમના બાહ્ય અને આંતર જીવનનાં સર્વ અંગોનું ચિત્રણ કરીને વિશેષતઃ સૂક્ષ્મજીવનનું ચિત્ર આલેખ્યું છે અને ગોવર્ધનરામના જીવનકાર્યનું મૂલ્યાંકન કર્યું છે.

આ પુસ્તકમાં પ્રસંગનિરૂપણ ઓછું છે તેમ છતાં મેટ્રિક્યુલેશનની સંસ્કૃતની પરીક્ષા, દસ્તાવેજોના ભાષાન્તરની બાબતમાં ન્યાયમૂર્તિ કેન્ડી સાથેની ચર્ચા, ગોવર્ધનરામની માંદગી વખતે આનંદશંકરે લીધેલી મુલાકાત, માંદા-નબળા મનઃસુખરામનું મુંબઈથી નડિયાદ ગોવર્ધનરામની માંદગી દરમિયાન ગોવર્ધનરામને જોવા આવવું વગેરે પ્રસંગોની રજૂઆત હૃદયંગમ છે. ગોવર્ધનરામના અંતસમયનું વર્ણન પણ હૃદયદ્રાવક છે. ક્રોધચાંડાલથી અપવિત્ર થતાં સ્નાન કરતા ધીરજરામ, 'મરતાને મેર કહે નહિ એવા ભલા' માધવરામ, વ્યવહારનિપુણ અડગ સાહસિક શિવરામ, મમતાળુ મનઃસુખરામ વગેરેનાં વ્યક્તિચિત્રો પણ ઉઠાવદાર બન્યાં છે. શૈલીની શિષ્ટતા, પ્રૌઢતા અને વિષયાનુકૂળતા, વૈજ્ઞાનિકની વિશદતા તથા નર્મ-મર્મનું યથોચિત ગુંફન આ ગ્રંથને મનોહર ચરિત્રકૃતિ બનાવે છે.

કાન્તિલાલ પંડયાએ આપેલું ગોવર્ધનરામનું ચિત્ર ગુણૈકદર્શી છે. ગોવર્ધનરામના જીવન અને જીવનકાર્ય પ્રતિ પૂજ્યભાવથી જોનાર ચરિત્રકારે ગોવર્ધનરામને 'બુદ્ધિ, રસ, ભાવના તથા નીતિ ચારેના ભંડારરૂપ' તેમ જ અનેક ગુણોના વિશિષ્ટ સંગમ-સ્થાન-રૂપે વર્ણવ્યા છે એટલું જ નહિ, પણ તેમણે કહ્યું છે કે "તેમના દોષો પણ એમના ગુણમાંથી જન્મતા હતા... .એમની ભૂલો થતી તે પણ સૂક્ષ્મ હૃદયથી તથા પોતે કાંઈક સારું લાગેલું તે કરવા જતાં થયેલી હતી."[૧]

ગોવર્ધનરામની અભ્યાસ-પદ્ધતિની કાન્તિલાલે પ્રશંસા કરી છે પણ

૧. કા. છ. પંડયા, 'શ્રીયુત ગોવર્ધનરામ', પૃ. ૧૪૧-૧૪૨.

તેમની એ તેમણે પદ્ધતિ બતાવી નથી; જો એમ કર્યું હોત તો અન્યજનોને તે બહુ ઉપયોગી થઈ પડત. ગોવર્ધનરામનાં પ્રથમ પત્ની હરિલક્ષ્મી જેમના અવસાનથી ગોવર્ધનરામને કારમો ઘા લાગ્યો તેમનો તથા ગોવર્ધનરામનાં બીજીવારનાં પત્ની લલિતાગૌરીનો પરિચય પણ પ્રમાણમાં બહુ ઓછો મળે છે. વિષયના સ્વરૂપને અનુકૂળ થવા જતાં શૈલી 'સર્વ પ્રકરણોમાં એક સરખા પ્રકારે સચવાઈ નથી' એ તો લેખક પોતે પણ જાણે છે. આને પરિણામે સામાન્ય જનસમૂહ આ ચરિત્રનો પૂર્ણ આસ્વાદ લઈ શકે એવું એ બન્યું નથી.

આમ છતાં, ગૂજરાતી ચરિત્રવાઙ્મયમાં 'શ્રીયુત ગોવર્ધનરામ'નું સ્થાન સને ૧૯૧૦ સુધીમાં રચાયેલાં ચરિત્રોમાં ગુણદૃષ્ટિએ પ્રથમ મુકાવા પાત્ર છે. ચરિત્રનાયક સંબંધી પરિપૂર્ણ માહિતી આપતું, એમનો સર્વાંગીણ વિકાસ દર્શાવતું, એના જીવન અને કાર્યનું મૂલ્યનિરૂપણ કરતું શૈલીની શિષ્ટતા સાચવતું, ચરિત્રના આદર્શની લગભગ બધી અપેક્ષાઓને સંતોષતું, અભ્યાસપૂર્ણ, વ્યવસ્થિત—અલબત્ત વિક્ટોરિયન લેખનપદ્ધતિએ રચાયેલું, આ પ્રથમ શિષ્ટ ગુજરાતી ચરિત્ર છે. નર્મદથી શરૂ થયેલા ચરિત્રના સાહિત્યસ્વરૂપને 'શ્રીયુત ગોવર્ધનરામ' સ્થિર કરે છે અને ગૂજરાતી ચરિત્ર-વાઙ્મયના વિકાસનું દર્શન કરાવતું એક સ્મરણીય સીમાચિહ્ન એ બની રહે છે.

### 'નંદશંકર જીવનચિત્ર'

સ્વજને લખેલું એવું નોંધપાત્ર જીવનચરિત્ર 'નંદશંકર જીવનચિત્ર' (૧૯૧૬) છે. એના લેખક છે નંદશંકરના પુત્ર વિનાયક મહેતા. ચરિત્રનિરૂપક ચરિત્રનાયકના પુત્ર હોવાથી ચરિત્રનાયકના જીવનસંબંધી સૌથી વિશેષ પ્રમાણભૂત હકીકતો આપણને મળે એ સ્વાભાવિક જ છે. આ જીવનચિત્રમાં —ચરિત્રમાં નહીં, વિનાયક મહેતાએ નંદશંકરની કારકિર્દીના 'ઉદય', 'મધ્યાહ્ન' અને 'નિવૃત્તિ' એવા ત્રણ વિભાગ પાડ્યા છે. તેમણે નંદશંકરને સુરતમાં શિક્ષક, અંકલેશ્વર, ધંધૂકા, દેવગઢબારિયા અને લુણાવાડાના મહેસૂલી અધિકારી, કચ્છના દીવાન, ગોધરા અને રાજપીપળાના સંયુક્ત કારભારી (જોઈન્ટ એડમિનિસ્ટ્રેટર), નાયબ પોલિટિકલ એજન્ટ અને નિવૃત્તિ લઈ છેલ્લાં પંદર વર્ષોમાં સુરતમાં ઘેર વસતા કુટુંબપૂજ્ય વડીલ તરીકે વિગતે આલેખ્યા છે.

કુળવર્ણન આપતાં ચરિત્રનાયકના માતૃ-પિતૃ-પક્ષની કેટલીક વિલક્ષણ વ્યક્તિઓના પરિચયોથી શરૂ કરી નંદશંકરનો વ્યક્તિવિકાસ દર્શાવતાં એ જમાનાની કેટલીક વ્યક્તિઓનાં રેખાચિત્રો પણ લેખકે આપ્યાં છે. તેમણે

સુરતનું ગૌરવ, આગ, રેલ, અને એમની અસર, સુરતનું લોકજીવન, ૧૮૫૭ના બળવાની અસર, સુરતની વ્યાપારપ્રવૃત્તિ અને સટ્ટાની ખુવારી વગેરેનો આબેહૂબ ચિતાર આપ્યો છે અને વાંચનાર સમક્ષ તે જમાનાનું ચિત્ર ઊભું કર્યું છે. નંદશંકરના બાળ-માનસ ઉપર તે સમયની પડેલી અસરરૂપે સુરતનું આ ચિત્ર 'કરણઘેલા'માં કેવી રીતે રૂપાન્તર પામે છે તે પણ તેમણે જણાવ્યું છે.

આ ચરિત્રમાં વ્યક્તિચિત્ર યુગચિત્ર આગળ ઝાંખું પડે છે. સુરત શહેરના શિક્ષિત સમાજની ૧૮૫૦થી ૧૮૭૦ સુધીની મંથનમય પરિસ્થિતિ, સુરતની જાહોજલાલી, સુરતની અવદશા, આગ, રેલ, આગ-રેલની અસર, વહેમી લોકમાનસ, સુરતનું બેપરવાઈભર્યું સહેલાણી જીવન, ખાણીપીણીનો અને સંગીતનો અનુરાગ, જાહિરદારીનો શોખ, મિથ્યા કુળમોટપ અને તેને પરિણામ દેવું, કમાણીની ન્યૂનતા અને અવદશા, પ્રજાની દીનહીન સ્થિતિ, દ્રવ્યનો લોભ અને સટ્ટાએ કરેલી પાયમાલી, અંગ્રેજી રાજસત્તાનો ચાહકવર્ગ, સમાજસુધારકોનું કાર્ય, તે સમયના રીતરિવાજો અને માન્યતાઓ વગેરેનું હૂબહૂ ચિત્ર વિનાયક મહેતાએ આપ્યું છે. તત્કાલીન યુગચિત્રનું સચોટ આલેખન આ ચરિત્રનો એક મોટો ગુણ ગણી શકાય, પણ એ બન્યું છે તે તો ચરિત્રનાયકના વ્યક્તિત્વનિરૂપણને ભોગે!

આ સમયચિત્ર કેટલીક સમકાલીન વ્યક્તિઓમાં કર્તવ્ય અને આચાર-વિચારનો પરિચય આપવાથી વધારે સ્પષ્ટ સ્વરૂપે આલેખી શકાશે એમ માનતા હોવાથી વિનાયક મહેતાએ કેટલાંક વ્યક્તિ ચિત્રો રજૂ કર્યાં છે, અને તેમાં તેમણે પ્રશંસાપાત્ર સફળતા મેળવી છે. ચરિત્રનાયકના માતૃપિતૃ-પક્ષની કેટલીક વિલક્ષણ વ્યક્તિઓ, નંદશંકરના શિક્ષકો, તેમના સહાધ્યાયીઓ સમકાલીન સુધારકો, સાહિત્યકારો, અંગ્રેજ ન્યાયાધીશો અને અધિકારીઓનાં વ્યક્તિચિત્રોનું આલેખન સજીવ છે. ભાવનાશાળી. સરળ ગૃહિણી નંદગૌરી, સુધારાનો સજ્જ થયેલો સાહસિક લડવૈયો 'ગુજરાતનો બાયરન'—નર્મદ, વહેમોના ખંડક દુર્ગારામ મહેતાજી, 'સુધારારૂપી ઉકરડાનું રતન' કહેવાતા માધુર્યમૂર્તિ નવલરામ, ટીખળી તુળજારામ, તરવૈયા કેશવરામ અને સટ્ટાના શહેનશાહ પ્રેમચંદ રાયચંદનાં ચિત્રો ઉઠાવદાર અને ચિરસ્મરણીય છે. નંદશંકરનું પણ અહીં વ્યક્તિચિત્ર જ મળે છે, જીવનચરિત્ર નહિ. એટલે જ આ કૃતિને નંદશંકરના વ્યક્તિત્વનું અને યુગનું 'ચિત્ર' કહેવું વિશેષ ઉપપન્ન છે, 'ચરિત્ર' નહિ.

શિક્ષક તરીકે, મહેસૂલી અધિકારી તરીકે, એજન્સીના હોદ્દેદાર તરીકે કે

દેશી રાજ્યના સેવક તરીકે નોકરી કરતાં નંદશંકરે સરળતા, સૌજન્ય, ન્યાયપ્રિયતા અને કર્તવ્યપરાયણતા કેવી રીતે દર્શાવ્યાં તેનો ખ્યાલ ચરિત્રકારે ચરિત્રનાયકના વ્યક્તિત્વદ્યોતક પ્રસંગોનું નિરૂપણ કરવા કરતાં ચરિત્રનાયકના ગુણવર્ણનથી જ વિશેષે કરીને આપ્યો છે. એટલે ચરિત્રનાયકનું પૂર્ણ વાસ્તવિક ચિત્ર વાંચનારના દૃષ્ટિફલક ઉપર ખડું થઈ શકતું નથી. નંદશંકર શિક્ષકસ્વરૂપે, એજન્સી અને દેશીરાજ્યના નોકર તરીકે એને છેવટે સુરતમાં નિવૃત્તિનિવાસ કરતા નાગરિક-રૂપે અસ્પષ્ટ રહે છે. એમના આંતરિક જીવનનું પણ અહીં અલ્પ દર્શન જ કરી શકાય છે. ચરિત્રનાયકના કાર્યની પણ રૂપરેખા જ આપણને મળે છે, તેમના આંતર વિકાસનું સચોટ નિરૂપણ કે તેનું વિવેચન નહિ. તે ઉપરાંત, નંદશંકરના સાહિત્યનું પણ વિનાયક મહેતા અનાસક્ત મૂલ્યાંકન કરી શક્યા નથી.

વિનાયક મહેતાએ આ 'જીવનચિત્ર' લખવા માટે જે પદ્ધતિ સ્વીકારી છે તે ઉપયુક્ત નથી. જે કંઈ સામગ્રી એમની પાસે છે તેનો ચરિત્રને આવશ્યક કલાસ્વરૂપ પ્રમાણે સુશ્લિષ્ટ વિનિયોગ એ કરી શક્યા નથી. આ ઉપરાંત, અહીં જે વર્ણન તથા જૂજ પ્રસંગો આપણે જોઈએ છીએ તેમાં પણ ચરિત્રકાર ચરિત્રનાયકના પુત્ર હોવાથી તેમણે કરેલું નંદશંકરના વ્યક્તિત્વનું આલેખન પક્ષપાતરહિત નથી. કૃતિની સંકલના શિથિલ છે. "પોતે એમ કહેતા હતા" એમ કહી લાંબાં અવતરણો મૂકવાની ટેવ, કંડિકા પાડવાની પદ્ધતિનો અભાવ, સેળભેળ કરી નાખેલી વિગતો, વચ્ચે વચ્ચે લેખકે મૂકેલા ગદ્યાપચીશી અને અન્ય બાબતો વિશે પોતાનાં મંતવ્યો, અંગ્રેજી પત્રો, વારંવાર આવતા અપરિચિત ફારસી શબ્દો, ગ્રીક સંસ્કૃત જર્મન અને અંગ્રેજી સાહિત્ય અને જીવનના પ્રસંગો સાથેની સરખામણીઓ તેમ જ ગુજરાતી, સંસ્કૃત અને ફારસી અવતરણો આ ચરિત્રને લોકભોગ્ય નહિ પણ વિદ્વદ્ભોગ્ય બનાવી નાંખે છે. ક્વચિત્ કોઈ પ્રસંગમાં કે વ્યક્તિચિત્રમાં આવતા નર્મ-મર્મ રણદ્વીપની ગરજ સારે છે. 'નંદશંકર જીવનચિત્ર'નું મૂલ્ય અને સ્થાન ગુજરાતી ચરિત્રવાઙ્મયમાં રહેશે જ અને તે તેમાં આવતાં રસિક વ્યક્તિચિત્રોને લીધે તેમ જ ચરિત્રનાયકની છબીની પૃષ્ઠભૂ તરીકે તેમાં આલેખાયેલા સુરતના સમયચિત્રને લીધે.

### 'અંબાલાલભાઈ'

પંડિતયુગની છેલ્લી ગણનાપાત્ર ચરિત્રકૃતિ બળવંતરાય કલ્યાણરાય ઠાકોરકૃત 'અંબાલાલભાઈ' (૧૯૧૮) છે. આ પુસ્તક દી.બ. અંબાલાલ

સાકરલાલ દેસાઈના જીવનનો ક્રમિક વિકાસ આલેખતું જીવનપ્રસંગોયુક્ત, સુસંકલિત, સર્વાંગસંપૂર્ણ ચરિત્ર નહિ, પણ તેમના માનસ, પ્રકૃતિ અને વ્યક્તિલક્ષણોનું ચિત્ર આપતો ચિંતનાત્મક ચરિત્રનિબંધ છે. બળવંતરાય અંબાલાલભાઈના વ્યક્તિત્વ અને વિચારસૃષ્ટિનો પરિચય આપી તેમની સમીક્ષા કરે છે. બળવંતરાયે અંબાલાલભાઈના બાહ્યજીવનની વિગતો આપવા કરતાં તેમનાં હૃદયસંપત્તિ અને બુદ્ધિવૈભવનો પરિચય કરાવી, તેમના અનન્ય ચારિત્ર્ય-બલને છતું કરી આપવું ઇચ્છ્યું હોય તેમ જણાય છે. અંબાલાલભાઈના વ્યક્તિત્વનું નિરૂપણ કરતાં બળવંતરાય ઠાકોરે અંબાલાલભાઈનાં પરિસ્થિતિ, વીતક અને વિચાર ત્રણેયનો ખ્યાલ રાખી તેમના ગુણ અને દોષ પોતાથી સમજવામાં આવ્યા તેવા દર્શાવ્યા છે. અંબાલાલભાઈના સ્વાશ્રય, અણીશુદ્ધ પ્રામાણિકતા, નિયમિતતા, નમ્રતા, નિખાલસતા, ન્યાયપ્રિયતા, નીડરતા, સદાચારનિષ્ઠા, સ્વદેશપ્રીતિ, સૌજન્ય, સ્વતંત્ર વિવેકશક્તિ, પ્રભાવ, કર્તવ્ય-પરાયણતા, બુદ્ધિની તીક્ષ્ણતા, મનોબળ, અજબ સ્મૃતિ, વિશાળ જ્ઞાન, અનુભવલભ્ય વ્યવહારદક્ષતા વગેરે સદ્‌ગુણો બતાવ્યા પછી કડકપણું અને ક્રોધ જેવા તેમના પ્રકૃતિદોષ બતાવવાનું પણ તે ચૂક્યા નથી. બળવંતરાયે અંબાલાલભાઈની સફળતાઓનો તેમની આકાંક્ષાઓની સાથે મુકાબલો કરી નિષ્પક્ષપાત દૃષ્ટિથી તેમની નિષ્ફળતાનાં કારણો પણ ગણાવ્યાં છે. અંબાલાલભાઈના માનસનું દર્શન કરાવવા ઉચિત પ્રસંગો કોઈક વાર ઉદાહરણરૂપે બળવંતરાયે રજૂ કર્યા છે પણ તેમનું વલણ વિશેષતઃ વિગત પ્રચુર વર્ણનદ્વારા ચરિત્રનાયકનાં વ્યક્તિત્વ, વ્યવસાય, આશય અને મંતવ્યોનું નિદર્શન કરવા તરફ રહ્યું છે.

અંબાલાલભાઈની સત્યનિષ્ઠ, સ્વદેશહિતૈષી વિચારસરણીની સમીક્ષા કરતાં બળવંતરાયે ધર્મ, કેળવણી, સાહિત્ય, સામાજિક સુધારો, રાજ્ય-વહીવટ, અર્થકારણ, સ્વદેશસેવા વગેરે સંબંધી અંબાલાલભાઈના વિચારોની માહિતી આપી તેનું સાદર પણ સમતોલ મૂલ્યાંકન કર્યું છે. બ. ક. ઠાકોરની રજૂઆત અહીં વિગતપ્રચુર, પૃથક્કરણશીલ, સર્વગ્રાહી, સંકુલ, સૂત્રાત્મક અને એકવિધ છે. ગોવર્ધનરામની 'લીલાવતી જીવનકલા'નું સ્મરણ કરાવે તેવા પ્રકારનો આ ચરિત્રનિબંધ અંબાલાલભાઈના વ્યક્તિત્વને સમજવા માટે અતિ કીમતી સાધન છે, એટલું જ નહિ ચરિત્રલેખનનો આદર્શ પણ કેટલેક અંશે એ શીખવી જાય તેવો છે.[1]

---

૧. આ ચરિત્રનિબંધ વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોરના 'દી.બ. અંબાલાલ સાકરલાલ દેસાઈનાં ભાષણો અને લેખો' એ સંગ્રહમાં તેના પ્રવેશક તરીકે ઈ. સ. ૧૯૧૮માં પ્રથમ પ્રકટ થયો હતો. તેને ૧૯૨૮ માં પ્રથમવાર છૂટો છાપવામાં આવ્યો હતો.

વિષયક ચરિત્રગુચ્છની શ્રેણીમાં પ્રગટ થયેલાં બધાં ચરિત્રો બાલભોગ્ય, સરળ ભાષામાં કાળજીપૂર્વક લખાયાં છે. તેમની ઉપકારકતા બાળકોને વ્યક્તિ-વિશેષોનાં જીવન અને કાર્યથી પરિચિત કરી પ્રેરક વાચન પૂરું પાડવામાં રહેલી છે.

પંડિતયુગના ચરિત્રસાહિત્યની નોંધપાત્ર કૃતિઓ જોયા પછી, સંખ્યામાં ઠીક કહેવાય એવી છતાં અતિ સામાન્ય કૃતિઓના તેમના નાયકના કાર્યક્ષેત્રના પાયા ઉપર જૂથ પાડી તેમનું સમગ્રતયા અને તાત્ત્વિક મૂલ્યાંકન કરીએ. આ યુગમાં હિન્દુ, મુસ્લિમ, અને પારસી ધાર્મિક પુરુષોનાં કેટલેક ચરિત્રો ચરિત્રનાયકના જીવનની ચમત્કાર-મિશ્રિત હકીકતો પ્રશસ્તિરૂપે આપી તેમના જીવનકાર્ય અને સિદ્ધાંતોનો પરિચય કરાવે છે. તેમની સાહિત્યિક વિશેષતા અલ્પ છે. પંડિતયુગમાં દાદાભાઈ નવરોજજી, ગોપાલકૃષ્ણ ગોખલે, લોકમાન્ય બાલગંગાધર ટિળક અને મોહનદાસ કરમચંદ ગાંધી જેવા લોકસેવકોનાં પણ ચરિત્રો રચાવાની શરૂઆત થાય છે. આ યુગમાં દાદાભાઈ નવરોજજીનું જીવન ચરિત્રકારોનો સૌથી વિશેષ પ્રિય વિષય થઈ પડ્યું હતું. આ યુગમાં દાદાભાઈનાં ચાર ચરિત્ર લખાયાં છે, પણ ચરિત્રનિરૂપણની કોઈ વિશેષતા આ કૃતિઓ બતાવતી નથી. આ ચાર ચરિત્રો એવું પુરવાર કરવાને પૂરતાં છે કે ચરિત્રનાયક અતિ લોકપ્રિય વ્યક્તિ હોય તેમ છતાં માત્ર હકીકતોનો ખડકલો કરવાથી ચિરકાલીન આકર્ષણ ઉપજાવે તેવી કૃતિનું નિર્માણ થઈ શકતું નથી.

કેળવણીકારો અને વૈદ્યોને પણ લોકસેવક જ ગણવા જોઈએ વિદ્યાગૌરી નીલકંઠનું 'પ્રો ધોંડો કેશવ કર્વેનું ચરિત્ર' (૧૯૧૬) પ્રો. કર્વેનો પ્રેરક અને માર્ગદર્શક પરિચય આપે છે. પ્રાણજીવન હરજીવન શાસ્ત્રીનું 'સદ્‌ગત વૈદ્ય પ્રભુરામ જીવનરામ' (૧૯૦૨) ચરિત્રનાયકે વૈદ્ય તરીકે આયુર્વેદવિદ્યાની કરેલી સેવાનું વિગતવાર વર્ણન અને મૂલ્યાંકન કરે છે. ડૉ. હીરાલાલ ગોપાળદાસ દેસાઈનું ધમીજવાળા વૈદ્યનું ચરિત્ર 'શ્રીયુત બાપુરામ' (૧૯૧૪) ચરિત્રનાયકે આત્મબળથી પ્રેરાઈ કેવી આત્મોન્નતિ અને અર્થપ્રાપ્તિ કરી તે જણાવે છે.

'રા. બ. રણછોડલાલ છોટાલાલ સી.આઈ.ઈનું જન્મચરિત્ર '(૧૮૯૯)માં ભગવાનલાલ ર. બાદશાહે પ્રમાણભૂત હકીકતો મેળવી, ચરિત્ર-નાયકે અમદાવાદ મ્યુનિસિપાલિટીના અને મુંબઈ ધારાસભાના સભ્ય તરીકે કરેલાં લોકહિતનાં

કાર્યો વર્ણવ્યાં છે, પણ તેમના વ્યક્તિજીવનનો પરિચય નહિવત્ આપ્યો છે. ઠાકરશી કુટુંબના તથા બીજા ધનપતિઓ અને ઉદ્યોગપતિઓનાં ચરિત્રો આ લક્ષ્મીનંદનો સ્વાશ્રયથી પોતપોતાના ઉદ્યોગક્ષેત્રમાં કેવી રીતે આગળ વધ્યા અને જ્ઞાતિસેવા, દેશસેવા અને પરોપકારનાં તેમણે કેવાં કાર્યો કર્યાં તે વિષે માહિતી પૂરી પાડે છે.

વસનજી રા. જોષીનું લીંબડીના ઠાકોરનું 'શ્રી યશવંત જીવનચરિત્ર' (૧૮૯૬), વિશ્વનાથ ગો. દ્વિવેદીનું 'સ્વ. જામ શ્રી. જશવંતસિંહજીનું જીવનચરિત્ર' (૧૯૦૬) બંને રાજવીઓનાં બાળપણ, શિક્ષણ અને પ્રવાસ વિષે માહિતી આપે છે અને તેમની લોક-કલ્યાણ કરવાની સ્પૃહા વર્ણવી, તેમણે કરેલાં પરોપકારી કાર્યોની પ્રશંસા કરે છે. આ બંને ચરિત્રનાયકોનું રાજવીરૂપે પ્રશસ્ત્યાત્મક દર્શન થાય છે. ભવાનીશંકર નરસિંહભાઈએ ૧૮૮૭માં ભાવનગરના દીવાન ગૌરીશંકર ઉદયશંકર ઓઝા—ગગા ઓઝાનું અને ૧૮૯૭માં જૂનાગઢના દીવાન અનંતજી અમરચંદ વસાવડાનું ચરિત્ર રચ્યું છે. બંને કૃતિઓ તેમના ચરિત્રનાયકની ધાર્મિકવૃત્તિ અને રાજકીય કાબેલિયતની પ્રશસ્તિઓ છે.

સ્ત્રીઓનાં ચરિત્ર પણ આ યુગમાં લખાયાં છે. તેમાં સૌથી વધુ મહત્ત્વની કૃતિ 'લીલાવતી જીવનકલા' આપણે પહેલાં જોઈ ગયા છીએ. પ્રભુલાલ જીવનરામ વૈદ્યે તેમનાં પત્નીનું જીવનચરિત્ર 'જયાકુંવર' (૧૮૯૬) લખી પ્રસિદ્ધ કર્યું છે. તે સમયના જૂનવાણી જમાનાનો એ સારો ખ્યાલ આપે છે, અને વર્તમાન યુગમાં એ વંચાય તો આપણા સમાજે ત્યાર પછી સાધેલી પ્રગતિનો ખ્યાલ તે આપી શકે. અનંતલાલ ત્રિ. વૈષ્ણવે સુમતિબહેનના હૃદયમાં ઈશ્વરભક્તિભાવનો વિકાસ કેવી રીતે થયો તે 'અ. સૌ. સુમતિબહેનની આત્મોન્નતિ'(૧૯૧૨)માં દર્શાવ્યું છે. 'સૌભાગ્યવતીનું સંસારચિત્ર' (૧૯૨૦) શ્રીમતી માણેકબાઈ કહાનજી ધરમશી કેવી રીતે ભણ્યાં અને શ્રાં સામાજિક કાર્યકર્તા તરીકે સ્ત્રીસમાજને કેવાં ઉપકારક થઈ પડ્યાં તે બતાવે છે.

પારસી લેખકોએ પણ તેમની કોમનાં સ્ત્રીપુરુષોનાં ચરિત્ર રચી ચરિત્રનાયકોની કારકિર્દી, વ્યક્તિગત ગુણો, તેમણે કરેલી સખાવત અને કોમની તેમ જ દેશની સેવાનાં કાર્યોની વિગત પણ આપી છે.

જુદી જુદી અથવા એક જ ભાષાનાં એક કરતાં વધારે પુસ્તકોનો આધાર લઈ, તેમનું સારદોહન કરી, પોતાની શક્તિ પ્રમાણે આલેખન કર્યું હોય

એવાં મુખ્યત્વે માહિતીપ્રધાન, સરળ ભાષાવાળાં પચીશેક ચરિત્રો પંડિત-યુગમાં —સાક્ષરયુગમાં પ્રગટ થયાં છે. આવા પ્રયાસોમાં મણિલાલ નથુભાઈ દોશીનું 'બુદ્ધચરિત્ર' (૧૯૧૧) સૌથી વિશેષ સહજ નીવડ્યું હતું (સને ૧૯૧૧ થી '૧૯ સુધીમાં એની પાંચ આવૃત્તિ થઈ હતી અને ૬૪૦૦ નકલનું વેચાણ થયું હતું.) તેનું કારણ લેખકે કરેલી ઉચિત પ્રસંગ-પસંદગી અને તેમનું અતિ સરળ આલેખન છે. લેખક જાણે નવલકથા લખતા હોય એમ બધું પ્રસંગોની પરંપરા અને સંવાદરૂપે જ રજૂ કરે છે, જોકે તેમનું ઉપદેશક વલણ દેખાઈ આવ્યા સિવાય રહેતું નથી. આ જ લેખકનું એ જ ધાટીએ લખાયેલું બીજું નાનું આકર્ષક પુસ્તક 'ગુરુ નાનક' (૧૯૧૦) છે.

બીજા આવા પ્રયાસોમાં ઇચ્છારામ સૂર્યરામ દેસાઈનું 'વિક્ટોરિયાનું ચરિત્ર' (૧૮૮૭), ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈનું 'બેન્જામિન ફ્રૅંકલીન' (૧૮૯૫), શારદાબહેન મહેતાનું 'ફ્લોરેન્સ નાઈટીંગલ' (૧૯૦૭), શિવપ્રસાદ દલપતરામ પંડિતનું 'ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર' (૧૯૧૧) ગણાવી શકાય.

પંડિતયુગમાં સામયિકોમાં પ્રગટ કરવામાં આવેલા વ્યક્તિવિશેષોના પરિચયોમાં ત્રૈમાસિક પત્ર 'સમાલોચક'માં જુલાઈ ૧૯૦૪થી સપ્ટેમ્બર ૧૯૧૧ના સમય દરમ્યાન 'વિદ્યમાન ગુર્જર ગ્રંથકારો' શીર્ષક નીચે અપાયેલા સાહિત્યકારોના પરિચય ધ્યાન ખેંચે તેવી લેખમાલિકા છે.

આ ઉપરાંત, life-sketches—જીવનરેખાઓના સંગ્રહો પણ લખવાનું પણ આ પંડિતયુગમાં શરૂ થાય છે. 'ગુજરાત હિન્દુ અગ્રેસર મંડળની ચિત્રાવલી'-(૧૮૮૯)માં કેશવલાલ હરિવિઠ્ઠલદાસે ગુજરાતના કેટલાક ધનપતિઓ, સુધારકો અને સાહિત્યકારોનાં જીવન અને કાર્ય વિશે ઉપયોગી માહિતી જેમાં આપી છે તે 'ગ્રંથ અને ગ્રંથકાર'નું સ્મરણ કરાવે એવું પુસ્તક છે. કેશવજી વિશ્વનાથ ત્રિવેદીએ 'ચરિત્રચંદ્રિકા'(૧૮૯૫)માં સંતો, સાહિત્યકારો અને સમાજ-સુધારકોનાં સંક્ષિપ્ત જીવનવૃત્તાંતો આપ્યાં છે. 'સચિત્ર-સાક્ષર-માલા'-(૧૯૧૨)માં જયસુખરાય જોષીપુરાએ એકસોબાણું સાહિત્યકારોનાં સાહિત્યજીવન વિષે માહિતી આપી છે. 'ગ્રંથ અને ગ્રંથકાર' શ્રેણી શરૂ થઈ તેના કરતાં અઢાર વર્ષ પહેલાં પ્રગટ થયેલો આ સંગ્રહ સાહિત્યરસિકો તેમ જ અભ્યાસીઓને એક સરખો ઉપયોગી થઈ પડયો હતો. કલ્યાણરાય વિઠ્ઠલરાય મહેતાનું 'મહાન શીખ ગુરુઓ' (૧૯૧૫) શીખ ધર્મગુરુઓનો પરિચય આપે છે.

વલ્લભજી સુંદરજી પૂંજાભાઈ કવિએ 'રાજનગરનાં રત્નો'(૧૯૧૮)માં અમદાવાદના અને 'મુંબઈના મહાશયો'(૧૯૨૦)માં મુંબઈનાં અગ્રગણ્ય

સ્ત્રી-પુરુષોના પરિચયો 'હુઝ હુ'—'Who's Who,' જેવા સંગ્રહની ઢબે આપ્યા છે. સાહિત્યની દૃષ્ટિએ એનું કોઈ મહત્ત્વ નથી; ઉદ્યોગના વિકાસને કદાચ આવાં પ્રકાશનો મદદરૂપ થતાં હશે કે તેમાં જેમનો પરિચય હોય તેમના 'અહમ્'ને પોષક નીવડતાં હશે.

## ઉપસંહાર

જાગૃતિયુગના ચરિત્રકારોએ ચરિત્રનાયક તરીકે કરસનદાસ મૂળજી અને દુર્ગારામ મહેતાજી જેવા સમાજ સુધારકો, એલેકઝાન્ડર કિન્લોક ફોર્બ્સ તેમ જ અરદેશર કોટવાલ જેવા પ્રજાહિતૈષી અમલદારો અને ગોકુળજી ઝાલા જેવા દીવાનને પસંદગી આપી હતી. આ ઉપરાંત, મહીપતરામે 'પાર્વતીકુંવર આખ્યાન' લખી કૌટુંબિક ચરિત્ર લખવાની શરૂઆત પણ કરી દીધી હતી તેમ છતાં ચરિત્રકારો માટે ચરિત્રનાયકની પસંદગીનું ક્ષેત્ર ઘણું મર્યાદિત હતું.

અંગ્રેજી કેળવણીનો પ્રારંભ થતાં ગુજરાતમાં સુધારો ફેલાવા લાગ્યો અને કેળવણી પામેલાં મનુષ્યોનો દૃષ્ટિફલક વિસ્તરવા લાગ્યો તેની સાથે ચરિત્રકારોની વિષય-પસંદગીનું ક્ષેત્ર પણ વિશાળ બનવા લાગ્યું. જાગૃતિ-યુગથી આપણે આગળ વધીએ છીએ તેમ આ પરિસ્થિતિનાં ચિહ્ન વધતાં દેખાય છે. પંડિતયુગના ચરિત્રકારોએ નવલરામ, ગોવર્ધનરામ અને નંદશંકર જેવા સાહિત્યકારોનાં, લીલાવતી, ગોવર્ધનરામ અને નંદશંકરનાં કૌટુંબિક, ગૌરીશંકર ઓઝા જેવા દીવાન, રાજકર્તાઓ, ધનપતિઓ, વૈદ્યો અને લોકસેવકોનાં જીવનનો પરિચય કરાવ્યો છે. અંગ્રેજી કેળવણી પામેલા, રાષ્ટ્રીય જાગૃતિ પામેલા લોકો માત્ર સમાજ સુધારાથી સંતોષ માની બેસી ન રહ્યા. તેમણે સ્વદેશોન્નતિ તરફ પણ નજર દોડાવી એટલે એ ક્ષેત્રમાં કામ શરૂ કરનાર દાદાભાઈ નવરોજી, બાળગંગાધર ટિળક, ગોપાલકૃષ્ણ ગોખલે અને મોહનદાસ ગાંધીનાં ટૂંકાં ચરિત્રો પણ લખાયાં. પારસીઓએ પણ પોતાની કોમની, નગરની અને બીજાં ક્ષેત્રોમાં પણ સેવા કરનાર પારસી સ્ત્રી-પુરુષોનાં ચરિત્રો પ્રગટ કર્યાં.

પંડિતયુગમાં ચરિત્રસાહિત્ય વિકાસ અને વૈવિધ્ય બંને સાધે છે. વૈવિધ્ય પરત્વે આ યુગમાં ચરિત્રકારની દૃષ્ટિ જીવનનાં અનેક ક્ષેત્રોમાં ફરી વળે છે અને ધાર્મિક પુરુષો, સમાજ-સુધારકો, સાહિત્યકારો, સ્વદેશ-સેવકો, લોકસેવકો, કેળવણીકારો, નામાંકિત વૈદ્યો, રાજકર્તાઓ, દેશી રાજ્યોના દીવાનો અને સ્ત્રીઓ એ સર્વનો એના વિસ્તૃત બનેલા ફલકમાં સમાવેશ કરી લે છે.

કલાવિકાસની દૃષ્ટિએ પંડિતયુગમાં ચરિત્રકાર ચરિત્રનાયકના જીવનના એક જ પાસાનું, એક જ દૃષ્ટિએ આલેખન કરવાને બદલે, તેના જાહેર કાર્યને

અદલે, એના જીવનકાર્ય ઉપરાન્ત એનું અંગત જીવન પણ આલેખવાના અને એને માત્ર સમાજ-સુધારક, સાહિત્યકાર કે કેળવણીકારરૂપે ન જોતાં એને માનવમૂર્તિ તરીકે ગણી એના જીવનનાં વિવિધ અંગોનું દર્શન કરાવવા તરફ પગલાં માંડે છે. ચરિત્રનાયકનું જીવનચિત્ર તેના જમાનાની પશ્ચાદ્‌ભૂમિ ઉપર આલેખવાથી એમાં વિશેષ વાસ્તવિકતા આવે એ પણ આ કાળમાં સમજાતું ગયું છે. 'નવલરામ લક્ષ્મીરામની જીવનકથા' જેવા ચરિત્રાત્મક અભ્યાસગ્રંથ, 'લીલાવતી જીવનકલા' અને 'શ્રીયુત ગોવર્ધનરામ' જેવી સુંદર વ્યક્તિચિત્ર આપતી કૃતિઓ અને સરસ યુગચિત્ર આપતું 'નંદશંકર જીવનચિત્ર' પંડિત-યુગની ખાસ સિદ્ધિઓ છે. ચરિત્રનો આદર્શ બની શકે એવી કૃતિઓ આપી ગુજરાતી ચરિત્રવાઙ્‌મયને તેણે ધીમે ધીમે સમૃદ્ધ કર્યું છે.

-

## પ્રકરણ છઠ્ઠું

# ગાંધીયુગનું ચરિત્રવાઙ્મય

## (૧૯૨૦-૧૯૬૫)

### પ્રાસ્તાવિક

ઈ. સ. ૧૯૧૪માં વિજયી સત્યાગ્રહી તરીકે ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હિંદ પાછા ફર્યા તે પહેલાં ૧૯૦૫ની સાલથી હિંદમાં લોકોમાં જાગૃતિ આવવા લાગી હતી. સને ૧૯૦૫માં હિંદના વાઈસરૉય લોર્ડ કર્ઝને વહીવટી કારણસર બંગાળાના ભાગલા પાડયા. અંગ્રેજ સરકારનું આ પગલું બંગાળાની પ્રજાને રાષ્ટ્રની પ્રગતિનું રોધક લાગ્યું. તેણે જોરશોરથી તેનો વિરોધ કરતી હિલચાલ શરૂ કરી. આખા હિંદમાં તેનો પડઘો પડયો. પહેલી જ વાર સ્વદેશીના પ્રચારની પ્રવૃત્તિ શરૂ થઈ અને બ્રિટિશ માલનો બહિષ્કાર પોકારવામાં આવ્યો. આ ચળવળના મુખ્ય નેતાઓ અરવિંદઘોષ, લાલા લજપતરાય બિપિનચંદ્રપાલ અને લોકમાન્ય ટિળક હતા. આ રીતે હિંદની પ્રજામાં જાગૃતિ આવતી જતી હતી. "સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક છે અને હું તે મેળવીશ" એવી ઘોષણા ટિળકે ૧૯૧૪માં કરી હતી. એ જ વર્ષમાં ગાંધીજીએ હિંદમાં આવી ૧૯૧૫માં અમદાવાદમાં 'સાબરમતી આશ્રમ'ની સ્થાપના કરી. તેમની વિચારસરણીની અસર આખા દેશ ઉપર પડવા લાગી અને દેશના વાતાવરણમાં પરિવર્તન આવવા લાગ્યું. ૧૯૧૪માં પહેલું મહાવિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. ૧૯૧૪માં ઇંગ્લાંડની પાર્લામેન્ટે આયર્લૅન્ડને સ્વરાજ આપવાનો કાયદો પસાર કર્યો, તે પહેલાં ૧૯૧૨માં દક્ષિણ ચીનમાં ડૉ. સુનયાત્ સેનના પ્રમુખપદે પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું હતું. ૧૯૧૭માં રશિયામાં ક્રાન્તિ થઈ. ૧૯૧૮માં પ્રથમ મહાવિશ્વવિગ્રહ પૂરો થતાં હિંદવાસીઓને રાજકીય સ્વાતંત્ર્ય અને આર્થિક વિકાસનો પરસ્પર સંબંધ સમજાયો. ૧૯૧૮માં ખેડાસત્યાગ્રહ થયો. ૧૯૧૬માં શ્રીમતી એનિબિસંટે 'હોમ રુલ લીગ'ની સ્થાપના કરી, 'હોમ રુલ' ચળવળ શરૂ કરી. એ જ સાલમાં સરકારે પ્રજાને 'મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા' આપ્યા. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ તે ફેંકી દીધા. પહેલા વિશ્વયુદ્ધ દરમ્યાન હિંદની પ્રજાએ ઇંગ્લાંડની સરકારને આર્થિક તેમ જ સૈનિકોની બહુ કીમતી મદદ કરી હતી, તેથી યુદ્ધ પૂરું થશે એટલે હિંદને વધારે રાજકીય સ્વતંત્રતા મળશે એવી અપેક્ષા લોકોએ રાખી હતી. તેને બદલે 'રોલેટ

ઍક્ટ' પસાર કરવામાં આવ્યો અને આખા હિંદનું વાતાવરણ બહુ ઉગ્ર બન્યું. ગાંધીજી મોખરે આવ્યા, તેમણે દક્ષિણ આફ્રિકામાં કર્યું હતું તેમ સત્યાગ્રહની લડત ઉપાડવાનો નિશ્ચય કર્યો. સરકારે ભડકીને દમનનાં આકરાં પગલાં ભરવા માંડ્યાં. ૧૯૧૯ના માર્ચમાં અમૃતસરના જલિયાંવાલા બાગમાં જનરલ ડાયરે ગોળીમાર અને અત્યાચાર કર્યા. મુસ્લિમોએ પણ ખિલાફતનો પ્રશ્ન લઈ સરકાર સાથે અસહકાર કરવાનું નક્કી કર્યું. ૧૯૨૦માં શરૂ થયેલા 'નવજીવન' દ્વારા ગાંધીજીની ભાવનાઓ પ્રગટ થઈ અને તેમને પ્રજાએ અપનાવવા માંડી. એને પરિણામે ધર્મ, સમાજ, સાહિત્ય, સંસ્કૃતિ, રાજકારણ અને સ્ત્રીજીવન પ્રત્યેકનાં મૂલ્યાંકનમાં આમૂલગામી દૃષ્ટિપરિવર્તન થવા લાગ્યું. જનતામાં નવું ચેતન આવવા લાગ્યું. સાહિત્યકારો પોતાની દૃષ્ટિ દરિદ્રો, દલિતો, પીડિતો, શોષિતો, અસ્પૃશ્યો અને ગ્રામવાસીઓ તરફ ફેરવવા લાગ્યા, અને એને પરિણામે સાહિત્ય જીવનલક્ષી બનવા લાગ્યું તથા વાસ્તવદર્શી થવા લાગ્યું. વિશ્વની પરિસ્થિતિએ હિંદી પ્રજાની રાજકીય મહત્ત્વાકાંક્ષાને પણ ઉત્તેજી હતી. ૧૯૨૨માં 'ગુજરાત વિદ્યાપીઠ'ની સ્થાપના થઈ એટલે ગુજરાતી ભાષાની ભક્તિ અને ભાષાપ્રેમનું વાતાવરણ વિશેષ જામવા માંડ્યું. 'ગુજરાત વિદ્યાપીઠ'માં જમા થયેલા વિદ્વાનોએ ગુજરાતના બૌદ્ધિક જીવનમાં પણ જાગૃતિ પ્રેરી, અને તેની અસર ગુજરાતી ભાષાના ચરિત્રવાઙ્મય ઉપર પણ થઈ. કિશોરલાલ મશરૂવાળાએ નવી દૃષ્ટિથી ચરિત્રનિરૂપણ કરવાની શરૂઆત કરી.

## કિશોરલાલ મશરૂવાળાનું કાર્ય

કિશોરલાલ મશરૂવાળાએ 'રામ અને કૃષ્ણ' (૧૯૨૩), 'બુદ્ધ અને મહાવીર' (૧૯૨૩), 'ઈશુ ખ્રિસ્ત' (૧૯૨૫), અને 'સહજાનંદ સ્વામી' (૧૯૨૩) એમ ચાર ચરિત્ર કૃતિઓ રચી છે. એમાંની પહેલી ત્રણ 'અવતાર-લીલા લેખમાળા'ના મણકારૂપે પ્રગટ કરવામાં આવી હતી.* એમાં દેવ-અવતાર ધર્મવિભૂતિ મનાતા રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર અને ઈશુની મહત્તા—પૂજા, પૂજ્યપાત્રતાનું બૌદ્ધિક ભૂમિકા પર પૃથક્કરણ કરી તેનું રહસ્ય સમજાવતાં મશરૂવાળા જણાવે છે કે તેઓ અવતારધારી નહિ, પણ શક્તિશાળી મહાપુરુષો હતા. કિશોરલાલ કહે છે કે દરેક મનુષ્યમાં પરમાત્માની શક્તિ હોય છે, પણ મહાપુરુષો અને સામાન્ય માનવોમાં ફરક ફક્ત એટલો જ કે રામ, કૃષ્ણ,

* ૧૯૨૮ની સાલની બીજી આવૃત્તિથી 'અવતારલીલા લેખમાળા' નામ કાઢી નાખવામાં આવ્યું છે, પણ તેથી ચરિત્રનાયકો પ્રત્યેનું કિશોરલાલ મશરૂવાળાનું વલણ વધારે સ્પષ્ટ થયું છે.

બુદ્ધ, મહાવીર વગેરેએ એ આત્મશક્તિને બુદ્ધિપૂર્વક પૂર્ણપણે ઓળખી અને તેનું અવલંબન લઈ તેમનો ઉપયોગ ક્ષુદ્ર વાસનાઓ તૃપ્ત કરવા માટે ન કરતાં શુદ્ધ અંતઃકરણથી મહાન અને ઉદાર આશયો માટે કર્યો અને તેથી એમનાં વચનો અને આચરણ અનુકરણીય બન્યાં.

આ ત્રણેય કૃતિઓમાં ચરિત્રનાયકોના ટૂંકા જીવન-પરિચયો છે. મશરૂવાળાએ પ્રસ્તુત ચરિત્રનાયકોના જીવનપ્રસંગોનું મૌલિક દૃષ્ટિએ નિરૂપણ કર્યું છે. તેમણે વર્તમાનયુગની નવીન દૃષ્ટિએ પાત્રો અને પ્રસંગોનું અર્થદર્શન કરાવી તેમના જીવનકાર્યનું તટસ્થ મૂલ્યાંકન કર્યું છે. આ પંચ મહાવિભૂતિઓને અલૌકિક શક્તિથી બનેલી દર્શાવતી વાતો તેમણે વર્જ્ય ગણી છે, ચમત્કારિક રૂપકોને એમણે સાદી ભાષામાં સમજાવ્યાં છે અને કલ્પનાનિર્મિત કથાઓનો ત્યાગ કર્યો છે, તેમ છતાં એમાં કેટલીક અદ્‌ભુત રસની વાતો પ્રવેશ્યા વિના રહી નથી; પણ તેમને કલ્પિત કથાઓથી વિશેષ મહત્ત્વ આપવાની મશરૂવાળા ના પાડે છે.

'રામ અને કૃષ્ણ'માં રામચરિત્ર નિરૂપતાં વાલ્મીકિના 'રામાયણ'નો તથા ચિંતામણ વિનાયક વૈદ્યના 'શ્રીરામચરિત્ર'નો મશરૂવાળાએ આધાર લીધો છે, અને કૃષ્ણચરિત્ર રચતાં ચિંતામણ વૈદ્ય અને બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયનાં કૃષ્ણચરિત્રની મદદ લીધી છે. મશરૂવાળાએ રામના જીવનપ્રસંગોનું સુવિકસિત સ્વરૂપે આલેખન કરવા કરતાં 'રામાયણ'ની કથાને બહુ ટૂંકાણમાં કહી દેવાની વૃત્તિ વિશેષ રાખી છે. તેમણે રામને વ્યક્તિગત નીતિભાવના કરતાં સર્વગત નીતિભાવનાને વિશેષ મહત્ત્વ આપતા માણસાઈ અને ઉત્તમ પુરુષના આદર્શ તરીકે વર્ણવ્યા છે.

મશરૂવાળા બુદ્ધિનું જ પ્રામાણ્ય સ્વીકારીને આગળ ચાલે છે. સુગ્રીવની પત્ની સાથેના વાલીના ગેરવર્તનને લીધે રામે કરેલા વાલીના વધને મશરૂવાળા ન્યાય્ય ગણતા નથી, કેમ કે રામે તેને વનચર પ્રાણી ગણી મૃગયાના નિયમ પ્રમાણે સંતાઈને માર્યો હતો. એક બાજુ વાલી અને સુગ્રીવ જેવા બુદ્ધિયુક્ત પ્રાણીને વનચર પશુની હારમાં ગણી તેમનો વધ કરવા શિકારના નિયમોનો આધાર લેવો અને બીજી બાજુથી એમનાં સ્ત્રીપુરુષના સંબંધોને સંસ્કારી મનુષ્યના સમાજના નિયમો લાગુ પાડી તેની ધર્માધર્મતા તપાસવી એ પણ મશરૂવાળાને યોગ્ય લાગતું નથી. શંબુકના વધને પણ મશરૂવાળા વાજબી ગણતા નથી, કેમ કે એના તપનો આશય અધમ ન હતો. રામે કરેલો લક્ષ્મણનો ત્યાગ અને એને પરિણામે લક્ષ્મણે લોકહિત માટે મૃત્યુની ભેટ લીધી એ પ્રસંગને મશરૂવાળા બંધુભક્તિનો વિકૃત આદર્શ ઉત્પન્ન કરનારો ગણે છે.

પ્રસાદીરૂપ તર્કશુદ્ધ, સરળ, સુબોધ, મિતાક્ષરી શૈલીમાં લખાયાં છે. જો અત્યંત સરળતામાં નીરસતા પણ કોઈ વાર પ્રવેશ કરી દે છે. એકંદરે, આ ચાર ચરિત્રો આલેખીને મશરૂવાળાએ ચરિત્રનિરૂપણની એક નવી દષ્ટિ આપી છે એમ જરૂર કહી શકાય.

### કકલભાઈ કોઠારી અને ઝવેરચંદ મેઘાણીનો ફાળો

કકલભાઈ કોઠારી અને સ્વ. ઝવેરચંદ મેઘાણીએ સહલેખકો તરીકે તેમ જ વ્યક્તિગત સ્વતંત્ર લેખકો તરીકે ચરિત્રવાઙ્મયના વિકાસને વેગ આપે તેવું કાર્ય છે. 'ઝંડાધારી' (૧૯૨૬) અને 'નરવીર લાલજી' (૧૯૨૯) એ બે લેખકોની સંયુક્ત કૃતિઓ છે. 'રાષ્ટ્રવીર શિવરાજ' (૧૯૨૭) કકલભાઈ કોઠારીનું સ્વતંત્ર સર્જન છે અને 'સત્યવીર શ્રદ્ધાનંદ'(૧૯૨૭), 'દંગેરીનો તારણહાર' (૧૯૨૭) અને 'દયાનંદ સરસ્વતી' (૧૯૪૪) મેઘાણીની સ્વતંત્ર રચનાઓ છે.

મહર્ષિ દયાનંદનું ચરિત્ર 'ઝંડાધારી' બે વિભાગમાં વહેંચાયેલું છે. પ્રથમ ભાગમાં સ્વામીજીની જીવનકથા છે અને તેના લેખક કકલભાઈ છે. કકલભાઈએ કરેલું આલેખન શરૂઆતમાં આકર્ષક છે. તેમણે આરંભમાં થોડા પ્રસંગ વિકસાવ્યા છે પણ પછીથી સ્વામીજીના જીવનના મુખ્ય બનાવો ટૂંકમાં કહી સંતોષ માન્યો છે. એટલે સુવિકસિત જીવનકથાને બદલે આપણને માત્ર માહિતી મળે છે, જોકે ચરિત્રનિરૂપણની એમની દષ્ટિ પ્રશંસાપાત્ર છે. એમનું કથન સરળ, સરસ અને સચોટ છે. મૂળશંકરનો જીવન-આદર્શ, એમનું જીવનકાર્ય, એ કાર્યની સિદ્ધિ અર્થે તેમની સક્રિય સેવાઓએ પ્રેરેલી જાગૃતિ, તથા તેમના જીવનસિદ્ધાંત, જીવનસંદેશ—વેદધર્મ અને એકેશ્વરવાદમાં શ્રદ્ધા—આ સર્વનું કકલભાઈએ ટૂંકમાં સારું નિદર્શન કર્યું છે.

બીજા વિભાગ 'તપસ્વીની તેજધારાઓ'માં મેઘાણી સ્વામીજીના મહત્તાદર્શક જીવનપ્રસંગોને રજૂ કરે છે. એ પ્રસંગો સમગ્ર ચરિત્ર નથી આપતા એટલે આખી કૃતિને 'જીવનચરિત્ર' ન કહેતાં 'જીવનચિત્ર' કહેવું વિશેષ ઉચિત છે. આ પ્રસંગો સ્વામીજીના શાંતિપ્રિયતા, વીરતા, ક્ષમા, ત્યાગ, સામર્થ્ય, સ્વમાન વિનોદવૃત્તિ, નિર્ભયતા વગેરે ગુણો દર્શાવે છે અને એ 'નવયુગના ગૌતમ'ની મહાનુભાવનાની ફોરમ ફેલાવે છે. "આચરણની ઝીણવટમાં જ મહત્તાની કસોટી છે" એ કથન આ પ્રસંગો સાર્થ કરી બતાવે છે.

'નરવીર લાલાજી'ના બે ખંડમાંથી પહેલા ખંડ 'જીવનકથા'માં

કકલભાઈ કોઠારીએ વેગીલી, ચેતનવંતી ભાષામાં લાલાજીના રાજકીય લડવૈયા, શિક્ષણશાસ્ત્રી, ઇતિહાસકાર, સમાજસુધારક, દલિતોદ્ધારક, અખબારનવેશ અને સાહિત્યકાર તરીકેના કાર્યનો માહિતીપ્રધાન પરિચય આપ્યો છે. બીજા ખંડ ' જીવનસ્મૃતિ 'માં મેઘાણીએ સોએક પાનામાં છૂટાછવાયા પ્રસંગો વર્ણવી તેમના ગુણોનું સ્મરણ કરાવ્યું છે. નિરૂપણની દૃષ્ટિએ એમાંની ઉત્સાહપૂર્ણ શૈલીને લીધે આ વિભાગ નવલકથા જેટલો આકર્ષક બન્યો છે.

આવા વિભાગ પાડયા કરતાં એક સમગ્ર સુસંબદ્ધ ચરિત્ર નિરૂપવાનું ધ્યેય લેખકોએ રાખ્યું હોત તો ચરિત્રનિરૂપણની કલાની વિશેષ સૂઝવાળા આ બે સાહિત્યકારો ગુજરાતી ચરિત્ર સાહિત્યને વિશેષ સમૃદ્ધ કરી શકયા હોત. આ રીતે તો એમની ચરિત્રકૃતિઓમાં પત્રકારી શૈલીના જેટલા રંગ આવ્યા તેટલા શુદ્ધ સાહિત્યના નથી આવ્યા.

' રાષ્ટ્રવીર શિવરાજ 'માં કકલભાઈ કોઠારી શિવાજી મહારાજનું જીવન-વૃત્તાંત ટૂંકમાં આપી, એમની જીવનભાવનાઓનો પરિચય અસરકારક શૈલીમાં કરાવે છે. માહિતી પરત્વે તેમણે છેક અદ્યતન સંશોધનોનો આધાર લીધો છે.

ઝવેરચંદ મેઘાણીએ ' સત્યવીર શ્રદ્ધાનંદ 'માં આ ચરિત્રના પૂર્વાર્ધરૂપે સ્વામીજીની આત્મકથાનું સંપાદન કર્યું છે. તેમાં તેમની બાલ્યાવસ્થા, યૌવનના તડકાછાંયડા, લગ્નજીવન, ગુરુદર્શન, તેમનામાં થયેલો જ્ઞાનોદય, તેમનું પરિવર્તન, તેમનાં પત્નીનું અવસાન, અને તેથી તેમના ગૃહસ્થાશ્રમની પૂર્ણાહુતિ, ત્યાર પછી તેમણે કરેલો પંજાબના ' આર્યસમાજ 'ના પ્રમુખપદની જવાબદારીનો સ્વીકાર વગેરે વિગતો સ્વામીજીના જ શબ્દોમાં આપી છે. સ્વામીજીએ લખેલું આ સ્વજીવન અહીંથી અધૂરું રહ્યું છે, અને તેમના પૂર્વાશ્રમનો વૃત્તાંત પણ અહીં પૂરો થાય છે. સ્વામીજીએ કરેલું પ્રયોગોનું નિરૂપણ રસમય છે. આ પ્રસંગો તેમની નીડરતા, નિખાલસતા અને વકીલાતમાં પણ સત્યપ્રિયતા દર્શાવે છે. તેમણે પોતાની પતનની ક્ષણોનું પણ વર્ણન અને વિવરણ કર્યું છે. આ ક્ષણો પછી તેમણે અનુભવેલો અનુતાપ ગાંધીજીની ઉત્કટ આત્મ-નિર્ભર્ત્સનાનું સ્મરણ કરાવે છે.

પ્રકરણ તેરથી વીસમાં સ્વામીજીનું ઉત્તરચરિત્ર મેઘાણીએ આપ્યું છે. આધારભૂત હકીકતોની મદદથી મેઘાણીએ પરદેશીઓ તેમ જ સ્વામીજીના વિરોધપક્ષીઓની પણ પ્રશંસા પામેલા જીવનપ્રસંગોનું નિરૂપણ કર્યું છે. અહીં ચરિત્રનાયકના જીવન અને કાર્યની પૂર્ણ વિગતો એકંદરે મળી રહે છે. પ્રસંગોનું આલેખન પ્રેરક અને રસાળ છે. લેખનશૈલી જોમદાર છે, અને વૃત્તાંત-પ્રવાહમાં

વાચકને એ સ્પર્શી જાય છે. એટલે સ્વામીજીની સજીવ મૂર્તિ વાચકના મનઃચક્ષુ આગળ ખડી થઈ જાય છે.

'હંગેરીનો તારણહાર '(૧૯૨૭)માં મેઘાણી હંગેરીના અહિંસક સ્વાતંત્ર્ય-સંગ્રામના નાયક મહાવીર આર્થર ગ્રિફીથનું સમગ્ર જીવન વૃત્તાંત નહિ, પણ તેણે કરેલું રાષ્ટ્રીય કાર્ય અને તેના સ્વદેશાભિમાની, સ્વાતંત્ર્યપ્રિય વ્યક્તિત્વનો પરિચય હંગેરીની અર્ધી સદીની સ્વાધીનતાની લડાઈના ઇતિહાસ સહિત રજૂ કરે છે.

'દયાનંદ સરસ્વતી ' ઝવેરચંદ મેઘાણી અને કકલભાઈ કોઠારીની સંયુક્ત કૃતિ 'ઝંડાધારી'નું મેઘાણીની એક જ કલમથી થયેલું નવું સંસ્કરણ છે. મેઘાણીએ તેમાં ફેરફારો કરી પહેલો ખંડ નવેસરથી લખ્યો છે અને તેમાં ઘણી નવી વિગતો ઉમેરી છે જોકે વિવાદાસ્પદ પ્રશ્નોના ગુણદોષની ચર્ચામાં એ ઊતર્યા નથી. મેઘાણીએ આર્યસમાજ વિષે કોઈ પણ પ્રકારની મીમાંસામાં પડયા સિવાય બિનસાંપ્રદાયિક દૃષ્ટિએ ચરિત્રનાયકના જીવનવિકાસને દર્શાવતી ઘટનામય કથા ઉપસાવી આપવા પ્રયાસ કર્યો છે, જોકે તેથી આ ચરિત્રકૃતિની સળંગસૂત્રતા સચવાતી નથી પણ ચરિત્રનાયકના વ્યક્તિત્વનો પરિચય સારો મળે છે. નાનાં નાનાં વાક્યો, સરળ મધુર ભાષા, અને વેગભરી રસાળ શૈલી ચરિત્રનાયકના વ્યક્તિત્વદ્યોતક પ્રસંગોનું નિરૂપણ હૃદયંગમ બનાવે છે. પહેલાં નિરૂપેલું 'જીવનચિત્ર' હવે 'જીવનચરિત્ર' બને છે.

### મહાદેવભાઈ દેસાઈની કૃતિઓ

મહાદેવભાઈ દેસાઈ કૃત 'વીર વલ્લભભાઈ' (૧૯૨૮) તેમની સરળ, મનોહર શૈલીએ લખાયેલ લઘુ ચરિત્રસ્વાધ્યાય છે. વલ્લભભાઈ સાથેનો વાર્તાલાપ અને તેમના ભાષણોનું પર્યાપ્ત અધ્યયન ચરિત્રકાર મહાદેવભાઈની સામગ્રી છે.

વાચક સરદારને વિનોદપ્રિય મસ્તીખોર વિદ્યાર્થી, દઢ આપમતી નિતિજ્ઞ યુવક, વ્યવહારકુશળ વકીલ, સંન્યાસી લોકસેવક, ખેડા નાગપુર અને બારડોલીના લડતના વીર સેનાપતિ, અન્યાય સામે અભયમંત્ર લઈ ઝૂઝવાની અપાર શક્તિ-ધારી નિષ્કામ કર્મયોગી અને ગાંધીજીના આદર્શ શિષ્ય રૂપે જુએ છે.

મહાદેવભાઈએ સરદારના સદ્ગુણો સાથે તેમની મર્યાદાઓ પણ બતાવી છે. સરદારનું સાચું સ્વરૂપ તો વીર યોદ્ધાનું હતું. એટલે સાહસ, મુક્કશ, નિર્ભયતા, વિરોચિત ક્ષમા, ઉદારતા, આત્મશ્રદ્ધા જેવા ગુણ તેમનામાં હતા

સાથે યોદ્ધાની રૂક્ષતા, તીખાશ, અને દંશ પણ તેમનામાં હતાં. આ સર્વ ગુણ-અવગુણનું શક્ય બન્યું ત્યાં લેખક પ્રસંગો રજૂ કરી દર્શન કરાવ્યું છે. મહાદેવભાઈએ સરદારના સેવા-કાર્યની પણ વિગતો આપી તેનું યોગ્ય મૂલ્યાંકન કર્યું છે. વલ્લભભાઈના જાહેર જીવનનું ચિત્ર અહીં વિશેષ મળે છે, અંતર્ગત જીવનનું નહિ. મહાદેવભાઈએ સરદારનાં ભાષણોમાંથી અવતરણો આપી સરદારની ચમત્કૃતિયુક્ત, તળપદી છતાં જોરદાર વાણીનો પણ આસ્વાદ પ્રસંગોપાત્ત ચખાડયો છે. સરદારના વ્યક્તિસ્વરૂપને મહાદેવભાઈએ પોતે જેટલે અંશે ઓળખ્યું તેનું અહીં તેમણે કરેલું પ્રામાણિક પ્રગટીકરણ અને મૂલ્યાંકન આ ચરિત્ર-સ્વાધ્યાયની મોટી વિશિષ્ટતા છે.

મહાદેવ દેસાઈનું બીજું લઘુ પુસ્તક 'સંત ફ્રાંસિસ' (૧૯૩૩) સંત ફ્રાંસિસના જીવન, પરિવર્તન અને કાર્યનો તેમના શિષ્યો, સાથીઓ અને સહકાર્યકરો સહિત સરળ ભાષામાં કેટલાક પ્રસંગના વર્ણન દ્વારા કંઈક પરિચય આપતી નાનકડી લેખમાળા છે. એમાં સંત ફ્રાંસિસને વૈભવવિલાસ છોડી, ત્યાગનો આનંદ માણતા, ગરીબોને પ્રભુનો વારસો ગણી વરનાર, આત્મશુદ્ધિ અને આત્મવિકાસ સાધનાર, પ્રાણી માત્ર પ્રત્યે બંધુપ્રેમ ધારણ કરનાર, ગરીબ પીડિત રોગી અને રક્તપિત્તિયાંને અપનાવનાર, શ્રમનું ગૌરવ કરનાર, સત્ય બ્રહ્મચર્ય અને પવિત્રતાનો આગ્રહ રાખનાર તપસ્વી, ત્યાગી વ્યક્તિરૂપે વાચક જુએ છે.

મહાદેવભાઈએ તેમના ત્રીજા પુસ્તક 'બે ખુદાઈ ખિદમતગાર'(૧૯૩૬)માં સરહદના ગાંધી અબદુલ ગફારખાન અને તેમના મોટાભાઈ ડૉ. ખાન સાહેબના વ્યક્તિત્વનો પરિચય આપતા પ્રસંગો રજૂ કર્યા છે. એ માટેની પ્રમાણભૂત સામગ્રી મહાદેવભાઈએ જાતે ડૉ. ખાનસાહેબે જ્યારે શેઠ જમનાલાલ બજાજની સો દિવસની મહેમાનગત વર્ધામાં માણી ત્યારે તેમણે કહેલી કેટલીક વાતોમાંથી અને બીજી પોતે જાતે તેમને પ્રશ્નો પૂછીને મેળવી હતી.

સરહદ પ્રાંતના વૈવિધ્યભર્યા પ્રાચીન-અર્વાચીન ઇતિહાસની પશ્ચાદ્‌ભૂમિકા પર પઠાણ કોમના પ્રેમ, મૈત્રી, બેલાડીપણું અને સ્વમાનશીલતા જેવા ગુણોનું વર્ણન કરી ખાનભાઈઓનાં માતપિતા, કુટુંબીજનો અને સગાંસંબંધીઓનો પણ આછો પરિચય મહાદેવભાઈએ કરાવ્યો છે. સાથે સાથે એમણે અંગ્રેજોની તેમના તરફની અન્યાયી નીતિનું પણું દર્શન કરાવ્યું છે. બંને ભાઈઓનો પરિચય આપતાં ચરિત્રકારે તેમની કેળવણી, ઘડતર અને તેમણે કરેલી રાષ્ટ્રસેવાનો ખ્યાલ આપ્યો છે. તેમનું સ્વભાવદર્શન કરાવતાં બંને ભાઈઓના સાદગી,

ત્યાગ, તીવ્ર ગાંધીભક્તિ, રાષ્ટ્ર પ્રત્યે વફાદારી વગેરે ગુણો દર્શાવતા પ્રસંગ આપ્યા છે. ઉગ્ર આત્મનિયમનને લીધે 'સરહદના ગાંધી'નું મોંઘું પદ પામનાર અબ્દુલ ગફારખાનનું ત્યાગ, સંયમ, સત્યનિષ્ઠા અને સાધુતાભર્યું વ્યક્તિત્વ સારી રીતે ઉઠાવ પામ્યું છે. સ્વભાવમાં ભિન્ન છતાં એકબીજાના પૂરક જેવા બંને ખાનભાઈઓની પ્રકૃતિની મહાદેવભાઈએ સરસ તુલના કરી છે. આ કૃતિને ચરિત્રનાયકના વ્યક્તિત્વની પરિચાયક ગ્રંથિકા કહી શકાય, જીવનચરિત્ર નહિ; કેમ કે ચરિત્ર-પુરુષોના જીવનના છૂટાછવાયા પ્રસંગોનો આ સંગ્રહ છે. પ્રસંગોની પસંદગી કરવાની વિવેકદૃષ્ટિ મહાદેવભાઈમાં છે એટલે એમનું આલેખન રસાવહ અને જિજ્ઞાસાપ્રેરક બન્યું છે, પણ તેમનું આયોજન કલાન્વિત અને સુસંકલિત નથી.

એકંદરે, મહાદેવભાઈ ચરિત્રકાર તરીકે ચરિત્રનાયકનું સ્વભાવદર્શન અને વિશેષતઃ ગુણદર્શન સારું કરી શકે છે. પ્રસંગોની તેમની વરણી ઔચિત્યભરી અને તેમનું નિરૂપણ આહ્લાદક હોય છે. એમની શૈલી સરળ અને મધુર હોય હોય છે. સમગ્ર ચરિત્રને આવરી લેતી સુસંબદ્ધ ચરિત્રકૃતિઓનું નિર્માણ તેમણે કર્યું નથી તેમ છતાં તેમની પત્રકારી કલમે કથારસ તો સારી રીતે બહલાવી જાણ્યો છે.

## 'વીર નર્મદ'

સને ૧૯૩૩નું વરસ ગુજરાતી ચરિત્ર-વાઙ્મયના ઇતિહાસમાં સૌથી વિશેષ મહત્ત્વનું વર્ષ ગણી શકાય એમ છે. વિશ્વનાથ ભટ્ટનું 'વીર નર્મદ' (૨૪–૮–૩૩) કનૈયાલાલ મુનશીનું 'નરસૈંયો: ભક્ત હરિનો' (૧૯–૮–૩૩) અને કવિ ન્હાનાલાલનું 'કવીશ્વર દલપતરામ' (ભાગ ૧ લો, 'કાવ્યદીક્ષા', ૧૮૨૦ થી ૧૮૪૮) આ વર્ષમાં પ્રગટ થતાં ગુણવત્તાની દૃષ્ટિએ બહુ મૂલ્યવાન કૃતિઓ ગુજરાતી ચરિત્રવાઙ્મયને મળી ગણાય.

'ગુજરાત સાહિત્યસભા'એ નર્મદની પ્રથમ જન્મશતાબ્દિ પ્રસંગે, નર્મદે "જે જાતનું જીવન જીવી બતાવ્યું અને ગુજરાતની જે અનન્યભાવે સેવા કરી તેનું થોડું પણ યથાર્થ દર્શન"[1] કરાવવાના હેતુથી વિશ્વનાથ ભટ્ટ પાસે નર્મદ-સ્મારકગ્રંથિકા 'વીર નર્મદ' લખાવી પ્રસિદ્ધ કરી તેણે સમસ્ત ગુજરાતનું ધ્યાન તરત ખેંચ્યું. નર્મદ-રચિત સાહિત્ય અને નર્મદવિષયક પ્રકાશન પામેલી અને પામવાની તૈયારીમાં એવી સર્વ વેરણછેરણ તેમ જ અવગણિત પ્રમાણભૂત

૧. વિશ્વનાથ મ. ભટ્ટ, 'વીર નર્મદ', 'બે બોલ', મંત્રીઓ 'ગુજરાત સાહિત્યસભા', ૧૯૩૩.

કીમતી સામગ્રીનું શ્રમ અને ખંતથી તલસ્પર્શી અધ્યયન કરી વિશ્વનાથ ભટ્ટે ચરિત્રનાયક પ્રત્યે હૃદયની ઉષ્મા અને ઉત્સાહ સહિત છતાં તટસ્થપણે આ ગ્રંથિકાનું નિર્માણ કર્યું છે.

'વીર નર્મદ' સળંગસૂત્ર નર્મદચરિત્ર નથી. વિશ્વનાથ ભટ્ટે તેમાં નર્મદનાં સમય, સ્વભાવ અને તેણે કરેલી સામાજિક તથા સાહિત્યિક સેવા-પ્રવૃત્તિઓ વગેરેનો પરિચય છૂટાંછવાયા લાક્ષણિક પ્રસંગોનાં શબ્દચિત્રો આપી કરાવ્યો છે. તેમણે નર્મદને યૌવનમૂર્તિ યોદ્ધારૂપે વર્ણવી તેની સાહિત્યસેવાનું સમતોલ મૂલ્યાંકન કર્યું છે, અને નર્મદ કેવી રીતે સંસારનાં તેમ જ સાહિત્યનાં અનેક ક્ષેત્રોમાં આદિ પ્રસ્થાનકાર યુગપુરુષ હતો તે બતાવ્યું છે.

નર્મદના જીવન અને કાર્યને સમજવું સરળ થાય તે માટે, નર્મદનું જીવન શરૂ થયું તે પહેલાંની તેમ જ તે અરસાની યુગસ્થિતિનું આછું ચિત્રદર્શન વિશ્વનાથ ભટ્ટે કરાવ્યું છે, અને ગુજરાતી તત્કાલીન સાંસારિક, ધાર્મિક, શૈક્ષણિક તથા ભાષા-સાહિત્યની પરિસ્થિતિનું સાચું સ્વરૂપ સમજાવવા તે સમયે બનેલા બનાવનાં પ્રસંગચિત્રો આપ્યાં છે.

પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ વચ્ચેની અથડામણમાંથી ગુજરાત ભરમાં જે મૂલ્યપરિવર્તન થવા લાગ્યું હતું તેના આદ્યપ્રેરક અને નવા યુગના અરુણરૂપે નર્મદને ગણાવી એની ત્રેપન વર્ષની જીવનલીલાનાં ડઝનેક લાક્ષણિક દશ્યો કલમ દોરી શકે એવાં આછાં-પાતળાં પ્રસંગચિત્રો શબ્દચિત્રો રૂપે આપી વિશ્વનાથભટ્ટે નર્મદની જીવનરેખા નિરૂપી છે. નર્મદને ઈશ્વરશ્રદ્ધાળુ કિશોર તરીકે, ગદ્યપચીશીના કારમા ચક્કરે ચડેલા મહત્ત્વાકાંક્ષી યુવાનરૂપે, ધીરાનાં પદનાં વાચનથી ચિત્તની કંઈક સ્થિરતા પામી નૂતન જીવનનો આરંભ કરતો, કાવ્યોપાસના કરતો, શારદાસેવનનો દૃઢ સંકલ્પ કરતો, ત્યાગ કરવાની શક્તિ ધરાવતો, દલપતરામ સાથે ઝઘડતો, કીર્તિકાળ અને તિતિક્ષાકાળ અનુભવતો, સાંસારિક તેમ જ ધાર્મિક પરિવર્તન કરતો, ટેકને વખાના માર્યા ઢીલી મૂકતો, આખરે સ્વધર્મમાં શ્રેય સમજી જીવનલીલા સંકેલતો, શૃંગાર કરુણ વીર શાંત વગેરે રસથી નીગળતા મહાકાવ્ય જેવું જીવન જીવતો વાચક જુએ છે.

વિશ્વનાથ ભટ્ટ નર્મદને જીવનભર ભવરણમાં ઝૂઝનાર યૌવનમૂર્તિરૂપે ઓળખાવે છે અને એનાં ચારિત્ર્યલક્ષણો આપતાં કહે છે: "વિચાર નહિ પણ લાગણી એના જીવનનું પ્રેરક તેમ જ નિયામક બળ હતું".[૧] વિશ્વનાથ ભટ્ટ

૧. 'વીર નર્મદ', પૃ. ૪૭.

નર્મદના જીવનનાં 'ઉત્તુંગ શિખર' સાથે તેની ''બાજુમાં જ થોડે દૂર ઊંડી ભયંકર ખો' પણ બતાવે છે. આ રીતે નર્મદના ગુણાવગુણની સમાલોચના કરતાં તેના પ્રેમ, શૌર્ય, સ્વમાનશીલતા, સ્વાતંત્ર્યપ્રિયતા, સ્પષ્ટવક્તૃત્વ, નિખાલસતા, નિઃસ્પૃહતા, નીડર સત્યપ્રિયતા, રસિક ટેક, ન્યાયપ્રેમ; જાહેર હિંમત, ભાવનાભક્તિ, આત્મશ્રદ્ધા, આશાવાદ, દાંભિકતાનો તિરસ્કાર, મૈત્રીધર્મનું પાલન, લડાયકવૃત્તિ, બાહ્યાંતરની એકતા વગેરે સદ્ગુણો વિશ્વનાથે બતાવ્યા છે. આ સાથે તેનો અભિમાનનો રણકાર, ઉદ્ધતાઈ, જુવાનીની શૃંગાર-રસિકતા જેવા દોષપાસાં તરફ તેમણે આંખમીંચામણાં નથી કર્યાં એ પણ નોંધપાત્ર છે.

વિશ્વનાથ ભટ્ટે નર્મદના વ્યક્તિગુણોનું દર્શન કરાવવા કરતાં વિશેષ લક્ષ એના જીવન અને કવનનું મૂલ્યાંકન કરવા પર આપ્યું છે. નર્મદના જીવન તેમ જ કવિતા અને ગદ્યની આ ચરિત્રકારે કરેલી નીડર છતાં સમદર્શી સમીક્ષા નોંધપાત્ર છે. નવીન કાવ્યભાવના તરફ ગુજરાતનું પહેલું લક્ષ દોરનાર પુરુષ તરીકે નર્મદની સેવાને તેઓ અવિસ્મરણીય ગણે છે, પણ તેની કવિતાને નિરપેક્ષ રસદૃષ્ટિએ કવિતાનાં સર્વોચ્ચ ધોરણે તપાસતાં એને તેઓ બહુ ઊંચું સ્થાન આપતા નથી.

નર્મદની કવિતાની મર્યાદાઓ દર્શાવતાં તેઓ કહે છે કે નર્મદે સ્વીકારેલી કાવ્યભાવના—નૈસર્ગિક અંતઃક્ષોભ એ જ સાચી કવિતાનું જનકતત્ત્વ છે—ની અયથાર્થ સમજણે એની કવિતાની ખરાબી કરી નાંખી-હતી. ઊર્મિવાદની સાચી સમજણનો અભાવ, રોગિષ્ટ રસવૃત્તિ, અશ્લીલતાની આસક્તિ, નૈસર્ગિક અંતઃક્ષોભનો અભાવ, ઔચિત્યવિવેકની ઊણપ, ભાષાની ક્લિષ્ટતા, કલેવરની અણઘડતા, રચનાની અપક્વતા, છંદશૈથિલ્ય, સૌંદર્યરહિતતા, પ્રતિભાનો અભાવ, પ્રસાદની ખામી, અને તરંગમયતા જેવી નર્મદની કવિતાની મર્યાદાઓ તેમણે નિર્ભયતાથી ગણાવી છે અને યોગ્ય જ કહ્યું છે કે નર્મદનું સ્થાન ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ રહેશે તે તેના પદ્ય કરતાં એના ચોકસાઈ અને વ્યવસ્થા વગરના છતાં પ્રેરક; ઉત્સાહપૂર્ણ, નિખાલસ; ગૌરવ, છટા અને જોમવાળા ગદ્યને લીધે જ.

છેલ્લે તેઓ નર્મદની સુધારાના સંગ્રામના સૈનિક અને સેનાની તરીકેની તેમ જ સાહિત્યવીર તરીકેની કીર્તિશાળી કારકિર્દી વર્ણવી એના ખંડનાત્મક અને મંડનાત્મક કાર્યની સમાલોચના કરી એને અર્વાચીનતાનો અવતાર અને નવયુગના જ્વલંત પણ-અપૂર્ણ- અગ્રરૂપે ઓળખાવે છે અને પોતાનો ભાવભીનો અર્ઘ્ય આપે છે.

વિશ્વનાથ ભટ્ટની, સુઘડ, શિષ્ટ, ચિત્રાત્મક પ્રસાદમધુર શૈલીએ આલેખાયેલે આ ચરિત્રસ્વાધ્યાય પણ નર્મદના જીવનની માફક કાવ્યશાસ્ત્રના સકળ રસોના રમણીય સંયોજનને લીધે તથા નર્મદના જીવનના કલાત્મક ચિત્ર અને તેની સાહિત્યસેવાના મૂલ્યાંકનને લીધે ગુજરાતી ચરિત્ર-વાઙ્મયની એક અતિ કીમતી કૃતિ બની રહે છે. સ્વ. નરસિંહરાવ દિવેટિયાએ તો 'વીર નર્મદ'ને પ્રશિષ્ટ કૃતિ—'classic' કહી નાખેલું. આમ છતાં, આ કૃતિ સંપૂર્ણ સળંગ નર્મદચરિત્ર નથી, પણ નર્મદ અને તેના જીવનકાર્યનો પરિચય અને તેને ભાવપૂર્ણ અર્ઘ્ય છે. ચરિત્રગ્રંથમાં શું શું હોય, એ કેવી રીતે લખાવાં જોઈએ, એનો ખ્યાલ, અલબત્ત, એ પૂરતા પ્રમાણમાં આપી રહે છે. નર્મદના સાહિત્યની કરી તેવી કડક સમાલોચના વિશ્વનાથ ભટ્ટે નર્મદનાં જીવન અને વ્યક્તિત્વની નથી કરી, અને એ વીરપૂજક વિશેષ બની ગયા છે એ આ ચરિત્ર-પુસ્તિકાની એક મર્યાદા લેખાય.

### કનૈયાલાલ મુનશીનું પ્રદાન

ગુજરાતી સાહિત્યનાં અનેક ક્ષેત્રોમાં સરળતાથી વિહરનાર કનૈયાલાલ મુનશીએ ચરિત્ર-વાઙ્મયને પણ તેમના સુવર્ણસ્પર્શથી સમૃદ્ધ કરવા પ્રયાસ કર્યો છે. એમણે બે ચરિત્રકૃતિઓ આપી છે: 'નરસૈયો: ભક્ત હરિનો' (૧૯૩૩), અને 'નર્મદ: અર્વાચીનોમાં આદ્ય' (૧૯૩૯). તે પહેલાં 'રણજિત-કૃતિ-સંગ્રહ'(૧૯૨૧)ના ઉપોદ્ઘાતમાં તેમણે રણજિતરામ મહેતાનાં જીવન અને સાહિત્યનો પરિચય આપી તેનું મૂલ્યાંકન કરવાનો અને તેમને ઉચિત અર્ઘાંજલિ આપવાનો સ્મરણીય પ્રયાસ કર્યો હતો. મુનશીએ રણજિતરામના જીવનની હકીકત ટૂંકમાં આપી છે અને તે પછી તેમનાં ચારિત્ર્યલક્ષણો ગણાવ્યાં છે. રણજિતરામે કરેલી સાહિત્યક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું મહત્ત્વ પણ એમણે બતાવ્યું છે અને એમનું મૂલ્યાંકન કર્યું છે. રણજિતરામના સાહિત્યની સમાલોચના કરતાં મુનશીએ તેમની શૈલીના ગુણદોષ દર્શાવ્યા છે અને રણજિતરામના સાહિત્યમાં તેમની નવલિકાઓને જે ઉચ્ચ સ્થાન આપ્યું છે તે સંબંધ ઉચિત છે:

#### 'નરસૈયો : ભક્ત હરિનો'

'નરસૈયો: ભક્ત હરિનો'માં નરસિંહનાં કાવ્યોમાંની આત્મવૃત્તાંતાત્મક પંક્તિઓની સહાય લઈ એ મૂળ પંક્તિઓને ગદ્યમાં ફેરવી નાંખી, તેમનો વિસ્તાર કરી, કનૈયાલાલ મુનશીએ કલ્પના અને સત્ય બંનેનો એક સરખો આશ્રય લઈ નરસિંહ મહેતાનાં જીવનપ્રસંગોનું નાટ્યાત્મક નિરૂપણ કરી

તેનો વ્યક્તિત્વવિકાસ, જીવનવિકાસ, મનોવિકાસ અને સમાંતરે તેની કાવ્યશક્તિનો પણ વિકાસ રસિક રીતે દર્શાવ્યો છે.

નરસિંહના વ્યક્તિત્વનો વિકાસ નિરૂપતાં મુનશી નરસિંહના વ્યક્તિત્વનાં વિવિધ પાસાં અને તેના જીવનની જુદી જુદી ભૂમિકાઓ રજૂ કરી તેને રાસદ્રષ્ટા, દિવેટિયો, ઘેલી ગોપી, કવિ, દીન ભક્ત અને વૈષ્ણવ સંતજન એમ ૭ રૂપે ઓળખાવે છે. નરસિંહનાં પૂર્વજ, જન્મ, બાળપણ, અનાથતા, કેળવણી, લગ્ન, પિતૃત્વ, ધનાર્જન માટે એની ઉદાસીનતા, એની ભાભીએ એને કહેલાં મર્મવચન, એણે કરેલું શિવનું આરાધન, એનું દ્વારિકાગમન, એનામાં ભાગવતસંસ્કારની જાગૃતિ, એને થયેલો રાસલીલાનાં દર્શનનો અપૂર્વ અનુભવ, એની ભાવસમાધિ, તેનું ગૃહાગમન, એની ઉત્કટ હરિભક્તિ એનું કવિત્વ, એનું પ્રણાલિકાભંજક છતાં નમ્ર, સરળ ભક્તજીવન, એનું પ્રશાંત નિર્મળ વૈષ્ણવ સંત-જીવન વગેરે વર્ણવતાં અનેક સુંદર શબ્દચિત્રોની પરંપરા મુનશી સર્જે છે, અને નરસિંહનું આકર્ષક વ્યક્તિચિત્ર દોરી તેની સુરેખ સજીવ મૂર્તિ વાચકો સમક્ષ ઊભી કરે છે.

મુનશી નરસિંહની કાવ્યશક્તિનો વિકાસ દર્શાવતાં એની જિંદગીનો પ્રચંડ પડછાયો બની રહેનાર રાસલીલાનાં દર્શનના અદ્‌ભુત અને અણમૂલા અનુભવ પછી રાસલીલાની સ્થૂળ વિલાસિતામાં રાચતી કલ્પનાથી શરૂ કરી એણે ગોપીભાવે રચેલાં આત્મલક્ષી પદો, વિયોગ વિરહ-શૃંગારનાં પદો, એની આત્મમસ્તી, એની કલાદૃષ્ટિનો ઊઘાડ, એનામાં થયેલી પરલક્ષી કાવ્યશક્તિની જાગૃતિ, રાધાના પાત્ર દ્વારા ગુજરાતી સાહિત્યમાં પહેલી જ વાર એણે કરેલું પ્રતિભાશાળી અને જ્વલંત સુરેખ સ્ત્રીના પાત્રનું સર્જન, પ્રણયના આવેગ પર કલાદૃષ્ટિની સ્થપાતી સત્તા અને એને પરિણામે રચાયેલી સૂક્ષ્મ ઊર્મિઓની મૃદુભાવયુક્ત 'ચાતુરી ષોડશી' અને 'ચાતુરી છત્રીશી' જેવી આહ્‌લાદક કૃતિઓ, એનાં પદોની વિકસતી જતી સુસંબદ્ધતા અને સુંદરતા, એની કવિતાની વધતી જતી કલામયતા, એણે આપેલો દાર્શનિક કવિતાનો સુમધુર વારસો વગેરે દર્શાવી એની કવિતાનું સમગ્રદર્શી તો નહિ પણ કૃતિવાર ક્રમિક મૂલ્યાંકન પણ પોતાની લાક્ષણિક દૃષ્ટિએ અને ઢબથી કરે છે.

આ ચરિત્ર માટે પ્રથમ તો એ લાગે છે કે એમાં ચરિત્રનાયક અને ચરિત્રલેખકનો કોઈ મેળ ઊભો થતો દેખાતો નથી. ઐહિકતાવાદી, રજોગુણપ્રધાન કનૈયાલાલ મુનશી જગત પ્રત્યે ઉદાસીન ભક્તરાજ નરસિંહ મહેતા સાથે તદ્રૂપતા સાધી શકે કે એની પ્રત્યે યથોચિત સહાનુભૂતિ દર્શાવી શકે એ

કેટલું શકય? બીજું, નરસિંહના જીવનના ચમત્કાર મનાયેલા અદ્‌ભુત રસિક પ્રસંગોનું મુનશી બુદ્ધિગમ્ય અર્થદર્શન કરે છે. એક સાધુને આ તો જટાધારી ભગવાન શંકર સદેહે આવ્યા એમ માની બેસવું એ મુનશીને મન નરસિંહની, ઉપવાસ ઉજાગરા અને કલ્પાંતથી ઉશ્કેરાયેલી કલ્પનાનું પરિણામ છે. નરસિંહે દ્વારિકામાં જોયેલી રાસલીલાને તીર્થસ્થળો અને મેળાઓ હોય ત્યાં જોવા મળતી સામાન્ય ઘટના મુનશી ગણે છે. દીકરી કુંવરબાઈનું મામેરું પૂરવાની ક્રિયા મુનશીમત પ્રમાણે કોઈ ઉદાર ધનાઢ્યે શાખ ખરીદવા કરેલી ભક્તની સેવા છે. દીકરા શામળશાના લગ્નપ્રસંગે રણછોડરાયે કરેલી મદદ વિવાહટાણું સાચવે એવા ધનિક મિત્રોએ નરસિંહને તેની આર્થિક સંકડામણમાં કરેલી સહાયતા છે. વિસ્મયકારક ઘટનાઓનું મુનશીએ કરેલું આવું વિવરણ નરસિંહના પાત્રના ગૌરવને ખંડિત કરે છે. મનોમય ભૂમિકામાં થયેલી અતિ સૂક્ષ્મ આધ્યાત્મિક અનુભૂતિઓને "જાગીને જોઉં તો, જગત દીસે નહીં'..." જેવી કાવ્યપંક્તિઓને આધારે વાસ્તવિક જીવનના ભૌતિક અનુભવ તરીકે ઘટાવી ન શકાય, પણ મુનશીએ તો એમ જ કર્યું છે. મુનશીએ નરસિંહના સમગ્ર કાવ્યસાહિત્યના ગુણદોષનું તાત્ત્વિક પરીક્ષણ કર્યું નથી. (એ તેમનો ઉદ્દેશ પણ નથી.) નરસિંહની કવિતામાં પ્રતિબિંબિત થતા એના માનસ, એની ઊર્મિ અને એના ચિંતનની તેમણે વાચકોને પિછાન કરાવી છે, પણ નરસિંહ-યુગનું ચિત્ર તેમણે આલેખ્યું નથી.

મુનશીએ કરેલું પ્રસંગગુંફન આકર્ષક છે, પણ તે માટે અર્ધો યશ એમને આપવો જોઈએ અને બાકીનો અર્ધો નરસિંહને; કારણ કે આ કૃતિને મુનશીનું સર્જન જેટલે અંશે કહી શકીએ તેનાથી થોડાક જ ઓછે અંશે નરસિંહનું સર્જન પણ કહી શકાય એટલી છૂટથી મુનશીએ નરસિંહની કાવ્યપંક્તિઓનો અન્વય કરી કે એમને સીધી અવતારી ઉપયોગમાં લીધી છે. મુનશીએ પ્રસંગોનું ચિત્રાત્મક આકર્ષક સંયોજન કર્યું છે અને તેમની નાટ્યતત્ત્વમય રજૂઆત કરી સુવાચ્ય નવલકથામાં હોય તેવા અસ્ખલિત વાર્તારસની સુંદર જમાવટ કરી છે. નરસિંહનું સુરેખ આકર્ષક વ્યક્તિચિત્ર આપણને મળે છે, પણ એ નરસૈયો મુનશીનો છે, સાચો નાગર નરસૈયો કે લોકહૈયામાં બેઠેલો નરસૈયો નથી. ચરિત્રને રસાત્મક કે સર્જનાત્મક કલાકૃતિ બનાવવા જતાં ચરિત્ર 'ઇતિ હ આસ' જેવું શ્રમસાધ્ય પ્રમાણભૂત સુસંકલિત સળંગ જીવનવૃત્તાંત બનવું જોઈએ એ વાત મુનશીથી વિસરાઈ ગઈ છે.

મુનશી અનુચિત આત્મકથનનો પણ આ ચરિત્રની અંદર પ્રવેશ કરાવી પોતાની જાતને જે મહત્ત્વ આપે છે તે ખટક્યા વગર નથી રહેતું. એક-બે વાનગી જોઈએ : સુરત વિષે લખતાં મુનશી કહે છે : 'મેં વેરની વસૂલાત'માં એને ગુજરાતનું પારીસ કહેલું તે."[1] ફટાણા અને લાવણીના શોખીન સુરતનું શબ્દચિત્ર આપતાં મુનશી લખે છે : "ઓગણીસમી સદીના અંતમાં સુરતના પ્રતિષ્ઠિત વૃદ્ધો ગામમાં મળતા ત્યારે અવારનવાર મેં ગાતા સાંભળેલા :

"સોની ભાઈ સમજને બોલો (૨)
નવાપરાની સોનારણને લઈ ગયો ગોલો."[2]

અને હવે એક વધુ ઉદાહરણ, 'કરસનદાસ પરણે છે, તે ઘોડે બેસીને નહિ, પગે ચાલીને! ૧૮૫૮માં શો ગભરાટ થયો હશે તે આજે કલ્પાય તેમ નથી. ઈ. સ. ૧૯૦૪માં એ સુધારો ભાર્ગવ જ્ઞાતિઓમાં કરતાં મને નવનેજાં પાણી આવેલાં."[3] મુનશી નર્મદકથા લખવા બેઠા છે, આપકથા નહિ.

નર્મદ ગુજરાતની અસ્મિતાનો મહાન વિધાયક હતો અને થોડી માનવસહજ નિર્બળતાને લીધે મહત્તર હતો એ પ્રયોજન સિદ્ધ કરવાના હેતુથી આલેખાયેલી આ ચરિત્રકૃતિ સુવિકસિત જીવનકથા જેવી નહિ, પણ જીવનરેખા જેવી લાગે છે; તેમ છતાં શરૂઆતમાં વર્ણવેલો પિતાપુત્ર વચ્ચેનો વાર્તાલાપનો પ્રસંગ, વહાણમાં બેસી સુરત જતા નર્મદનું શબ્દચિત્ર, ડૉ. વિલ્સનને ત્યાં સુધારાવાળાની નવી જ્ઞાતિ તેમ જ સ્વાતંત્ર્યસંઘની સ્થાપનાની વિચારણા કરવા મળેલી સભા, નર્મદને વેઠવી પડેલી આર્થિક વિપત્તિઓ, નર્મદની અંતર્વેદના, ડાહીગૌરીએ કરેલી નર્મદની મૂંગી ખિદમત, ધર્મમૂર્તિ નર્મદને નોકરીએ ચડવાનો દુઃખદ પ્રસંગ, અંતિમ સરિતનું સર્જન—વગેરે પ્રસંગોનું નિરૂપણ એવું તો નાટ્ય અને નાટ્યાત્મક છે, વર્ણન એવું સચોટ છે, સંવાદનો ઉપયોગ એવો તો યથાસ્થાને છે અને વીર તથા કરુણ રસની જમાવટ એવી નૈસર્ગિક છે કે નર્મદનું વ્યક્તિચિત્ર મુનશીની કલમે સજીવ બની ઉઠાવ પામે છે.

---

૧. ક. મા. મુનશી, 'નર્મદ : અર્વાચીનોમાં આદ્ય,' પૃ. ૯.
૨. ક. મા. મુનશી 'નર્મદ : અર્વાચીનોમાં આદ્ય' પૃ. ૧૦.
૩. એજન, પૃ. ૧૧

ત્રણ નર્મદચરિત્ર : તુલના

નવલરામ, વિશ્વનાથ અને મુનશી એ નર્મદના ત્રણેય ચરિત્રકારોને ચરિત્રનાયક નર્મદ માટે સમભાવ છે. નવલરામ નર્મદને મિત્રભાવે શ્રદ્ધાંજલિ આપે છે. વિશ્વનાથ અને મુનશી એને માનવરૂપે જુએ છે એટલે એનામાં રહેલી મનુષ્યસહજ મર્યાદાઓ પ્રત્યે તે કઠોર વલણ નથી વ્યક્ત કરતા. નવલરામ નર્મદની પ્રશંસા કરે છે, વિશ્વનાથ નર્મદનું પરીક્ષણ કરે છે અને એને પ્રતનો અર્ધ્ય અર્પે છે, જ્યારે મુનશી એને નાટકનો 'હીરો' બનાવી દે છે.

નવલરામે નર્મદના યુગનું સમકાલીન કેળવણીની પરિસ્થિતિ પૂરતું આંશિક ચિત્ર આપ્યું છે. વિશ્વનાથે અને મુનશીએ શૈક્ષણિક, સામાજિક, રાજકીય અને ધાર્મિક એમ સમસ્ત સ્થિતિનું દર્શન કરાવ્યું છે. વિશ્વનાથ નર્મદને નવા યુગનો અરુણ—અગ્રદૂત ગણે છે, મુનશી નર્મદને આર્વાચીનોમાં આદ્ય ઠરાવવા માગે છે. ભાષા જુદી છે, પણ વક્તવ્ય તો એક જ છે.

નવલરામની મિત્રતા તટસ્થતાની જરાક આડે આવી ઊભી રહે છે. વિશ્વનાથની સૂક્ષ્મ દૃષ્ટિ 'ઊંચા પર્વત અને ઊંડી ખીણ' જુએ છે, પણ મુનશી બહુધા ઉત્તુંગ શિખરોની રમણીયતાનું દર્શન કરાવે છે. વિશ્વનાથ કોઈ પણ પ્રકારનું આત્મકથન કરતા નથી, મુનશી પોતાનું ગૌરવ પણ ગાઈ લે છે. વિશ્વનાથમાં જે સંયોજન-સામર્થ્ય છે તે મુનશીમાં નથી. એટલે એમનામાં સળંગસૂત્રતા આવી નથી.

નવલરામનું 'કવિજીવન' સરસ ચરિત્રરચાધ્યાય છે, પણ પરિપૂર્ણ ચરિત્ર નથી. વિશ્વનાથમાં અભ્યાસ છે, સૂક્ષ્મદૃષ્ટિ છે અને સમતોલ વિવેચન છે; મુનશીમાં કલા છે, વેગ છે, ચમકારા છે. એમનું 'નર્મદ : આર્વાચીનોમાં આદ્ય' વાર્તાકથનની ભૂમિકા ઉપર રચાયું છે. નવલરામની ભાષાશૈલીમાં સુઘડતા, સરળતા અને સંક્ષિપ્તતા છે. વિશ્વનાથ અને મુનશી બંનેની શૈલીમાં ઓજસ અને આવેગ સાથે સરસતા અને સચોટતા છે.

ચરિત્રલેખનની નૂતન પ્રણાલિકાને અનુસરી મુનશીએ કરેલા બંને પ્રયોગો 'નરસૈયો : ભક્ત હરિનો' અને 'નર્મદ : અર્વાચીનોમાં આદ્ય' એમણે પ્રયોજેલ આકર્ષક વાર્તાતત્ત્વ, પ્રસંગોનું નાટ્યાત્મક નિરૂપણ, સંવાદોનું સચોટ સંયોજન, વેગવંત ઘટનાપ્રવાહ, વર્ણનછટા અને ભાષાનું સૌંદર્ય-સામર્થ્ય ચરિત્ર માટે નવલકથા જેટલું જ વિશાળ ક્ષેત્ર પડ્યું છે એની શક્યતાઓ પુરવાર કરી બતાવે છે.

## 'કવીશ્વર દલપતરામ'

કવિ ન્હાનાલાલકૃત 'કવીશ્વર દલપતરામ'ના ત્રણ ભાગ* (૧૯૩૩, '૩૪, '૪૦, '૪૧) ચાર પુસ્તકમાં વધારે પડતા વિસ્તારથી દલપતરામની જીવનકથા આલેખે છે. પોતાના આયુષ્યના છેલ્લા પંદર માસના લાંબા મંદવાડ દરમ્યાન દલપતરામે સંભારી સંભારીને ઉતરાવેલી પોતાના અગણ્યાએંશી વર્ષના સાંસારિક અનુભવોની વિસ્તૃત પ્રસંગનોંધો, 'બુદ્ધિપ્રકાશ'-માંની છૂટક નોંધો, દલપતરામની સાહિત્યકૃતિઓ, દલપતરામ તેમ જ તેમના સમકાલીનોનાં ચરિત્રો અને સ્વદેશ તેમ જ પરદેશના ઇતિહાસકારોનાં પુસ્તકો એ એનો મુખ્ય આધાર છે. ચરિત્રનિરૂપક ચરિત્રનાયકના પુત્ર હોવાથી એમને ચરિત્રનાયકના અંગત સંપર્ક અને સહવાસની પણ સહાયતા મળી છે તેથી દલપતરામના જીવનની નાનીમોટી, છેક ઝીણામાં ઝીણી વિગતોથી પણ એ સુપરિચિત છે. એ રીતે જોતાં 'કવીશ્વર દલપતરામ' એક પ્રમાણભૂત ચરિત્ર છે.

'કવીશ્વર દલપતરામ'નો પહેલો ભાગ 'કાવ્યદીક્ષા' (૧૮૨૦થી ૧૮૪૮) શ્રીમાળ નગરીની ચડતી-પડતીની ઇતિહાસકથા, દલપતરામના પૂર્વજોની વંશકથા, દલપતરામનો જન્મ, તે સમયમાં ગુજરાત અને ભરતખંડ તથા યુરોપ, વઢવાણને ખોળે દલપતરામનું બાળપણ, દલપતરામે કરેલાં શ્રીજીરૂપ હરિનાં દર્શન, દલપતરામની કેળવણી, તે સમયની કેળવણીની પદ્ધતિ, શ્રીજી-સંપ્રદાયની કથા, શ્રીજીની જીવનઝરમર, દલપતરામના બાળપણ અને યૌવનના વિધવિધ પ્રસંગો, ડાહ્યા વૈદ્યિયાનો ઉગ્ર સ્વભાવ, દલપતરામે કરેલો સ્વામીનારાયણ સંપ્રદાયનાં પાંચ વર્તમાનનો સ્વીકાર, દેવાનંદ સ્વામી પાસેથી દલપતરામે મેળવેલી કાવ્યદીક્ષા, ફૂલજી ગઢવી ઉર્ફે 'કુસુમ કવિ'નો તેમણે કરેલો પરાજય, દલપતરામના રાજકવિ થવાના અભિલાષ, દલપતરામનો ગુજરાત કાઠિયાવાડ અને રાજસ્થાનનો પ્રવાસ, દલપતરામનું કાવ્યચાતુર્ય, દલપતરામની

---

* ૧. 'કવીશ્વર દલપતરામ'-ભાગ પહેલો, 'કાવ્યદીક્ષા', ૧૮૨૦ થી ૧૮૪૮, (૧૯૩૩).
  ૨. 'કવીશ્વર દલપતરામ'-ભાગ બીજો, પૂર્વાર્ધ, 'સંસ્કૃતિઓના સંગમપટે', ૧૮૪૮ થી ૧૮૫૮, (૧૯૩૪).
  ૩. 'કવીશ્વર દલપતરામ'-ભાગ બીજો, ઉત્તરાર્ધ, 'સંસ્કૃતિઓના સંગમપટે', ૧૮૫૯ થી ૧૮૭૫, (૧૯૪૦).
  ૪. 'કવીશ્વર દલપતરામ'-ભાગ ત્રીજો, 'સંધ્યાની મધુરપ', ૧૮૮૦ થી ૧૮૯૮, (૧૯૪૧).

ચરીબાઈ, અને ફાર્બસનેડયા તેમનું અમદાવાદ જવું ત્યાં સુધીનું વૃત્તાંત આપે છે.

'કવીશ્વર દલપતરામ'નો બીજો ભાગ 'સંસ્કૃતિઓના સંગમઘાટે' પૂર્વાર્ધ (૧૯૩૪) અને ઉત્તરાર્ધ (૧૯૪૦) એમ બે સ્વતંત્ર પુસ્તકરૂપે પ્રગટ થયો છે. પૂર્વાર્ધ ૧૮૪૮થી ૧૮૫૮ સુધીનો અને ઉત્તરાર્ધ ૧૮૫૯થી ૧૮૭૯ સુધીનો અહેવાલ આપે છે. 'કવીશ્વર દલપતરામ'ના બીજા ભાગના પૂર્વાર્ધને સ્વતંત્ર શીર્ષક આપવું હોય તો એને 'ફાર્બસ-દલપત-મૈત્રી-કથા' કહી શકાય. આ ખંડ ફાર્બસ-વંશ-વાર્તા, ફાર્બસ-દલપત-મિલન, એ મિત્રબેલડીનું પ્રાચીન-કાવ્યસંશોધન, ઇતિહાસસંશોધન, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના, દલપતરામનું પ્રથમ સ્વતંત્ર ગદ્યસર્જન 'ભૂતનિબંધ', પુસ્તકશાળા-સંસ્થાપન, વર્તમાનપત્રપ્રકાશન, દલપતરામનો સુરતવાસ, ફાર્બસની લોક-કલ્યાણકારી જાહેર પ્રવૃત્તિઓ, દલપતરામનું 'હુન્નરખાનની ચડાઈ', 'લક્ષ્મી નાટક', ફાર્બસ અને દલપતરામનો ગુજરાતમાં પ્રવાસ, દલપતરામને મળેલું જનતા-દીધું 'કવીશ્વર' સંબોધન, ઈ. સ. ૧૮૫૨માં ખેડામાં ફાર્બસ-ભર્યું ગુજરાતનું પ્રથમ કવિસંમેલન, ઈ. સ. ૧૮૫૫માં આવતાં લક્ષ્મી અને અધિકાર નકારી દલપતરામે કરેલો સરકારી નોકરીનો ત્યાગ અને ગૌરવભર્યો સાહિત્ય-સંન્યાસનો જીવનનિર્ધાર, દલપતનો વહેમવિરોધ, કાવ્યલાપણો, ૧૮૫૭નો વિપ્લવ, તેનાં કારણો અને પરિણામ, દલપતરામના ગૃહસંસારે જાગેલા બળવાની વીતકથા, દલપતરામને થયેલો નયન-વ્યાધિ, તથા મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરા (૧૮૫૮) પર્યંતનું ચરિત્ર આલેખે છે અને દલપતરામને સર્વ રીતે 'અર્વાચીનોમાં આદ્ય' ઠરાવવાનો પ્રયાસ કરે છે.

'કવીશ્વર દલપતરામ'ના ભાગ બીજાનો ઉત્તરાર્ધ 'હોપ વાચનમાળા'નાં વિવિધ અંગોની ઘડતરકથા, ગુજરાતની કેળવણીની તવારીખ, આંખોની દવા કરાવવા દલપતરામનું મુંબઈ જવું, નર્મદ-દલપત-ઝઘડો, મુંબઈના સમાજસુધારકો અને તેમનું કાર્ય, નર્મદની જીવનરેખા, મહારાજા ખંડેરાવ ગાયકવાડના દરબારમાં દલપતરામની ગુજરાતી વાણીની વકીલાત, અમેરિકામાં આંતરવિગ્રહ, સોસાયટી છોડી દલપતરામનું શેરસટ્ટાને પંથે ચડવું, ફાર્બસ-દલપતમૈત્રી, ફાર્બસનું અવસાન, પ્રાચીનકાવ્ય-પ્રકાશન, દલપતરામની સાહિત્ય પ્રવૃત્તિ, એમનો કુટુંબક્લેશ, 'તાર્કિકબોધ', નર્મદ-દલપત-મિલન, દલપતરામની સમગ્ર જીવનપ્રવૃત્તિ, દલપતરામની કવિતાના ગુણ, એમના કાવ્યવિષય અને શૈલી, સમસામયિક યુગદર્શનરૂપે નાની મોટી સામાજિક, રાજકીય તથા ધાર્મિક

લોકપ્રવૃત્તિઓનું વિગતવાર વર્ણન અને દલપતરામના વાનપ્રસ્થાવસ્થામાં પ્રવેશ સુધીનું જીવનવૃત્તાંત નિરૂપે છે.

'કવીશ્વર દલપતરામ' ભાગ ત્રીજો (૧૯૪૧) પહેલાં ત્રણ પુસ્તકમાં આવી ગયેલી ઘણી હકીકતોનું અને દલપતરામના કાર્યનું પુનરુચ્ચારણ કરતાં તેમની કવિતાના ગુણ, ખાસ કરીને તેમનાં બાળકાવ્યો અને તેમની ગરબીઓની ગુણસમૃદ્ધિ, દલપતરામની વ્યવહારકુશળતા તથા દીર્ઘદૃષ્ટિ, દલપતરામનું ઘડતર કરનારાં સાંસારિક અને ધાર્મિક પરિબળો, દલપતરામનું રાજ્યપ્રજાકૃત સન્માન, પ્રવાસ, દલપતરામનાં સ્વજનોનાં સંસ્મરણો અને ટૂંક પરિચયો, દલપતરામની શાંત મધુર જીવનસંધ્યાનો ઊગમ, દલપતરામનો કવિતા-આદર્શ એમનો કાવ્યસંદેશ, એમનો જીવનમંત્ર, દલપતરામનું જીવનકાર્ય અને તેનું મહત્ત્વ, દલપતરામના સમકાલીન સૈકાનું યુગપરિવર્તન, દલપતરામને અર્ધાંગવાયુનો આઘાત, આશરે સવા વર્ષની તેમની માંદગી અને તે પછી તેમના અવસાન સુધીની સર્વ વિગતોનો વિસ્તૃત પરિચય આપે છે.

આશરે હજારેક પાનાં ઉપર પથરાયેલી આ ચરિત્રકૃતિ દલપતરામનો સર્વતોમુખ પરિચય કરાવતાં એમનો જમાનો, તેમનાં પૂર્વજો, માતપિતા, બાળપણ, કેળવણી, કવિતાપ્રવૃત્તિ, તેમને ઘડનારાં બળ, તેમનું વ્યક્તિત્વ, કાર્યક્ષેત્ર, સિદ્ધાંત, સાધના, સિદ્ધિઓ અને સંદેશ વગેરે વિસ્તારથી વર્ણવે છે અને દલપતરામના પુરુષાર્થની પ્રેરક રસકથા કહી જાય છે. પણ આ બધી દલપતરામની જીવનકથાનું આલેખન તો આ ચરિત્રરચનાનું ગૌણ પ્રયોજન બની ગયું છે. દલપરામની જીવનકથાને નિમિત્તે ન્હાનાલાલને આપવી છે તો ઓગણીસમી સદીનાં એંશી વર્ષની ભારતવર્ષ અને ખાસ કરીને ગુજરાતની સાંસારિક, રાજ્યપ્રકરણીય, ધાર્મિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિની એના ઘટનાપ્રવાહો અને પરિબળો સ્ફુટ કરતી ઇતિહાસકથા જ.

આ પ્રયોજનને પરિપૂર્ણ કરવા ન્હાનાલાલ 'કવીશ્વર દલપતરામ'ના પહેલા ભાગમાં દલપતરામના જન્મસમયે દુનિયાની, યુરોપની, અને ભરતખંડની પરિસ્થિતિ કેવી હતી તેનું વિહંગાવલોકન કરાવી ગુજરાતની સમાજવ્યવસ્થા, ગુજરાતનાં કલા-કસબ, ધર્મોત્સવ, ગુર્જરગૃહિણી, ગુજરાતનાં રસશૃંગાર, ગુજરાતની શિક્ષણપદ્ધતિ, સ્વામીનારાયણ સંપ્રદાયનું કાર્ય વગેરેનો પરિચય આપે છે. બીજા ભાગમાં દલપતરામના જીવનના અને એ યુગના ઘટનાપ્રવાહોનો ખ્યાલ આપતી વખતે ન્હાનાલાલ દલપતરામનાં કુટુંબીજનો, સગાંસંબંધીઓ એમના સંપર્કમાં આવેલી વિખ્યાત-અવિખ્યાત અનેકવિધ વ્યક્તિઓનાં

નાનામોટાં રેખાચિત્રો પણ આપે છે. આવાં શબ્દચિત્રોમાં ડાહ્યા વેદિયા, દેવાનંદ સ્વામી, ફાર્બસ, નર્મદ, કરસનદાસ મૂળજી અને મહીપતરામનાં વિસ્તૃત તથા દયાનંદ, કાઉન્ટેસ બ્લેવેટસ્કી, મેક્સમૂલર, કેશવચંદ્ર સેન, ફિરોજશા મહેતા અને સુરેન્દ્રનાથ બેનરજીનાં ઊડતાં શબ્દચિત્રો નોંધપાત્ર છે.

દલપતરામ વિશે લખવા બેઠા પછી આ ચરિત્ર દલપતરામના જીવન પૂરતું મર્યાદિત રહેતું નથી. ન્હાનાલાલને ઇતિહાસનો શોખ છે અને પરિણામે દલપતરામની જીવનકથા કહેવા બેસે છે એટલે તેઓ ગુજરાતના કોઈ પ્રસંગની વાત અને તેના સમકાલીન અને સમાંતર બનાવોની હકીકત આખી દુનિયામાંથી લઈ આવે છે. આ રીતે અનેક બાબતો દલપતરામ સાથે કે ગુજરાત સાથે સંબંધ ન ધરાવતી હોય તેમ છતાં આ ચરિત્રની અંદર પ્રવેશી જાય છે અને ઇતિહાસને બદલે ઇતિહાસાભાસ ઉત્પન્ન કરે છે. ચરિત્રકાર ફક્ત ઇતિહાસકાર નથી એ હકીકતનું પણ ન્હાનાલાલને વિસ્મરણ થાય છે, તેથી 'નંદશંકર જીવનચિત્ર'માં બને છે તેમ અહીં પણ ચરિત્રનાયક દલપતરામના વ્યક્તિત્વ કરતાં એમના જમાનાના રંગ વિશેષ ઉપસી આવે છે. એટલે ચરિત્રનાયક દલપતરામ નથી, પણ ઓગણીસમી સદી છે એમ કહેવાનું મન થઈ જાય એટલો બધો ભાર ન્હાનાલાલે ઇતિહાસ ઉપર મૂક્યો છે. વિશેષમાં અહીં નેવું વર્ષના સામાજિક ઇતિહાસની પશ્ચાદ્‌ભૂ છતાં આ પુસ્તકનું વ્યક્તિત્વ કે છાપ એડમંડ ગૉસના 'ફાધર એન્ડ સન'ના નાના પુસ્તકમાં ઊંડે છે તેવી નથી ઊઠતી.

આ ચરિત્રની બીજી મોટી મર્યાદા છે ન્હાનાલાલની ગાઢ પિતૃભક્તિ જે તેમને અતિશયોક્તિ કરવા પ્રેરે છે, તેમનામાં પૂર્વગ્રહોને ઉપજાવે છે, અને તેમની પાસે સત્યને દબાવરાવી સૂચિત ઉલ્લેખો દ્વારા અન્ય વ્યક્તિઓનો તુચ્છકાર પણ કરાવરાવે છે. અતિશયોક્તિનાં કેટલાંક સુસ્પષ્ટ ઉદાહરણો લઈએ. અતિશયોક્તિ કરતાં શ્રીમાળ નગરીને ન્હાનાલાલ શ્રી અને સરસ્વતી ઊભયનું ધામ કહે છે. એમને દાનેશ્વરી માઘનાં પત્ની પણ માઘ જેટલાં જ ઉદાર દેખાય છે. છઠ્ઠે વર્ષે તો શિશુ દલપત પિતા ડાહ્યા વેદિયા કને સામશ્રવા ભણવાની હઠ લે છે. પંદરમાં વર્ષની કિશોર અવસ્થાથી જ દલપતરામ સ્થિતપ્રજ્ઞ બની જાય છે. ન્હાનાલાલની નજરે દલપતરામ ગુજરાતમાં નવયુગના સર્વાંગી નવસર્જક છે.

નવયુગના પ્રથમ કવિ, કાવ્યગુરુ, કાવ્યકલાવિવેચક, કાવ્યાચાર્ય, કવીશ્વર, પ્રથમ ઇતિહાસસંશોધક, પ્રાચીન કાવ્યસંશોધક, પ્રથમ સ્વતંત્ર ગદ્યલેખક,

પ્રથમ નાટકકાર, પ્રથમ પિંગળકાર, અને પ્રથમ નવલિકા-કાર પણ દલપતરામ જ! દલપતરામ પ્રથમ પ્રજાસેવક, પ્રથમ સ્વદેશભક્ત, પ્રથમ સંસારમીમાંસક, પ્રથમ સંસ્કૃતિસમન્વયકાર, યોગીન્દ્ર, નવયુગના વાલ્મીકિ, ક્રાન્તદ્રષ્ટા મંત્રદ્રષ્ટા મહાકવિવર, બ્રહ્મર્ષિ, બાળકાવ્યોમાં બાળકેળવણીના સિદ્ધાંતો પણ દલપતે સંભરી દીધા છે. દલપતરામની "કાવ્ય લલકારવાની છટા દૈવીપુત્ર"ની.[1] મહીપતરામ પણ દલપતરામની સાક્ષીએ જ્ઞાતિમાં લેવાય એવી તો દલપતરામની શાખ અને સુધારાપદ્ધતિ. 'ફાર્બસ-વિરહ' તો "સંસ્કૃતિઓના સંગમયુગનું નાનકડું મહાકાવ્ય."[2] "દલપતરામ વ્યક્તિ ન હતા મહા સંસ્થા હતા."[3] આમ ન્હાનાલાલ પોતાના પિતાના ગુણ 'અનાહત શબ્દે ઢોલક વગાડી ગાય છે.' ન્હાનાલાલની આવી અતિરેકભરી પિતૃભક્તિ તેમને દલપતરામના જીવન અને કાર્યનું યથાર્થ મૂલ્યાંકન કરવા દેતી નથી.

ન્હાનાલાલ દલપતરામની નબળાઈઓ પર ઢાંકપિછોડો કરવાનો પ્રયાસ પણ કરે છે. બાધા-આખડીની સંરક્ષણવાડો શોધતા અને તાબૂતના ફકીર થતા બાળદલપતરામ તે પણ હિન્દમુસ્લિમ એખલાસની નિશાની. છઠ્ઠે વર્ષે શિશુ દલપતરામ પિતા ડાહ્યા વેદિયા કને સામશ્રુચા ભણવાની હઠ લે, અને ઉચ્ચાર ખોટો થતાં પિતા છૂટું તરભાણું મારે તો "મહર્ષિ દયાનંદ કરતાં પણ એમની વેદનિષ્ઠા ઊતરે એવી ન હતી"[4] એમ કહેવાય. ડાહ્યાભાઈની તામસી પ્રકૃતિથી જન્મેલા કુટુંબક્લેશમાં કોણ કારણભૂત એ કોયડો ઉકેલવો ન્હાનાલાલને ઘણો મોટો વિવાદપ્રશ્ન થઈ પડે છે. એટલું જ નહિ, પણ દલપતરામને તેમનાં પત્ની સાથે કજિયો થાય તો ન્હાનાલાલ વાચકને પૂછે છે: "કવિવરો શેક્સપિયર અને મિલ્ટનને કુટુંબક્લેશ હતા કે નહિ?"[5] અને એટલેથી સંતોષ ના માનતાં એમાં ઉમેરે કે દલપતરામ પણ ઉત્તરાવસ્થામાં ગુજરાતના મિલ્ટન કહેવાના. શું નેત્રરોગી એટલા મિલ્ટન! દલપતરામથી મૂળીબાઈ જુદાં રહે તો એમ કહેવાય "યુરોપકાવ્યો સોક્રેટિસ પણ ઝેન્થિપિને પાણી શક્યો ન હતો."[6] દલપતરામે ત્રણવાર લગ્ન કર્યાં હતાં તો ન્હાનાલાલ

1. 'કવીશ્વર દલપતરામ' ભાગ બીજો, ઉત્તરાર્ધ, પૃ. ૧૦૧.
2. 'કવીશ્વર દલપતરામ' ભાગ બીજો, ઉત્તરાર્ધ, પૃ. ૨૩૧.
3. 'કવીશ્વર દલપતરામ' ભાગ બીજો, ઉત્તરાર્ધ, પૃ. ૩૧૨.
4. 'કવીશ્વર દલપતરામ', ભાગ પહેલો, પૃ. ૮૪.
5. 'કવીશ્વર દલપતરામ', ભાગ બીજો, પૂર્વાર્ધ, પૃ. ૩૦૮.
6. 'કવીશ્વર દલપતરામ', ભાગ બીજો, પૂર્વાર્ધ, પૃ. ૩૧૭.

કહે "દશરથ રાજાની પેઠે દલપતરામને ત્રણ પત્નીઓ હતી."[1] દલપતરામ શેરસટ્ટાને ચાળે ચડે તો ન્હાનાલાલ કહે "ભગવાને તો સ્વયં લક્ષ્મીજીને રહાડમાં રાખ્યાં છે."[2]

ચરિત્રકારે તો અનાસક્ત ચિત્તે ચરિત્રકથાલેખન કરવું જોઈએ, પણ કવિ ન્હાનાલાલને પોતાનાં પૂર્વવલણો અને પૂર્વગ્રહો છે. એટલે પોતાના મતને અનુરૂપ હોય એવી વાતો જ એ પસંદ કરે છે. આ ચરિત્રકથામાં આટલી બધી ઇતિહાસવાર્તા આવે છે તો હિન્દી રાષ્ટ્રીય મહાસભા વિશે કેમ કંઈ નહિ? વાંચકોને દલપતરામ નર્મદ વિષે અભિપ્રાય બાંધવા દેવાની અને મૂલ્યાંકન કરવાની તક આપવાને બદલે વચ્ચે વચ્ચે પોતે જ પિતાને લાભકારક થાય એવાં વિધાનો કરવા મંડી પડે છે. ૧૮૫૭ના બળવા વિશે નર્મદે કાવ્ય લખ્યું તેની દલપતરામ ઉપર શી અસર થઈ તે વિષે કંઈ પણ આવતું નથી. નર્મદને તેમણે હીણો બતાવવા પ્રયાસ કર્યો છે. દલપતરામને તેઓ વિકાસક અને નર્મદને ઉચ્છેદક ગણે છે.

પરોક્ષરીતે સૂચિત ઉલ્લેખો દ્વારા નર્મદને ઉતારી પાડવાની ચેષ્ટા પણ ન્હાનાલાલ કરી લે છે. તેઓ વાચકને પૂછે છે "ક્ષત્રિય શ્રેષ્ઠ કે બ્રાહ્મણ શ્રેષ્ઠ?" એક જગાએ તેઓ લખે છે: "લોકસેવાનું મહાવ્રત એટલે વર્તમાન યુગનું સંન્યાસી વ્રત. સંન્યાસ લેવો સહેલો છે? બુદ્ધ કે મહાવીરે સહસા સંન્યાસ લીધા ન હોતા. અનુભવે અને પ્રકૃતિએ દલપત સાહસિક કે અવિચારી ન હતા."[3] દલપતરામના ઠંડા લોહીને અને મીઠી જીભને અંજલિ આપતાં કરસનદાસની સત્યનિષ્ઠા અને નર્મદનું શૌર્ય બંનેને ન્હાનાલાલ નિંદે છે. આ રહ્યાં ન્હાનાલાલનાં એ વચનો: "સત્યનિષ્ઠ પણ કડવાકાલરી કરસનદાસશૈલી...... કડવી કૌવચના કાતરા નીરીકોણે પ્રજાધણને વાર્યા છે? કરસનદાસના શૌર્ય-ઇતિહાસને પૂછો કે નર્મદની વીરવાર્તાને પૂછો."[4] "વિધવાનાં દુઃખ ટાળ્યે કુમારિકાનાં દુઃખ વધશે"[5] એવો દલપતરામનો અભિપ્રાય પણ તેઓ ટાંકે છે. દલપતરામને હાથે રહ્યો હોત તો સુધારો ન બગડત એવું નવલરામનું કથન રજૂ કરી ન્હાનાલાલ તિર્યક્-ઉક્તિ વડે નવલરામની સાક્ષીએ નર્મદને

૧. 'કવીશ્વર દલપતરામ', ભાગ બીજો, પૂર્વાર્ધ, પૃ. ૩૧૯.
૨. 'કવીશ્વર દલપતરામ', ભાગ બીજો, ઉત્તરાર્ધ, પૃ. ૧૯૯.
૩. 'કવીશ્વર દલપતરામ', ભાગ બીજો, પૂર્વાર્ધ, પૃ. ૨૩૧.
૪. 'કવીશ્વર દલપતરામ', ભાગ બીજો, પૂર્વાર્ધ, પૃ. ૨૧૦.
૫. 'કવીશ્વર દલપતરામ', ભાગ બીજો, ઉત્તરાર્ધ, પૃ. ૨૬૮.

સુધારાને દૂષિત કરનાર ગણાવે છે. આવાં અનેક વિધાનો કરી દલપતરામને ઉત્તમ અને નર્મદને નિકૃષ્ટ વ્યક્તિ ચીતરવાનો ન્હાનાલાલે શ્રમ લીધો છે.

ન્હાનાલાલ હકીકતોનો ખડકલો કરી દે છે, પણ તેમના ઔચિત્યનો ખ્યાલ બહુ ઓછો રાખે છે. એકઠી કરેલી વિગતોનો સંયમશીલ ઉપયોગ તેઓ કરી શકતા નથી. તેઓ પુનરુક્તિ અને પિષ્ટપેષણ કરે છે. એને પરિણામે પ્રમાણભાન ચૂકી જવાય છે અને તેથી ચરિત્રનો પથરાટ ખૂબ વધી જાય છે. તેમણે કરેલું વિગતોનું સંકલન શિથિલ બની જાય છે. કલા એટલે આવિષ્કરણ એટલું જ તેઓ માન્ય રાખે છે. કલા એટલે સંવરણ અને વર્જન, તેમ જ સપ્રમાણ સંયોજન એ હકીકત એમના ધ્યાન બહાર રહી જવા પામે છે.

પ્રકૃતિએ ન્હાનાલાલ સૌંદર્યોપાસક કવિ છે. એટલે તે નાટ્યોચિત છટા લાવે છે અને પ્રસંગોને ચમકદાર બનાવે છે, સચોટ વર્ણનો કરે છે અને ભભકદાર ભાષાશૈલી યોજે છે; પણ શબ્દાળુતા, અલંકારશોખ, એકવિધતા, અત્યુક્તિ, અતિવ્યાપ્તિ અને એમની વિશિષ્ટ લઢણો પણ એમનો કેડો મૂકતી નથી. આમ જેવી રીતે તેઓ ઇતિહાસનો આભાસ ઉત્પન્ન કરે છે તેવી જ રીતે તેમની શૈલી પણ ભવ્યતાનો આભાસ જ ઉત્પન્ન કરે છે.

'કવીશ્વર દલપતરામ'ને તેની ઉપર બતાવેલી મર્યાદાઓ હોવા છતાં ઈ. સ. ૧૮૨૦થી ૧૮૯૮ સુધીના ગુજરાતમાં પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના મંથનનો જે પરિવર્તનયુગ આરંભાયો તેના વિશાળ ફલક ઉપર આલેખાયેલી વિગતપ્રચુર ઇતિહાસકથા લેખે અને દલપતરામના જીવન અને સાહિત્ય વિશેની હકીકતની દૃષ્ટિએ પ્રમાણભૂત પણ જૂની પદ્ધતિની છતાં ઉત્તમ સર્જનાત્મક તત્ત્વોથી શોભી ઊઠતી ગુજરાતી સાહિત્યની એ એક ગૌરવવંતી ચરિત્રકૃતિ છે એટલું તો ચોક્કસ.

### બે અન્ય-ચરિત્ર

ગુણવંતરાય આચાર્યે 'નવજુવાન સુભાષ'(૧૯૩૮)માં સુભાષચંદ્રના જન્મ(૧૮૯૭)થી હરિપુરા રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન (૧૯૩૭માં) મળ્યું તે પહેલાંના સમય સુધીનું સારગ્રાહી ચરિત્ર આપ્યું હતું. તેમાં ત્યાર પછીની હકીકતો ઉમેરી ૧૯મી ઑગસ્ટ ૧૯૪૫ સુધીની નેતાજીની કારકિર્દી પોતે જેને પ્રમાણભૂત ગણે છે તેટલી જ માહિતી આપતું સરળ ચરિત્ર 'શ્રી. સુભાષચંદ્ર બોઝ' (૧૯૪૬) છે. એમાં પ્રસંગનિરૂપણ આકર્ષક છે, ભાષા સરળ અને ચમકદાર છે.

'હેમચંદ્રાચાર્ય'

પ્રાચીન, અર્વાચીન ઇતિહાસગ્રંથો અને સાહિત્યમાંથી પ્રાપ્ત થતી આધારભૂત સામગ્રી તેમ જ મહત્ત્વની પ્રામાણિક કિંવદન્તીઓનો સમન્વય કરી ધૂમકેતુએ 'હેમચંદ્રાચાર્ય'(૧૯૪૦)માં સોલંકીયુગની પશ્ચાદ્ભૂમિકા ઉપર બિનસાંપ્રદાયિક દૃષ્ટિથી 'કલિકાલસર્વજ્ઞ' હેમચંદ્રસૂરિના જીવનવિકાસનું વર્ણન-વિવેચન કર્યું છે. ધંધૂકાનો એક જૈન બાળક 'ચાંગદેવ'માંથી 'કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય' કેવી રીતે બને છે તે દર્શાવતાં ધૂમકેતુએ ચાંગનાં માતાપિતા, ધર્મશીલા માતા પાહિનીએ એનું દેવચંદ્રસૂરિને કરેલું સમર્પણ, ચાંગદેવનો દેવચંદ્રસૂરિ સાથે ખંભાતમાં નિવાસ અને વિદ્યોપાસના, પાટણમાં પ્રયાણ અને સિદ્ધરાજ જયસિંહની રાજસભામાં પોતાની વિદ્વત્પ્રતિભાનું સંસ્થાપન, તેમની સાહિત્યપ્રવૃત્તિ અને તેમણે કરેલું સિદ્ધરાજ તથા કુમારપાળનું ઘડતર એ સર્વનું રસિક વૃત્તાંત રજૂ કર્યું છે અને ગુજરાતની અસ્મિતાનો પાયો નાખનાર આચાર્યશ્રીની પ્રામાણિકતા, તટસ્થતા, અનાગ્રહીપણું અને ઓજસ્વિતાનો સાક્ષાત્કાર કરાવવાનો પ્રયાસ કર્યો છે.

ધૂમકેતુએ હેમચંદ્રાચાર્યની સર્વતોમુખી પ્રતિભાનો પરિચય કરાવતાં એમને ઉદ્યોગશીલ, વિદ્વાન, વ્યવહારદક્ષ અને રાજનીતિનિપુણ છતાં નિર્લેપ સાધુરૂપે ઓળખાવી સાહિત્યકારરૂપે, સંસ્કારનિર્માતા સાધુ તરીકે, સમયધર્મી રાજનીતિજ્ઞરૂપે, અને આધ્યાત્મિક પંથના મહાન ભોમિયા તરીકે એમણે ગુજરાતની આજની સંસ્કૃતિમાં, સાહિત્ય, સંસ્કારનિર્માણ, રાજનીતિ અને આધ્યાત્મિકતાનાં ક્ષેત્રોમાં આપેલો ફાળો દર્શાવી તેનું મૂલ્યાંકન કર્યું છે. ચરિત્રના આરંભથી અંત સુધી ધૂમકેતુનું ચરિત્રનાયક પ્રત્યેનું વલણ સત્યસ્વરૂપપ્રદર્શક કરતાં મુગ્ધ પ્રશંસકનું વિશેષ છે. ધર્મનિષ્ઠ માતા પાહિની અને વત્સલ પિતા ચાંગનાં પાત્રો સુરેખ દોરાયાં છે. એક પ્રકારનું ભાવનાત્મક વાતાવરણ પણ સર્જાયું છે તેમ છતાં સોલંકીયુગના ગુજરાતનું ચિત્ર આ ગ્રંથમાં સ્પષ્ટ થતું નથી.

ઐતિહાસિક તથ્યનું નિવેદન કરતાં ધૂમકેતુએ કુમારપાળ જૈન ધર્માનુયાયી થયો હતો કે નહિ એના જેવા વિવાદાસ્પદ પ્રશ્નો પણ ચર્ચ્યા છે અને તેને વિષે પોતાનાં મંતવ્યો અને નિર્ણયો પોતાની રીતે રજૂ કર્યાં છે, સાથે સાથે એમણે કિંવદન્તીઓના મૂળમાં રહેલા રહસ્યને ઓળખાવવા પ્રયાસ કર્યો છે.

ધૂમકેતુની શૈલી આ ચરિત્રકૃતિમાં વાર્તાલાપકાર કે પ્રવચનકારની રહી છે. પોતે વાચક સાથે વાર્તાલાપ કરતા જતા હોય તેમ ચરિત્રનાયક વિશે શી

શી સામગ્રી મળે છે, ક્યાંથી મળે છે, શી નથી મળતી, તેની પણ વાત તે વાચક સાથે કરતા જાય છે, અને પક્ષકારની છટાથી પોતે સ્વીકારેલી હકીકત કે મુદ્દાનું સચોટ પ્રતિપાદન પણ કરતા જાય છે અને વચ્ચે વચ્ચે પ્રસંગોની ગૂંથણી પણ કરતા જાય છે. પ્રસંગનિરૂપણ કરતાં પણ ધૂમકેતુએ કેટલીક વાર કેવળ રૂપરેખા જ આપી દીધી હોય છે. અલૌકિક તત્ત્વોનો પણ તેઓ પોતાની અનુકૂળતા પ્રમાણે ત્યાગ અને સ્વીકાર કરે છે. કેટલીક વાર અનાવશ્યક પુનરુક્તિ પણ તેઓ કરે છે. દેશપરદેશના ઇતિહાસનો પોતાનો પરિચય બતાવવાની વૃત્તિ પણ તે જતી કરી શકતા નથી. આને લીધે કયારેક મુખ્ય વિષય બાજુએ રહી જાય છે અને દેશપરદેશના ઇતિહાસમાંથી સમાન્તર ઉદાહરણો, અંગ્રેજી અને સંસ્કૃત ભાષાનાં અવતરણો એ સર્વની વચ્ચે ચરિત્રનાયકવિષયક સંગીન વૃત્તાંતસામગ્રીનો અભાવ સ્પષ્ટ દેખાઈ આવે છે. વિગતોની આ ઊણપને એમની ભાષા અને શૈલી કંઈક અંશે ઢાંકી દે છે, પણ સાવધાન વાચક જોઈ શકે છે કે ધૂમકેતુને સંશોધન કરતાં સર્જન વિશેષ અનુકૂળ આવે છે, કેમ કે તેમનું માનસ તો છે વિશેષ અંશે કલાકારનું જ.

### વિજયરાય વૈદ્યનું અર્પણ

પશ્ચિમના અંગ્રેજી સાહિત્યના અનુરાગી અને અભ્યાસી વિજયરાય ક. વૈદ્યે પણ ત્રણ ચરિત્રકૃતિઓ આપી છે. એમનું 'બ્રહ્મર્ષિ વસિષ્ઠ' (૧૯૩૬) વેદકાલીન મંત્રદ્રષ્ટા વસિષ્ઠથી શરૂ કરી યોગવાસિષ્ઠ સુધીના વસિષ્ઠને એક જ વ્યક્તિરૂપે રજૂ કરતાં કાલવિપર્યાસ અને કલ્પનાવિલાસ બંનેનો એક સાથે ભોગ થઈ પડેલી લઘુ જીવનકથા છે, જોકે સર્વ અદ્યતન સામગ્રીને આધારે એ વસિષ્ઠના જીવન અને સાહિત્યનો સરળ મનોહર શૈલીમાં પરિચય આપે છે.

### 'શુક્રતારક'

વિજયરાયે એમની બીજી કૃતિ 'શુક્રતારક' (૧૯૪૪) રચવામાં ગોવર્ધનરામ ત્રિપાઠીકૃત 'રા. નવલરામ લક્ષ્મીરામની જીવનકથા', ડાહ્યાભાઈ પી. દેરાસરીના 'બુદ્ધિપ્રકાશ'માંના નવલરામને લગતા બે સંસ્મરણ લેખ, નવલરામનું સાહિત્ય, નવલરામે કરેલી નોંધો, 'ગુજરાત શાળાપત્ર'માંનાં નવલરામનાં કેટલાંક અમંચસ્થ લખાણો વગેરેમાંથી મેળવેલી સામગ્રીનો આધાર લીધો છે. 'શુક્રતારક' શીર્ષકનું સૂચન પણ એમણે ગોવર્ધનરામ-લિખિત નવલરામચરિત્રમાંથી જ મેળવ્યું છે. પશ્ચિમના અર્વાચીન

ચરિત્રકારોનો ચરિત્રલેખનનો આદર્શ પોતાની નજર સામે રાખી વિજયરાય વૈદ્યે દશ્યાલેખન, વૃત્તાંતકથન, સંવાદ, રોજનીશી, પત્રાલાપ એમ વિવિધ પ્રકારની કલામય નિરૂપણપદ્ધતિથી યથાશક્ય રંગપૂરણી કરી નવલરામના સમયનું ગુજરાતી અને અંગ્રેજી શિક્ષણ, નવલરામનું તેજસ્વી વિદ્યાર્થીજીવન, તેમનું લગ્ન, એમનામાં આત્મજ્ઞાનનો ઉદય, એમની મહેચ્છાઓ, એમના ઉપર અસરકરનાર ધાર્મિક બળો, સુરતથી સરકારી કેળવણી ખાતામાં તેમની નોકરીની શરૂઆત, એમની લેખનપ્રવૃત્તિનો આરંભ, નાટકલેખન, એમનો ચિત્તક્ષોભ, સમાલોચક તરીકેના એમના કાર્યનો પ્રારંભ, એમના મનસૂબા, 'મેઈલ ટ્રેનિંગ કૉલેજ'ના ઉપ-આચાર્ય તરીકે તેમની અમદાવાદમાં બદલી, અમદાવાદનું તેમનું મિત્રમંડળ અને તેમની સાક્ષર તથા સુધારક પ્રવૃત્તિઓ, એમના સહકાર્યકર્તાઓ, એમણે કરેલું 'ગુજરાત શાળાપત્ર'નું સંચાલન, રાજકોટમાં 'ટ્રેનિંગ કૉલેજ'ના આચાર્ય તરીકે તેમની નિમણૂક, તેમના જીવનનો શાંતિકાળ, તેમણે કરેલું ગ્રંથાવલોકન કાર્ય, ગરબાવળીની રચના, ઇતિહાસલેખન, તેમની ઉત્તરાવસ્થા, તેમનો સુરતનિવાસ, તેમનું ધાર્મિક વાચન, સાહિત્યસર્જન અને એમની સિદ્ધિઓ વિશે ચિત્રાત્મક પ્રસંગો દોરે છે.

આ અભિનવ પ્રયોગ વિજયરાયે 'થતાં થઈ જતા દીધો' પણ એમણે અપનાવેલી આલેખનપદ્ધતિએ એમને ધારેલા પ્રમાણમાં સફળતા મેળવી આપી છે એમ તો કહી શકાય નહિ. પહેલું તો નવલરામના જીવનવિષયક પર્યાપ્ત વિગતો અહીં પ્રાપ્ત થતી નથી. નવલરામને વ્યક્તિરૂપે ખડા કરવા વિજયરાયે તેમને સંસ્મરણોની લિજ્જત માણતા, મંથન અનુભવતા, રોજનીશીમાં નોંધ ટપકાવી લેતા બતાવી એમના જીવનના ભિન્ન ભિન્ન પ્રસંગોને કલ્પનાબળથી સજીવ કર્યા છે તેમ જ એમનાં મંતવ્યો અભિપ્રાયો, ચિંતન અને વિવેચનને પાત્રોના મોંમાં મૂકી સંવાદ દ્વારા રજૂ કર્યાં છે. આ ચરિત્રમાં તેમને આ કારણથી સંવાદોનો ઉપયોગ વધુ પડતો કરવો પડ્યો છે. તેમાંનો તથ્યાંશ આપણને સ્વીકાર્ય હોવા છતાં અહીં રજૂ થયેલાં પ્રસંગ-ચિત્રોનાં સ્થળવિશેષ, યથાર્થ કાળ અને સંવાદના શબ્દો બરાબર આ જ અને બીજા નહિ એ વિશે પ્રામાણ્ય શું ?

ચરિત્રનો એક સાથે નવલકથા, નવલિકા, નાટક, એમ સંખ્યાબંધ સાહિત્ય-સ્વરૂપે આસ્વાદ કરાવવાના અને ગુજરાતી સાહિત્યના સ્ટ્રેચી કે આન્દ્રે મોર્વા કે એમિલ લડવિગ કે ફિલિપ ગ્વેડાલા બનવાના આદરણીય ઉત્સાહમાં વિજયરાયે કલ્પનાશક્તિ અને ચિત્રશૈલીનો અમર્યાદ ઉપયોગ કર્યો છે. કૃતિ એથી

રસાત્મક અવશ્ય બની છે પણ ચરિત્રકૃતિ તરીકે એ પ્રતીતિજનક કે સંગીન કેટલી તે પ્રશ્ન છે. નવલરામના જીવન અને કાર્યની ચરિત્રકારની પોતાની કોઈ નવીન સમાલોચના અહીં મળતી નથી. એટલે ચરિત્રલેખનની નૂતન શૈલીના અનિરેકનાં ભયસ્થાનો બતાવતા એક વિશિષ્ટ પ્રયોગ તરીકે એનું સ્થાન રહેશે; બાકી નવલરામના ચરિત્ર માટે તો ધ્રુવતારક વિજયરાયનું 'શુક્રતારક' નહીં બની શકે. એ માટે તો ગોવર્ધનરામની કૃતિ તરફ જ નજર દોડાવવી પડશે.

વિજયરાયની ત્રીજી ચરિત્રકૃતિ 'સૌરાષ્ટ્રનો મંત્રીશ્વર' (૧૯૫૯) ગગા ઓઝા —ગૌરીશંકર ઉદયશંકર ઓઝાનું સંક્ષિપ્ત ચરિત્ર છે. વિજયરાય સૌરાષ્ટ્રની એ વિભૂતિના વ્યક્તિત્વનાં વિવિધ જીવનપાસાં અને જીવનકાર્યનો કેટલાક પ્રસંગોના હૃદ્ય નિરૂપણ દ્વારા તેમ જ કવચિત્ કવચિત્ અસંશ્લિષ્ટ બની જતા વર્ણન-કથન દ્વારા સારો પરિચય આપે છે.

'કલાપી'

કલાપીના પત્રો, રા. બ. પ્રાણજીવન ઠાકરની રોજનીશી, સ્વ. મૂળચંદ આશારામ શાહે લખેલાં કલાપીનાં કેટલાંક સંસ્મરણો અને મનુભાઈ જોધાણીએ પૂરી પાડેલી કેટલીક સામગ્રીનો આધાર લઈ સ્વ. નવલરામ જ. ત્રિવેદીએ 'કલાપી' (૧૯૪૪) નામનું લાઠીના લોકપ્રિય કવિ-રાજવી કલાપીનું જીવન-ચરિત્ર લખ્યું છે. લાઠી-વિષયક માહિતી, ગોહિલ રાજકુળનો ઇતિહાસ, કલાપીનું બાળપણ અને 'રાજકુમાર કૉલેજ' રાજકોટમાં એમની કેળવણી, ત્રિભોવન જગજીવન જાની અને એન. બી. જોષી પાસે તેમણે લીધેલું ખાનગી શિક્ષણ-કચ્છ—રોહાકુમારી રાજબા—રમા અને કોટડા સાંગાણીનાં રાજકુમારી આનંદીબા સાથેનાં એમનાં લગ્ન, રાજખટપટ, અને કુટુંબ ખટપટ, કલાપીએ કરેલા ભરતખંડના પ્રવાસનું બયાન, રમાની દાસી મોંઘીમાંથી સ્નેહરાજ્ઞી શોભનાના પરિવર્તનનો રોમાંચક કિસ્સો—કલાપીના અદ્ભુત પ્રણયજીવનનો ઇતિહાસ, કલાપીની રાજકર્તા તરીકેની યોગ્યતા, તેમનું સ્નેહીમંડળ, ગુરુજનો, સલાહકારો, મિત્રો અને સ્વજનોના વિસ્તૃત પરિચય, કલાપીનું વાચન તેમની સાહિત્યપ્રવૃત્તિ, તેમની લોકપ્રિયતાનાં કારણ, તેમનાં ગદ્યપદ્યનાં લક્ષણો, એ સરળહૃદય સ્નેહાળ રાજવીનું વ્યક્તિત્વ—એ સર્વનો આવશ્યક તેટલો પરિચય લેખકે એમાં આપ્યો છે. કલાપીના જીવન વિષે મેળવેલી સામગ્રીનું કથારૂપ નિરૂપણ કરવા કરતાં હકીકત-કથન ઉપર નવલરામે વિશેષ લક્ષ આપ્યું હોવાથી આ ચરિત્રનું સ્વરૂપ નિબંધાત્મક બની ગયું છે. તે ઉપરાંત, ચરિત્રકારે પોતે પાડ્યા નથી છતાં સાતમા પ્રકરણથી આ ચરિત્રના બે વિભાગ પડી ગયા છે. એટલે કલાપીના

સ્નેહીમંડળ, તેમની સાહિત્યકૃતિઓ અને વ્યક્તિત્વનો પરિચય વિક્ટોરિયન ચરિત્રોમાં બને છે તેમ અહીં વિચ્છિન્ન સ્વરૂપે મળે છે. કલાપીના જીવનવિકાસ સાથે યોગ્ય રીતે તે દર્શાવાયો નથી.

કલાપીનું જીવન આંદ્રે મોર્વાના 'એરિયલ' જેવી કલામય ચરિત્રકૃતિ સર્જી શકાય એવી હૃદયંગમ સામગ્રીથી ભરપૂર છે તેમ છતાં નવલરામે નિરૂપણ અને શૈલીની કોઈ છટા દાખવ્યા વિના કલાપીના જીવનનો ઇતિહાસ જ લખી આપ્યો છે. કલાપીના પ્રણયજીવન વિષે લખતાં પોતે કરે છે તે વિધાનોના સમર્થનમાં એમણે કલાપીના પત્રોમાંથી એટલાં બધાં અવતરણો લીધાં છે કે એ આખું પ્રકરણ દલીલોનું દફ્તર બની ગયું લાગે; વળી કલાપી તરફની ભક્તિને કારણે તેઓ ક્યારેક સમતુલા પણ સાચવી શક્યા નથી. રમા અને શોભનાને એક સાથે, એક સરખી રીતે રાખવાના પ્રશ્નની ચર્ચા, કલાપીની પ્રણયભાવનાનું નિરૂપણ, તથા કલાપીનાં કાવ્યો ઉપરનાં વિવેચનો આ વાતનું સમર્થન કરે છે. એક તટસ્થ અને કલામય ચરિત્રકૃતિ તરીકે નહિ, પણ મળી એટલી હકીકતોના એક પ્રમાણભૂત સંગ્રહ તરીકે આ ચરિત્રનું મૂલ્ય રહેશે.

### 'પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું સંક્ષિપ્ત ચરિત્ર'

ચરિત્રનાયક-વિષયક ઉપલબ્ધ સર્વ સામગ્રીમાંથી ચોકસાઈપૂર્વક સંશોધન કરી સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રીએ ગુજરાતના પ્રથમ સંશોધક, પુરાતત્ત્વવિદ અને ઇતિહાસકાર પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીનું સંક્ષિપ્ત ચરિત્ર (૧૯૪૫) તૈયાર કર્યું છે. ચરિત્રકાર પુરાતત્ત્વપ્રેમી સંશોધક અને ચરિત્રનાયકના સમાનધર્મા હોવાથી ચરિત્રનાયક સાથે ઘણી સાહજિક રીતે સમભાવ સાધી શક્યા છે તેની પ્રતીતિ વાચકને પહેલા પ્રકરણથી જ નહિ, છેક પ્રસ્તાવનાથી પણ થાય છે. ચરિત્રનાયકનો વિકાસક્રમ દર્શાવતાં અહિચ્છત્ર જ્ઞાતિ—પ્રશ્નોરા નાગરકોમનો ઇતિહાસ, ચરિત્રનાયકની પ્રથમાવસ્થા, એમણે મેળવેલી કેળવણી, તે જમાનાની કેળવણીની સ્થિતિ, ફાર્બસની સૂચનાથી ડૉ.ભાઉદાજીના તેડાવ્યા પંડિતજીનું મુંબઈ જવું, અને એ ડૉક્ટરને ત્યાં તેર વર્ષ સુધી નોકર અથવા શિષ્ય તરીકે રહી અભ્યાસ કરવો તથા તે દરમ્યાન શોધખોળ માટે બે વાર તેમનો ભારત-પ્રવાસ, સંશોધનકાર્ય, તેમની ઐતિહાસિક સંશોધનની દૃષ્ટિનો વિકાસ, ડૉ. ભાઉદાજીના અવસાન પછી પંડિતજીની સ્વતંત્ર સંશોધનપ્રવૃત્તિ વગેરેનો વિગતવાર અહેવાલ ચરિત્રનાયકના સંશોધનકાર્યનો ઇતિહાસ બની રહે છે. દુર્ગાશંકર શાસ્ત્રીએ પંડિતજીએ ઉત્કીર્ણલેખવિદ્યા, નિષ્કવિદ્યા, પુરાણવસ્તુશાસ્ત્ર અને લિપિવિદ્યા તેમ જ

મહારાજ' (૧૯૪૭) એમ ગુજરાતના પ્રસિદ્ધ લોકસેવક રવિશંકર મહારાજનો પરિચય કરાવતાં એ પુસ્તકો લખ્યાં છે. એમણે રવિશંકર મહારાજ સાથે વાતો કરીને તેમ જ એમના વિશેની વાતો સાંભળીને અને વાંચીને જે હકીકતો મેળવી તેને કાલક્રમે ગોઠવીને રજૂ કરી છે. 'મહારાજ થયા પહેલાં' રવિશંકર શિવશંકર વ્યાસના જીવનનાં ૧૮૮૪થી ૧૯૨૦ સુધીનાં પહેલાં છત્રીશ વર્ષનાં ઉછેર અને ઘડતર કેવી રીતે થયાં તેનો વિગતવાર અને પ્રમાણભૂત અહેવાલ આપે છે. મહારાજે તેમના માતપિતા પાસેથી ધાર્મિક સંસ્કારોનો વારસો મેળવ્યો. તેમના પિતાએ એમને નિત્યની રહેણીકરણી મારફતે કાર્ય દ્વારા જ ઘડતર કરવાની સ્વપુરુષાર્થની કડક કેળવણી આપી. માતાની વાત્સલ્યભરી હૂંફમાંથી કરકસર અને સુઘડતાના ગુણ તે શીખ્યા. નગીનદાસ માસ્તરે એમનામાં વિકાસનાં બીજ રોપ્યાં. કવિ છોટાલાલ માસ્તરે એમને આર્યસમાજનો રંગ ચડાવ્યો અને ક્રાંતિ તથા સુધારાની ધગશ એમનામાં જન્માવી. મોહનલાલ કામેશ્વર પંડયાએ રવિશંકરને રાષ્ટ્રીયતાનો રંગ લગાડયો, સ્વામી વિવેકાનંદ અને રામતીર્થનાં લખાણોએ એમને વિચાર કરતા કર્યા. સ્વામી નિત્યાનંદે સમાજને કુટુંબ બનાવતાં શીખવ્યું. ગાંધીજીએ જીવનદષ્ટિ આપી. મોહનલાલ પંડયા, વેલચંદ બૅન્કર, અબ્બાસ સાહેબ તૈયબજી અને ધાટગેએ તેમને જાહેરમાં કાર્ય કરવાની પ્રેરણા આપી. સ્વદેશીના રંગે તે રંગાવા લાગ્યા, ધીમે ધીમે એમનું બાહ્યાંતર પરિવર્તન થવા લાગ્યું. વડોદરાના 'ફત્તેહસિંહ અનાથાશ્રમ' માટે ફાળો ઉઘરાવવાના કાર્યથી એમણે એક બાજુ દીન, દુ:ખીજનોની સેવા કરવાનું કાર્ય શરૂ કર્યું. બીજી બાજુ, તેમણે ગાંધીજીના જપ્ત થયેલા 'હિંદ સ્વરાજ'ની નકલોનો નિર્ભય પ્રચાર કર્યો અને રાષ્ટ્રસેવા શરૂ કરી. તેમણે બહિયલમાં ખાદીકેન્દ્ર ચલાવ્યું, તેમણે સરસવણીમાં સસ્તા અનાજની દુકાન ચલાવી. તેમણે ઈ. સ. ૧૯૨૦માં સુણાવમાં રાષ્ટ્રીય શાળા સ્થાપી. તેમણે અમદાવાદમાં વેઠ સામે જેહાદ ઉપાડી અને ૧૯૨૧ની સાલમાં એ પોતાની જાતને દેશને અર્પણ કરી સ્વામી નિત્યાનંદજીના આશીર્વાદ સાથે કુટુંબરૂપી નાતું ઘર છોડી, આત્મવત્ સર્વભૂતેષુનો મંત્ર આચરણમાં ઉતારી સમાજરૂપી મોટા ઘરમાં એ પ્રવેશ્યા. આ પુસ્તકમાં રવિશંકર મહારાજની આ બધી જીવનકથા સીધી અને રસભરી ભાષામાં ક્રમપુર:સર આલેખાઈ છે.

'રવિશંકર મહારાજ' મહારાજે છત્રીશમે વર્ષે સંપૂર્ણ રીતે દીનદુખિયાં જનોની અને દેશની સેવાના કાર્યમાં પડયા પછી ત્રીશેક વર્ષ સુધી પ્રવૃત્તિપરાયણ જાહેરજીવનમાં કરેલા અખંડ પુરુષાર્થની સળંગસૂત્ર પ્રેરક કથા છે.

મહીકાંઠા વિભાગના બારૈયા કોમના પાટણવાડિયા બહારવટિયા કોમ વચ્ચે, નાગપુર ઝંડાસત્યાગ્રહ વખતે, બોરસદ તાલુકામાં હૈડિયાવેરાની સામે લડતમાં, ઈ. સ. ૧૯૨૭ના વડોદરા રેલસંકટમાં, બારડોલી સત્યાગ્રહમાં, ઈ. સ. ૧૯૩૦ના સમરસ સંગ્રામમાં, રનીપરજ કોમ વચ્ચે, હરિપુરા મહાસભા વખતે રસોડા સંચાલનમાં, કલોલના કોલેરામાં, અમદાવાદના હુલ્લડમાં, ડાકોરમાં રણછોડરાયજીના મંદિરમાં હરિજનોને દર્શન સુલભ કરાવવામાં, બોચાસણના વિદ્યાલયમાં એ પ્રમાણે અનેક સ્થળે અને સમયે મહારાજે કરેલાં નાનાં મોટાં સેવાકાર્યોનો વિગતવાર ઇતિહાસ એમાં બબલભાઈએ આપ્યો છે, અને ગુજરાતના જાહેરજીવનમાં મહારાજનું શું સ્થાન છે તે બતાવ્યું છે.

બબલભાઈએ મહારાજની ધાર્મિકવૃત્તિ, શ્રમપ્રેમ, ખડતલપણું, કરકસર, કાર્યદક્ષતા, નિખાલસપણું, નીડરતા, સાહસ, સહૃદયતા, સેવાભાવ, સહાયકવૃત્તિ, વ્યાવહારિકતા વગેરે વ્યક્તિગુણો સંયમપૂર્વક વર્ણવ્યા છે તેની સાથે મહારાજનો ઉકળાટ અને લોકસેવકને ન શોભે એવી એમની અધીરાઈ જેવી મર્યાદાઓ પણ દેખાડી છે. મહારાજના વિવિધરંગી જીવનપ્રસંગો વર્ણવતા ઝવેરચંદ મેઘાણી-કૃત 'માણસાઈના દીવા'માંના ઘણા પ્રસંગોની કેવળ રૂપરેખા આપી બબલભાઈએ ચલાવી લીધું છે, બબલભાઈની શૈલી ચરિત્રકાર અને ચરિત્રનાયકના બંનેના શીલ જેવી સરળ છે. કોઈક વાર વિનોદનાં છાંટણાં પણ તેઓ છાંટી લે છે. મહારાજના સેવાકાર્યના ઇતિહાસ તરીકે આ કૃતિનું મહત્ત્વ રહેશે.

### સ્વ. નરહરિ પરીખનો ફાળો

ગુજરાતી ચરિત્રસાહિત્યમાં સ્વ. નરહરિ પરીખનો ફાળો વિપુલ છે. એમણે 'મહાદેવભાઈનું પૂર્વચરિત્ર' (૧૯૫૦) 'સરદાર વલ્લભભાઈ : ભાગ ૧, ૨' (૧૯૫૦, ૧૯૫૨) અને 'શ્રેયાર્થીની સાધના' (૧૯૫૩) રચનાં પહેલાં 'નવલગ્રંથાવલિ'ના ૧૯૩૭ ના તારણના આરંભમાં અને 'અંબાલાલ સાકરલાલ દેસાઈનાં ભાષણો તથા લેખો' ૧૯૪૨ના નવા સંસ્કરણની શરૂઆતમાં અનુક્રમે 'સ્વ. નવલરામભાઈ' તથા 'દી. બ. અંબાલાલભાઈ' નામક ચરિત્રનિબંધ રચ્યા હતા એ યાદ કરવું ઘટે.

'સ્વ. નવલરામભાઈ' તૈયાર કરવામાં નરહરિભાઈએ ગોવર્ધનરામ ત્રિપાઠીકૃત 'નવલરામ લક્ષ્મીરામની જીવનકથા', નરસિંહરાવ દિવેટિયાનું 'મનોમુકુર' સ્વ. ડાહ્યાભાઈ દેરાસરીએ લખેલાં નવલરામનાં જીવનસંસ્મરણો

અને સ્વ. ડાહ્યાભાઈ દેરાસરીની તેમણે લીધેલી મુલાકાત દરમ્યાન મેળવેલી હકીકતોનો આધાર લીધો છે. નરહરિભાઈએ ગોવર્ધનરામ ત્રિપાઠીના આયોજનને જ અનુસરી નવલરામની જીવનકથા આપી છે. નરહરિભાઈએ ગોવર્ધનરામના લખાણમાંથી મોટે ભાગે ઘણું એમનું એમ મૂકી દીધું છે, અલબત્ત ગોવર્ધનરામની જોડણીમાં વિદ્યાપીઠના શબ્દકોશ પ્રમાણે ફેરફારો કરીને! નવલરામના સાહિત્યના નરસિંહરાવ દિવેટિયાએ કરેલા વિવેચનને નરહરિભાઈ અનુસરતા હોવાથી એમણે નવલરામના સાહિત્યની સમાલોચનામાં નરસિંહરાવના 'મનોમુકુર'માંથી અવતરણો લીધાં છે. નવલરામ સંબંધી આ ચરિત્ર-સ્વાધ્યાય ગોવર્ધનરામ ત્રિપાઠીની કૃતિનો પૂરક ગણી શકાય.

'અંબાલાલ સાકરલાલ દેસાઈનાં ભાષણો તથા લેખો'ના ખૂબ જ વધારા સાથેના ૧૯૪૨ના નવા સંસ્કરણના પ્રવેશક-રૂપે નરહરિ પરીખે 'દી. બ. અંબાલાલભાઈ' શીર્ષક નીચે અંબાલાલભાઈનો વિસ્તૃત પરિચય આપ્યો છે. એમાં નરહરિભાઈએ અંબાલાલના પૂર્વજો, તેમનાં વત્સલ માતપિતા, માંદગીભર્યું એમનું બાળપણ, વ્યાવહારિક પ્રતિકૂળતાઓ છતાં તેમણે કરેલો વિદ્યાભ્યાસ, નિશાળ-કૉલેજની તેમની તેજસ્વી કારકિર્દી, તેમનું પ્રેમાળ ધાર્મિક ગૃહજીવન, કાર્યનિષ્ઠ શિક્ષક તેમ જ કાબેલ નીડર ન્યાયાધીશ તરીકેની તેમની ઉજ્જવળ કારકિર્દી અને તેમણે કરેલી સાર્વજનિક અને સાહિત્યિક પ્રવૃત્તિઓનો પરિચય આપ્યો છે. લોકસેવા કરવાની વૃત્તિ અને તવંગર થવાની તમન્નાને નરહરિભાઈ અંબાલાલભાઈના જીવનનું પ્રેરકબળ ગણાવે છે. અંબાલાલભાઈની સાહિત્યસેવાનું મૂલ્યાંકન કરતાં યોગ્ય રીતે જ નરહરિભાઈએ એમને ગાંધીજી પહેલાં ગુજરાતી સાહિત્યમાં સરળ ગદ્યનો પાયો નાખનાર કહ્યા છે.

નરહરિભાઈએ અંબાલાલભાઈના વ્યક્તિત્વ-દર્શક બેચાર પ્રસંગો આપી તેમનાં ચારિત્ર્ય-લક્ષણો વર્ણવ્યાં છે. એમાંથી અંબાલાલભાઈના સ્વભાવ અને પ્રવૃત્તિનો પરિચય મળી રહે છે. નરહરિભાઈ અંબાલાલભાઈના પ્રશંસક છે તેમ છતાં શાળામાં સજા કરવાની અંબાલાલભાઈની પદ્ધતિ વિષે બે પ્રતિષ્ઠિત સજ્જનોના બે પરસ્પર વિરોધી અભિપ્રાયોનાં અવતરણ આપ્યાં પછી અંબાલાલભાઈની એ શિક્ષાપદ્ધતિને પોતે ઇષ્ટ ગણતા નથી એમ તો દેખાડે છે. વડોદરા રાજ્યમાં દક્ષિણી-ગુજરાતીની પક્ષાપક્ષી અને વડોદરા રાજ્યમાં લાગવગના બળ વિષે લખતાં નરહરિભાઈએ અંબાલાલભાઈ સંબંધે બે પરસ્પર વિરોધી કથન રજૂ કરી પોતાની તટસ્થતા દેખાડી છે.

તીતિ ઉપજે છે. આ નિરૂપણરીતિ બહુ કલ્પનાયતા ધારણ કરી શકતી નથી. મહાદેવભાઈનો અને નરહરિભાઈનો નિકટનો સહવાસ હોવાથી નરહરિભાઈ સારી રીતે વિગતસભર છે, તેમ છતાં તેમણે ઔચિત્યબુદ્ધિનો સારો ઉપયોગ કર્યો છે અને મહાદેવભાઈનું ઉમળકાભર્યું પણ તટસ્થ અને યથાર્થદર્શી ચરિત્ર આપ્યું છે.

### 'સરદાર વલ્લભભાઇ'

નરહરિભાઈએ લખેલા ચરિત્રગ્રંથોમાં સૌથી વિસ્તૃત 'સરદાર વલ્લભભાઈ' ભાગ પહેલો (૧૯૫૦) અને બીજો (૧૯૫૨) છે. આશરે હજાર પાનાનાં આ ચરિત્રમાં સંગ્રહાયેલી હકીકતો સાધાર અને ચોક્કસ છે. એમાંની મોટા ભાગની મણિબહેનની અંગત ડાયરીઓ, તેમણે સાચવેલો સરદાર-વિષયક પત્ર-વ્યવહાર, સરદારે લખેલા પત્રો, સરદારની ડાયરી, સરકારી નોંધો, સરકારી દફતરો, વૃત્તવિવેચકો અને પત્રકારોનાં નિવેદનો વગેરેમાંથી લેવામાં આવી છે. તે ઉપરાંત, બીજી ખૂટતી માહિતીની વિગત લેખકે સરદારના સહાધ્યાયીઓ, સહકાર્યકર્તાઓ અને સગાંસંબંધીઓ પાસેથી મેળવી છે. હકીકતોની યથાર્થતાની ખાતરી નરહરિભાઈએ સરદાર પાસે પણ કરાવી લીધી હતી.

પહેલા ભાગમાં સરદારના જન્મથી શરૂ કરી ૧૯૯૨ની લાહોર કૉંગ્રેસ સુધીનું તેમનું જીવનવૃત્તાંત આવે છે: બીજો ભાગ સને ૧૯૩૦ અસહકારની લડતના આરંભથી ૧૯૪૨ની 'હિંદ છોડો'ની લડતની શરૂઆત સુધીના કાળની સરદાર-જીવનકથા આપે છે. સરદારના જીવનના ચોખ્ખા બે વિભાગ પડી જાય છે. પહેલો વિભાગ ૧૯૧૮ સુધીનો (પ્રકરણ ૧ થી ૫) જેમાં સરદારના અંગત જીવનનું અને તેથી તેમના સાચા વ્યક્તિત્વનું પ્રતિબિંબ ઝિલાયું છે. પહેલા વિભાગનું 'ગૃહજીવનમાં ડોકિયું' અને બીજા વિભાગનું 'વત્સલ હૃદય' એ પ્રકરણો સરદારના વ્યક્તિત્વનો વિશુદ્ધ પરિચય આપે છે. આ બધાં પ્રકરણોમાં આપણને સરદારની તેમનાં માતપિતા પ્રત્યેની ભક્તિ, તેમનું સાદું ગરીબ પણ સ્વમાની તોફાની વિદ્યાર્થીજીવન, વકીલાત કરવામાં તેમની કુશળતા, વિલાયતમાં સ્થિર એકાગ્રચિત્તવાળું તેમનું તેજસ્વી વિદ્યાર્થી-જીવન, સ્વચ્છતા અને સુઘડતા પ્રત્યે તેમનો અનુરાગ, બાળકો પ્રત્યેનું તેમનું વાત્સલ્ય, ભાઈઓની કાળજી, કુટુંબીજનો તરફ તેમનો ભાવ, કુટુંબની આર્થિક મુશ્કેલીઓ અને સુખદુઃખમાં તેમનો સક્રિય સહકાર, કુટુંબની ચિંતા, તિતિક્ષા, અભય, ધીરજ, વિનોદવૃત્તિ, ઈશ્વરશ્રદ્ધા, કોમળતા, વત્સલતા અને અને હૃદયની ઉદારતા જેવા ગુણોનો પરિચય થાય છે.

બાકીનાં પ્રકરણોમાં એમની જાહેર કારકિર્દી અને કામગીરીનો ઇતિહાસ લખનાં નરહરિભાઈ અમદાવાદમાં સરદારે કરેલી બૅરિસ્ટરી, અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં તેમનું રચનાકાર્ય, ૧૯૧૮ની ખેડા સત્યાગ્રહની લડતથી તેમણે શરૂ કરેલી સાર્વજનિક પ્રવૃત્તિ અને પ્રજાની વકીલાત, અમદાવાદની પ્રથમ મજૂર હડતાલ, નાગપુર ઝંડાસત્યાગ્રહ, બોરસદ સત્યાગ્રહ, ૧૯૩૦નો સમરસ-સંગ્રામ, નરીમાન-પ્રકરણ, ખરે-પ્રકરણ, સુભાષ-પ્રકરણ, દેશી રાજ્યોના પ્રશ્નોમાં સરદારે ભજવેલો પ્રત્યક્ષ કે પરોક્ષ ભાગ, રાજકોટ સત્યાગ્રહ, સર સ્ટેફર્ડ ક્રિપ્સની વિષ્ટિની નિષ્ફળ દરખાસ્ત, ૧૯૪૨ની નવમી ઑગસ્ટના પરોઢનો 'હિંદ છોડો'નો યાદગાર ઠરાવ વગેરે બાબતોનો સમાવેશ કરે છે. આ પ્રકરણોમાં આપણે સરદારને ઉત્તમ વ્યવસ્થાશક્તિ, કામ લેવાની અજબ કુનેહ, ઊંડી વ્યાવહારિકતા, કડકપણું, ઓછાબોલાપણું, વિચક્ષણ બુદ્ધિ, તેજસ્વિતા, કિસાનો માટેની સેવાની ધગશ વગેરે ગુણોવાળા નીડર અને જાહેર જીવનના કડક ચોકીદાર રૂપે જોઈએ છીએ.

સરદારનું મોટા ભાગનું જીવન રાજકારણ સાથે સંકળાયેલું છે એટલે તેમણે ગાંધીજી પાસેથી પ્રેરણા લઈ ૧૯૧૫થી ૧૯૪૭ સુધીનાં બત્રીસ વર્ષમાં પ્રજાને જાગૃત કરી અને ઘડી છે એટલે સ્વાભાવિક રીતે જ આ ચરિત્રમાં એ સમયના ગુજરાતની પ્રજાજાગૃતિ અને રાષ્ટ્રીયભાવનાની કેળવણીનો ઇતિહાસ આવી જાય છે. આ રીતે અહીં આપવામાં આવેલો સરદારના જીવનનો વિગતવાર અને અતિ વિસ્તૃત અને તેથી કંઈક અંશે નીરસ ઇતિહાસ વિશેષતઃ સમકાલીન ગુજરાત અને ભારત દેશની રાજકીય પરિસ્થિતિની જ તવારીખ છે. એમાં સરદારનું વ્યક્તિચિત્ર ૧૯૧૮થી '૪૨ સુધીના રાજકીય ચિત્ર આગળ ઝાંખું પડે છે એટલે આ ચરિત્ર મુખ્યત્વે સરદારપ્રેરિત ગુજરાતની લોકજાગૃતિનો ઇતિહાસ બની રહે છે.

નરહરિભાઈએ સરદાર પ્રત્યે પૂરી સહૃદયતાથી આખું જીવનચરિત્ર લખ્યું છે. એટલે ચરિત્રનિરૂપકે જે ભિન્ન-અંતર દૃષ્ટિ કેળવવી જોઈએ તે તેઓ કરી શક્યા નથી. કોઈ પણ મહત્ત્વની હકીકતની નરહરિભાઈ સ્વતંત્રપણે રજૂઆત કરી શકતા નથી. પોતાનું કથન કરી કોઈ અને કોઈ જગાએથી એના સમર્થન માટે આધાર કે પ્રમાણ આપતાં અવતરણો તેઓ મૂકી દે છે. તેમની પોતાની અન્ય મર્યાદાઓ પણ તેઓ જાણે છે કે એમની પાસે અદ્ભુત સાહિત્યકલા કે મનોહર લેખનશૈલી નથી. એટલે સરદારના જીવનની સામગ્રી એકઠી કરી તેમને આવડી તેવી રીતે ગોઠવી તેમણે સાહિત્યિક શક્તિવાળા કોઈ સમર્થ ભાવિ ચરિત્રકાર માટે સરદારજીવનનો એક સુવ્યવસ્થિત સર્વસંગ્રહ આપ્યો છે.

## 'શ્રેયાર્થીની સાધના'

'શ્રેયાર્થીની સાધના'(૨૬-૬-'૫૩)માં કિશોરલાલ મશરૂવાળાના નિકટતમ મિત્ર અને સહકાર્યકર્તા નરહરિભાઈએ કિશોરલાલની સળંગ છબી રજૂ કરવા માટે કિશોરલાલે સને ૧૯૩૦માં નાસિક જેલમાં લખેલી સ્મૃતિ-શ્રુતિનોંધો, તેમનાં પુસ્તકો, લેખો, પત્રો અને ભાષણોમાંથી અવતરણો તેમ જ શ્રી નાથજી, પ્રભુદાસ ગાંધી અને નીલકંઠ મશરૂવાળા વગેરેએ ખાસ લખી આપેલાં કિશોરલાલનાં સંસ્મરણો વગેરેમાંથી પણ ઉતારાનો છૂટથી ઉપયોગ કર્યો છે. આટલી બધી સામગ્રીની પ્રાપ્તિ ઉપરાંત નિકટનો સતત સહવાસ, સમાન કાર્યક્ષેત્ર અને સન્મૈત્રી છતાં નરહરિભાઈએ સ્વતંત્ર સુસંકલિત સળંગ ચરિત્રકૃતિ નિરૂપવાને બદલે એ સામગ્રીને યથાસ્થાને ગોઠવી, તે પોતે જ કહે છે તેમ, લેખક કરતાં સંપાદકનું કાર્ય વધારે ભાગે કર્યું છે.

એમાંથી વાચકને કિશોરલાલના જીવનનાં જુદાં જુદાં પાસાં બરાબર જાણવા મળે છે. વાચકને કિશોરલાલનાં માતપિતા, ભાઈઓ, કેટલાક મિત્રો, શિક્ષકો વગેરેનો પરિચય થાય છે. વાચક કિશોરલાલને અકોલાની મરાઠી શાળામાં, મુંબઈની એકબે હાઈસ્કૂલો અને અને કૉલેજમાં કેળવણી લેતા, અકોલામાં ત્રણ વર્ષ વકીલાત કરતા અને સાથે સાથે વારસામાં મળેલી સાર્વજનિક સેવાપ્રવૃત્તિની પણ શરૂઆત કરતા, મુંબઈ વેપારાર્થે પાછા આવતા અને ચંપારણ્યમાં ગાંધીજીને મળી એમના અનુયાયી બની અમદાવાદના સાબરમતી આશ્રમમાં આવી પોતાનું વિધવિધ કાર્ય કરતા જુએ છે. ગાંધીઆશ્રમમાંની તેમની કારકિર્દીની શરૂઆતમાં તેઓ ત્યાંની રાષ્ટ્રીય શાળાના ભાગીદાર, પ્રેરક, વ્યવસ્થિત નિયમિત અને કાર્યકુશળ શિક્ષક તેમ જ સંચાલક અને પછી ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર તરીકે પણ કાર્ય કરે છે. સાર્વજનિક પ્રવૃત્તિઓની સાથે જ તેમને વારસામાં મળેલી સત્યની નીડર, નિખાલસ અને નિષ્ઠાવાન ઉપાસના કરતાં સમાજના અને પોતાના ધારણ, પોષણ અને શ્રેય માટે વિવેકયુક્ત સાધના તે કરે છે અને હૃદયની વ્યાકુળતા અનુભવતાં ગાંધીજીના વાત્સલ્યને પામવા સદ્ભાગ્યશાળી થાય છે. અંતે શ્રી નાથજી પાસેથી નવી દૃષ્ટિ મેળવતાં એમના ભ્રમનું નિરસન થાય છે અને તેથી તેમની વ્યાકુળતા શમી જાય છે. સને '૩૦ અને '૪૨ની રાષ્ટ્રીય લડતમાં સ્વદેશસેવક તરીકે તેઓ કારાવાસ પણ સેવે છે. ત્યાર પછી 'ગાંધી સેવાસંઘ'ના પ્રમુખ તરીકે પણ તેઓ પોતાની સેવાઓ આપે છે. 'હરિજન' પત્રોના તંત્રી તરીકે કામ કરતાં તેઓ સામાજિક અનિષ્ટો અને સરકારની નીતિની નીડર, નિખાલસ, કડક પણ

સંયમશીલ વિવેચના કરે છે. ગાંધીજી સાથે મતભેદ હોવા છતાં ગાંધીજીના આદર્શોના પોષક અને પ્રેરક ભાષ્યકાર પણ તેઓ બને છે. રાજકારણ, અર્થકારણ, કેળવણી, ધર્મ વગેરે બાબતમાં સમૂળી ક્રાંતિકારક પ્રખર ચિંતક તેમ જ સાહિત્યકાર સ્વરૂપે તેઓ દેખાય છે.

વાચકને સૌના સ્વજન અને સુહૃદ સમા કિશોરલાલના સહૃદયતા, સત્યનિષ્ઠા, સદ્દહેતુ, સરળતા, શાંતિપ્રિયતા, સમભાવશીલતા, સ્વાતંત્ર્યપ્રિયતા, સ્વાશ્રયવૃત્તિ, નિખાલસતા, નીતિપ્રિયતા વગેરે ચારિત્ર્યગુણોનો પરિચય થાય છે પણ તે એક સુશ્લિષ્ટ કલાકૃતિના રૂપમાં નહિ, પણ છૂટાછવાયા સંસ્મરણલેખો, કિશોરલાલનાં પુસ્તકોમાંથી આપેલાં અવતરણો અને તેમના જ શબ્દોમાં આપેલા તેમના જીવનદર્શનને આધારે. એટલે વાચક કિશોરલાલના જીવનનાં સર્વ પાસાંનો અને વિચારસરણીનો તથા સાહિત્યપ્રવૃત્તિનો પ્રામાણિક પરિચય મેળવી શકે છે, પણ એમના જીવન અને વ્યક્તિત્વની છબી આપતી કલામય ચરિત્રકૃતિથી તો વંચિત જ રહે છે.

નરહરિભાઈએ લખેલા બે વિસ્તૃત પ્રવેશકો અને ત્રણ ચરિત્રો ઉપરથી જોઈ શકાય છે કે નરહરિભાઈ ખૂબ શ્રમ લઈ સારી રીતે સામગ્રી-સંચય કરે છે, પણ એ સર્વનું યોગ્ય કલામય રૂપાંતર કરી આકર્ષક ચરિત્રકૃતિ ઉપજાવી શકતા નથી. એટલું જ નહિ પણ પોતે કોઈ સ્વતંત્ર અભિપ્રાય આપતા નથી, બીજાના ઉપર જ આધાર રાખવાનું એ પસંદ કરે છે. ચરિત્રકારનો ઇતિહાસકાર અને સામગ્રી-સંપાદકનો ધર્મ એ બજાવે છે તેટલો કલાકારનો નહિ. 'મહાદેવભાઈનું પૂર્વચરિત' આમાં કંઈક અંશે અપવાદરૂપ ગણી શકાય.

પરિણમતી નિષ્ફળ કરુણ જીવનકથા કહી છે. એમ કરતાં અંબુભાઈએ મણિલાલનાં કલહમય કૌટુંબિક જીવન, સંકુચિતવૃત્તિવાળા પિતા, વ્હાલ-વિનાનું બાળપણ, પ્રેમાળ શિક્ષકો, સહાધ્યાયીઓ, કુસોબત, નિષ્ફળ લગ્નજીવન અને તેથી બેચાર પ્રેમસ્થાનો વચ્ચે ઝોલાં ખાતું મણિલાલનું હૃદય, મણિલાલના બાલાશંકર, કલાપી, કાન્ત જેવા મિત્રો, મણિલાલની સાહિત્યપ્રવૃત્તિ, મણિલાલનું મનોમંથન, ધર્મસંશોધન વગેરે વર્ણવી મણિલાલની ઘડતરકથા છેક બાળપણથી શરૂ કરી કહી છે. લેખકે મણિલાલને કુસોબત છતાં તેમનામાં રહેલી જ્ઞાનપિપાસા અને સાહિત્યની રસિકતા જેવી ઉચ્ચગામી વૃત્તિઓનો વિકાસ દર્શાવી પ્રતીતિ કરાવી છે કે મણિલાલમાં ધાર્મિક વૃત્તિનાં ઉદય, અને આર્યદર્શન માટેના તેમનાં પક્ષપાત અને શ્રદ્ધા વિચારશૂન્ય માનસિક ગુલામી, અંધ રૂઢિદાસત્વ કે કોઈ પૂર્વગ્રહનું પરિણામ નહિ પણ નાસ્તિકતા અને આસ્તિકતા વચ્ચેના પશ્ચિમના અને પૂર્વના સંસ્કાર વચ્ચે જાગેલા સંઘર્ષના પરિણામે થયેલી બૌદ્ધિક પ્રતીતિરૂપ હતાં.

તે ઉપરાંત, મણિલાલનો હાઈસ્કૂલનો અભ્યાસ, પિતાપુત્ર વચ્ચેનો સંબંધ, મુંબઈમાં મણિલાલનું કૉલેજજીવન, નડિયાદમાં શિક્ષક તરીકેની તેમની કારકિર્દી, મુંબઈમાં ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર, પ્રેમ અને અંગત મિત્રમંડળ (બાળાશંકર, કલાપી, કાન્ત વગેરેનું), ભાવનગરમાં પ્રાધ્યાપક, વડોદરા રાજ્યમાં ભાષાંતરકાર અને સંશોધક, કુટુંબ અને અંગત સંબંધોની નિષ્ફળતા, 'બાળવિલાસ'ની શૈલી અંગે હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા સાથે મતભેદ વગેરેનો ખ્યાલ આપી અંબુભાઈએ મણિલાલના વ્યક્તિત્વનો પરિચય આપતાં તેમને સંવેદનશીલ આત્મા, સત્યના જિજ્ઞાસુ, બુદ્ધિશાળી પંડિત, સહૃદય કવિ, ધર્મનિષ્ઠ વિદ્વાન, કર્તવ્યપરાયણ અધ્યાપક અભેદ દર્શન પર નવયુગી ભાષ્ય કરનાર ચિંતક, સક્રિય નિર્મળ સુધારક, અને સમર્થ ગદ્યસર્જક તરીકે ઓળખાવ્યા છે.

પુરાણીનું સૌથી વિશેષ મહત્ત્વનું કાર્ય તો એ છે કે તેમણે મણિલાલના સમયનો પરિચય આપી તેમના ચારિત્ર્યનું મૂલ્યાંકન કરવાનું યોગ્ય દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે, અને મણિલાલનું કૌટુંબિક વાતાવરણ, બાળપણ, કાચી વયની તેમની કુસોબત, એમનું નિષ્ફળ લગ્નજીવન, સાઠોદરા જ્ઞાતિનું તત્કાલીન નૈતિક ધોરણ, એલ્ફિન્સ્ટન કૉલેજનું વાતાવરણ, તે સમયનાં સાહિત્યકારોનાં જીવન, મણિલાલની પોતાની નિર્બળતા, તેમની પોતાની ભૂલો માટેની તીવ્ર આત્મનિર્ભર્ત્સના તથા તેમણે પોતામાં રહેલા વિકારોને દૂર

કરવા કરેલા પ્રયાસો વગેરેનો તુલનાત્મક ખ્યાલ કરી એમના ચારિત્ર્યને મૂલવવાનો આગ્રહ રાખ્યો છે તે સર્વથા ઉચિત છે. આ રીતે પુરાણીએ મણિલાલના સંબંધે ગેરસમજૂતીને દૂર કરી તેમને યોગ્ય ન્યાય અપાવવા પ્રયાસ કર્યો છે તથા તેમણે મણિલાલનાં જીવન, જીવનકાર્ય, જીવનસંદેશ અને સાહિત્યસેવાની યોગ્ય મૂલવણી કરી છે અને ગુજરાતી ચરિત્ર-સાહિત્યમાં એક મહત્ત્વના પુસ્તકનો ઉમેરો કર્યો છે.

## 'શ્રી અરવિંદ જીવન'

અંબુભાઈએ 'શ્રી અરવિંદ જીવન'(૧૯૫૭)માં અરવિંદ-વિષયક અંગ્રેજી-બંગાળી સાહિત્યનો અભ્યાસ તેમ જ તેમની સાથેના પ્રત્યક્ષ સંપર્કને આધારે અરવિંદનું જીવન સંક્ષિપ્તમાં ઘટનાપ્રવાહરૂપે આપ્યું છે. અંબુભાઈએ અરવિંદ વિશેની અનેક બિનપાયાદાર પ્રચલિત અફવાઓ, અર્ધસત્યો, કલ્પિતકથાઓ, અને ચર્ચાસ્પદ બનેલી ઘટનાઓ વિશે સૌથી વધારે પ્રમાણભૂત માહિતી પૂરી પાડી, અરવિંદના ચરિત્રકાર તરીકે સત્ય-સંશોધનનું એક મહત્ત્વનું સેવાકાર્ય કર્યું છે. અત્યાર સુધી લખાયેલાં ગુજરાતી અરવિંદ-ચરિત્રો કરતાં અરવિંદના જીવન અને કાર્યનો વિગતવાર પરિચય આપતાં અંબુભાઈ અરવિંદનાં માતાપિતા, તેમનું બાળપણ અને ચૌદ વર્ષ ઇંગ્લેન્ડમાં નિવાસ અને કેળવણી, તેર વર્ષ વડોદરામાં નિવાસ દરમ્યાન અધ્યાપક તથા મહારાજાના સહાયક તરીકેની તેમની કામગીરી, ૧૯૦૨થી રાજકીય કાર્ય તરફ વળતું તેમનું મન, ક્રાંતિકારીઓના મંડળમાં તેમણે પડદા પાછળ રહીને દોરવણી આપી કરેલું ગુપ્ત કાર્ય, ૧૯૦૪થી તેમની યોગસાધનાનો આરંભ, તેમને દોરી રહેલી અંતર આત્માની ઊર્ધ્વ દિવ્ય શક્તિ, ૧૯૦૬થી કલકત્તામાં નિવાસ કરી બંગાળમાં ઉદ્દામવાદી રાજકીય રાષ્ટ્રીય નેતા તરીકે તેમણે કરેલું જાહેર કાર્ય, તેમની રાજકારણીય આધ્યાત્મિક પ્રવૃત્તિ, તત્કાલીન રાજકારણ અને તેનો ઇતિહાસ તથા નરમ-ગરમ પક્ષ વચ્ચેનો અથડામણ, ૧૯૦૮માં તેમની ધરપકડ, અલીપુરની જેલમાં તેમનો નિવાસ, તેમનો છુટકારો, ૧૯૧૦માં કલકત્તાથી ચંદનગરમાં અને ચંદનગરથી પોંડિચેરીગમન, રાજકીય કાર્ય સાથે તેમને થયેલી આધ્યાત્મિક અનુભૂતિઓ અને તેમણે મેળવેલી સિદ્ધિઓ, જીવનમાં પ્રભુ પ્રગટાવવાનો તેમનો દિવ્યજીવનનો આદર્શ, અને સત્ય અને જ્યોતિનું અવતરણ જગતમાં કરાવવાનું એમનું જીવનકાર્ય વગેરેની સ્પષ્ટ ઝાંખી કરાવી છે.

અરવિંદની ઇચ્છાને માન આપી અંબુભાઈએ સ્વીકારેલી નિરૂપણ તેવાચકને ચરિત્રનાયકના જીવનની ઘટનાઓનાં સમય અને સ્થળની બારીક ગતપૂર્ણ હકીક્ત આપે છે; પણ અહીં વાચકને આવી સરસ સમૃદ્ધિ મતી સામગ્રી સુસંબદ્ધ વ્યવસ્થિત સ્વરૂપે પણ મુદ્દાઓનાં ટાંચણરૂપે, ંગોના માત્ર ઉલ્લેખો કે કેવળ બાહ્ય રૂપરેખા રૂપેજ મળે છે. અંબુભાઈની મનશૈલી પણ આ કૃતિમાં હકીકત-કથનને જ મહત્ત્વ આપે છે, કલામય રૂપણરીતિને નહિ. એમની વાક્યરચના કોઈ કોઈ સ્થળે શિથિલ છે, રવિંદનું વ્યક્તિચિત્ર અહીં ઊભું થતું નથી, તેમના કુટુંબજીવન અને અંગત પરિણીત જીવન વિષે છૂટાછવાયા ઉલ્લેખો સિવાય કાંઈ વિશેષ માહિતી ાની નથી; વળી અંગ્રેજી ભાષાને માધ્યમ તરીકે સ્વીકારનારી તેમની ર્જનાત્મક સાહિત્યિક પ્રવૃત્તિ વિષે કાંઈ પણ જાણવા મળતું નથી. આ ાણે, અહીં નિરૂપાયેલા જીવનનાં બે અતિ મહત્ત્વનાં અંગો આલેખવાં કી રહી ગયાં છે; તેમ છતાં આ ચરિત્ર બાકીની બધી વિગતોમાં પ્રમાણભૂત ણાય તેવું છે.

'મોતીભાઇ અમીન : જીવન અને કાર્ય'

પુરુષોત્તમ છગનલાલ શાહે 'મોતીભાઈ અમીન : જીવન અને કાર્ય'- ૯૫૨)માં ચરોતરના એ આજન્મ સેવકના જીવનની સર્વ હકીકતો ક્રમબદ્ધ રૂપમાં પૂજ્યભાવપૂર્વક છતાં પ્રામાણિકપણે રજૂ કરી એમના જીવન અને ાર્યક્ષેત્રનાં સર્વ પાસાંઓનું સાંગોપાંગ દર્શન કરાવવાનો પ્રયાસ કર્યો છે. તીભાઈનું જીવનધ્યેય પુસ્તકાલય પ્રવૃત્તિ દ્વારા કેળવણીનો પ્રવાહ વહેવરાવી નપ્રચાર કરવાનું હતું એટલે એમના આ ચરિત્રગ્રંથમાં એમના જીવનનું ંગ બની ગયેલી પુસ્તકાલય પ્રવૃત્તિનો ઇતિહાસ પણ વાંચનારને મળે છે.

ગુજરાતી ચરિત્રોમાં આ કૃતિની વિશિષ્ટતા એ છે કે માદામ ક્યુરીની કરી ઈવે માદામ ક્યુરીનું ચરિત્ર લખતાં સ્વીકારેલી નિરૂપણરીતિને અનુસરી રુષોત્તમ શાહે બને ત્યાં સુધી ચરિત્રનાયકના—સ્વ. મોતીભાઈના શબ્દોમાં 'આ ચરિત્રનું આલેખન કર્યું' છે. જો પુરુષોત્તમ શાહ પોતે સ્નેહશ્રમ કરી સંશોધેલી ચરિત્રનાયકના જીવનની સર્વ હકીકતો આપવાના પ્રલોભનમાં ણાઈ ન ગયા હોત તો વસ્તુસંકલના શિથિલ થતી અટકી હોત અને નરુક્તિદોષ ટાળી શકાયો હોત; અને વળી ચરિત્રકાર ચરિત્રનાયકના પ્રશંસક એટલે તેમણે ચરિત્રનાયકના કાર્યનું માત્ર વર્ણન આપ્યું છે, પણ લ્યાંકન કે પર્યાલોચન કર્યું નથી.

## 'મહાયોગી અરવિંદ'

'મહાયોગી અરવિન્દ'(૧૯૫૩)માં સુન્દરમ્ અરવિંદના જીવનની મુખ્ય ઘટનાઓ સંક્ષેપમાં વર્ણવી તેમના જીવનકાર્યની સમીક્ષા પણ કરે છે.

## 'સાધુચરિત [redacted]વેદી સાહેબ'

'સાધુચરિત ત્રિવેદી સાહેબ'(૧૯૫૩)ના પાંડુરંગ દેશપાન્ડે રચિત પ્રથમ ખંડ 'ચરિત્ર'માં છેક વિદ્યાર્થી અવસ્થા એટલે સને ૧૯૧૨થી પૂનામાં નિવાસ કરી ઈજનેર થઈ અને ઈજનેરી ખાતામાં નોકરી લઈ તેમાંથી પૂનાની ઈજનેરી કૉલેજમાં ગણિત અને ભૌતિકશાસ્ત્રના પ્રાધ્યાપક તરીકે જઈ કામ કરતાં કરતાં સત્યાગ્રહના સૈનિકોની, ગાંધીજીની, સર્વ ગુજરાતીઓની તેમ જ મહારાષ્ટ્રની પણ સેવા કરનાર પ્રો. જયશંકર પીતાંબર ત્રિવેદીની સૌજન્યશીલ, માનવપ્રેમી, સ્વમાની, વિદ્યાકલાપ્રેમી, વિનમ્ર, પ્રામાણિક પ્રકૃતિનો તેમના જીવનપ્રસંગો અને પ્રવૃત્તિના વર્ણન દ્વારા સારો પરિચય આપ્યો છે તે ઉપરાંત, કાર્યકુશળ પ્રાધ્યાપક તેમ જ ઝીણી કાળજીભરી વ્યવસ્થાશક્તિવાળા સંસ્થાસંચાલક તરીકેનો પણ તેમનો પરિચય એમાં છે. પ્રો ત્રિવેદીના જીવનકાર્યરૂપ શિક્ષણ અને સમાજસેવાની જે પ્રવૃત્તિઓ તેમણે અપનાવી અને શોભાવી તેનો પણ ખ્યાલ વાચકોને સ્વાભાવિક અને સરળ શૈલીમાં મળી રહે છે.

## 'લોકમાન્ય ટિળક'

પાન્ડુરંગ ગણેશ દેશપાંડે 'લોકમાન્ય ટિળક'(૧૯૫૬)માં બાળ ગંગાધર ટિળકનો રાષ્ટ્રીય જાગૃતિના જનક, સ્વાતંત્ર્યસંગ્રામના સૈનિક, સ્વરાજ્યના સેવક, જવાબદાર નાગરિક, લોકપ્રિય લોકનાયક, સરકારની નીતિ તેમ જ રાજકીય પરિસ્થિતિના નીડર છતાં સંયમશીલ વિવેચક, કેળવણીકાર, પત્રકાર, સંશોધક અને સાહિત્યકાર તરીકેનો પરિચય કરાવી વાચકને તેમનાં પાંડિત્ય, બુદ્ધિસામર્થ્ય, ઉત્કટ દેશભક્તિ અને ત્યાગભાવનાનો ખ્યાલ આપે છે; પણ અહીં ટિળક સર્વત્ર જાહેર-પ્રવૃત્તિ-કાર તરીકે જ દેખાય છે. લોકમાન્યના અંતરંગ જીવનનો, એમના માનવી અને ગૃહસ્થ તરીકેના જીવનનો અલ્પાંશ જ એને જાણવા મળે છે એ આ કૃતિની એક મર્યાદા છે. દેશપાંડેએ શ્રમ અને સહૃદયતાપૂર્વક તૈયાર કરેલી આ કૃતિ ટિળકના જીવનની વિગતપ્રચુર, પ્રમાણભૂત તવારીખ કહી શકાય. આ કૃતિ વિદ્વદ્ભોગ્ય બની છે.

## 'સ્વ. સર લલ્લુભાઈ શામળદાસ'

ધનસુખલાલ મહેતાએ 'સ્વ. સર લલ્લુભાઈ શામળદાસ'(૧૯૫૪)માં સત્તર પ્રકરણના એ અધૂરા ચરિત્રમાંથી પહેલાં ત્રણ પ્રકરણમાં કંઈક અનાવશ્યક વિસ્તારથી ચરિત્રનાયકના મૂળપુરુષોનો ઇતિહાસ આપી તેમના કેટલાક પૂર્વજોના કૌટુંબિક પરંપરાથી ચાલ્યા આવતા કુળગુણો તેમ જ કેટલાંક કાર્યો અતિશયોક્તિ કર્યા સિવાય વર્ણવ્યાં છે. ત્યાર પછી લલ્લુભાઈનું ઈ.સ. ૧૮૬૩થી ઈ.સ. ૧૯૦૦ સુધી સાડત્રીશ વર્ષનું વૃત્તાંત તેમનું બાળપણ, ઉછેર, શિક્ષણ, મિત્રો, પ્રવાસ, માંદગીને અંગે અધૂરું મૂકવું પડેલું ભણતર અને વીસ વર્ષ સુધી ભાવનગર રાજ્યમાં તેમણે કરેલી અમલદારી વગેરેની વિસ્તૃત માહિતી આપે છે.

લલ્લુભાઈના બાળમાનસનું ઘડતર વર્ણવતાં ધનસુખલાલે એમના કોમળ મન ઉપર વધારે પડતા કડક શિસ્તપાલનની અસર નીચે કેવા આઘાત-પ્રત્યાઘાત થયા અને તેથી તેમના હૃદયમાં અનિશ્ચિતતા, નાસ્તિકતા અને આત્મશ્રદ્ધાના અભાવે કેવો પ્રવેશ કર્યો અને આખરે ગોવર્ધનરામની આધ્યાત્મિક અસરથી તથા પ્રાર્થનાસમાજમાંથી એમને કેવી રીતે શાંતિ મળી તે બાલમાનસના અભ્યાસીઓને અને કડક વડીલોને બહુ ઉપયોગી થઈ પડે એવી રીતે દર્શાવ્યું છે. માનવમૂર્તિ લલ્લુભાઈના ઉચ્ચ સંસ્કારો એમના ચરિત્રમાં સ્પષ્ટ તરી આવે છે. લલ્લુભાઈના ઘડતરમાં ફાળો આપનાર એમનાં કડક ક્રોધી સત્તાશોખી કાકી, ખાનગી શિક્ષક ઊનવાળા, પિતા શામળદાસ અને પત્ની સત્યવતીનાં શબ્દચિત્રો તે તે વ્યક્તિઓનો સારો પરિચય આપે છે. ધનસુખલાલે લલ્લુભાઈના સમયની ભાવનગર રાજ્યની ખટપટ, દેશી રાજાઓનાં માનસ, નાગરોની પ્રબળ જ્ઞાતિભાવના, રહેણીકરણી વગેરેનો પરિચય કરાવી ચરિત્રનાયકના દેશકાળની ભૂમિકા પણ આલેખી છે. ચરિત્રનાયક સંબંધી સાહિત્ની મેળવવા લેખકે સારા પ્રમાણમાં શ્રમ ઉઠાવ્યો છે, પરંતુ લલ્લુભાઈની કારકિર્દીનો પરિચય મોટા પ્રમાણમાં હકીકત-કથન કે વર્ણનથી આપ્યો છે. એમના વ્યક્તિત્વનો પરિચય કરાવનારા પ્રસંગોનું નિરૂપણ તો કોઈક વાર રડ્યુંખડ્યું આવે તે જ. અહીં માનવમૂર્તિ લલ્લુભાઈના માનસવિકાસનો વિસ્તારપૂર્વકનો સમયાનુક્રમી પ્રેરક પરિચય સરળ ભાષામાં સારી રીતે મળે છે.

## 'ઠક્કર બાપા'

કાન્તિલાલ શાહે સ્વ. અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કરની જીવનકથા 'ઠક્કર બાપા' (૧૯૫૫) રચી છે. આ ચરિત્રકથા ઠક્કર બાપાનાં જન્મ અને બાળપણ, માતાપિતા, અભ્યાસકાળ દરમ્યાન તેમના પર પ્રભાવ પાડનાર અને તેમને પ્રેરણા આપનાર શિક્ષકો, મિત્ર. બ.ક.ઠાકોર, લગ્નજીવન અને કુટુંબજીવન, થોડોક સમય પોરબંદરમાં નિવાસ, પૂર્વ આફ્રિકામાં ત્રણ વર્ષ, સાંગલી અને મુંબઈમાં તેમની અગિયાર વર્ષની ઈજનેરી કારકિર્દી અને મુંબઈથી શરૂ કરેલા લાંબા પચાસ વર્ષના સેવાકાર્યનો સળંગ અહેવાલ, તથા તેમના છેલ્લા દિવસો અને અવસાન સુધીની વિગતો આપે છે. ઠક્કર બાપાનું જીવનકાર્ય એટલે એમણે કરેલી દીન અને દલિતોની સેવા. આમ, આ આખી કથા એમની સેવાકાર્યપદ્ધતિ અને એમના સેવાકાર્યનો ક્રમિક ઇતિહાસ કહે છે.

ઠક્કર બાપાની આ વિવિધ સેવા પ્રવૃત્તિઓમાં તેમની સાદાઈ, સત્યનિષ્ઠા, નિઃસ્પૃહતા, પ્રામાણિકતા, વિનમ્રતા, ઉદ્યોગપરાયણતા, સંનિષ્ઠા, કર્તવ્યબુદ્ધિ વગેરે વ્યક્તિગુણોનો પરિચય થાય છે. લેખકે પ્રમાણભૂત હકીકતો પ્રાપ્ત કરવા ખૂબ શ્રમ લીધો છે અને ચરિત્રનાયક પ્રત્યે ઊંડા સન્માન અને આદરપૂર્વક ચોકસાઈ અને તટસ્થતા સહિત ઠક્કર બાપાના સેવામય જીવનનો વિસ્તૃત ઇતિહાસ સરળ, સીધી ભાષામાં આલેખ્યો છે. સર્જતા લોકસેવકોને બહુ પ્રેરક થઈ પડે એવી અને એટલી શક્તિ ઠક્કર બાપાની આ સમૃદ્ધ જીવનસામગ્રીમાં પડેલી છે.

## 'નિર્ગ્રંથ ભગવાન મહાવીર'

જયભિખ્ખુનું 'નિર્ગ્રંથ ભગવાન મહાવીર' (૧૯૫૬) મહાવીર સ્વામીના જન્મથી નિર્વાણ સુધીની તેમની આત્મસિદ્ધિની સાધનાનો સળંગસૂત્ર પરિચય કરાવતા પંચાવન પ્રસંગો રજૂ કરે છે. આ ગ્રંથના પૂર્વભાગમાં પ્રસંગોનું નિરૂપણ સચોટ અને હૃદયંગમ છે, કારણ કે લેખકની ભાષા સરળ અને સુબોધ છે તેમ જ પ્રસંગો પણ નાના છે. આ ગ્રંથના ઉત્તરભાગમાં જયભિખ્ખુ મહાવીરનાં ઉપદેશ, વિચાર-સરણી અને તત્ત્વચર્ચાને સમજાવવા પ્રસંગો અને સંવાદો યોજે છે. અહીં સળંગસૂત્ર જીવનકથા મળવાને બદલે નવલિકા જેવાં પૃથક્-પૃથક્ પ્રસંગચિત્રો મળે છે અને તેમાં મહાવીરના વ્યક્તિત્વ કરતાં વિચારસરણી વિશેષ ઉપસી આવે છે; કલ્પના, પ્રતિમય-ભાવાભાસ, અતિશયોક્તિ અને અદ્ભુત રસના સહેતુક ઉપયોગને લીધે એમાં ક્યાંક ક્યાંક કૃત્રિમતા પ્રવેશે છે. રસ અને જ્ઞાન બંનેનો સમન્વય કરવા જતાં ગ્રંથના પૂર્વ વિભાગમાં રસ અને ઉત્તર વિભાગમાં જ્ઞાન વચ્ચે આ કૃતિ વહેંચાઈ ગઈ છે. જયભિખ્ખુ જૈન સાહિત્યના ઊંડા અભ્યાસી હોવાથી તેમની આ કૃતિ મહાવીર સ્વામીનું પ્રમાણભૂત ચરિત્ર ગણાશે.

## ચૂનીલાલ પુ. બારોટનું કાર્ય

ચૂનીલાલ બારોટે બે તારણ-સંકલન 'સત્યાગ્રહી ગેરિસન' (૧૯૩૫) અને 'કાગાવા'(૧૯૩૬)માં અનુક્રમે અમેરિકન સત્યાગ્રહી ગેરીસન અને જાપાનના લોકનેતા કાગવાનાં જીવન અને કાર્યનો રસલક્ષી અહેવાલ પ્રેરક ઢબે, સરળ પણ આકર્ષક ભાષાશૈલીમાં આપ્યો છે.

ચૂનીલાલ બારોટની બીજી ત્રણ ચરિત્રકૃતિઓ 'આચાર્ય શ્રી પ્રફુલ્લચંદ્ર રૉય' (૧૯૫૬), 'બેનાજ બાદશાહ' (૧૯૫૮) અને 'બંગકેસરી' (૧૯૬૦) અનુક્રમે પ્રફુલ્લચંદ્ર રૉય, ફીરોજશાહ મહેતા અને સુરેન્દ્રનાથ બેનરજીના મહત્ અંશે જાહેરજીવનનાં મહત્ત્વનાં પાસાંનો અને અત્યંત અલ્પાંશે અંગત જીવનનો પરિચય પ્રવાહી, રોચક અને સરળ ભાષા-શૈલીમાં આપે છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકરે 'પ્રોફેસર હેરલ્ડ લેસ્કી'માં (૧૯૫૭) ચરિત્ર-નાયકના જીવન અને માનસનો સંક્ષેપમાં ભાવવાહી પણ તટસ્થ પરિચય કરાવ્યો છે.

### 'મણિલાલ નભુભાઈ : જીવનરંગ'

પ્રા.ધીરુભાઈ ઠાકરકૃત 'મણિલાલ નભુભાઈ : જીવનરંગ' (૧૯૫૭) ગુજરાતી ચરિત્રવાઙ્મયના ઇતિહાસમાં એક મહત્ત્વનો ઉમેરો છે. મણિલાલ દ્વિવેદી જેવા વિદ્દ્જનનું ચરિત્ર રચતાં ચરિત્રનાયકને પૂરેપૂરો ન્યાય મળે એ વૃત્તિથી એમણે સામગ્રીના સંશોધનમાં જરા પણ ન્યૂનતા રાખી નથી. મણિલાલ સંબંધી પ્રગટ-અપ્રગટ સર્વ સાહિત્ય, અંબાલાલ બાલકૃષ્ણ પુરાણીનું 'મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું જીવનચરિત્ર', મણિલાલના આત્મવૃત્તાંતની પ્રા. ધ્રુવભાઈ આનંદશંકર ધ્રુવ પાસેથી તેમણે મેળવેલી હસ્તપ્રત, મણિલાલના પત્રો, મણિલાલની ફાઈલો, મણિલાલનું વસિયતનામું, મણિલાલના વંશજોની મુલાકાત, મણિલાલની સમકાલીન અને હજી પણ હયાત વ્યક્તિઓનો સંપર્ક, મણિલાલ સાથે સંબંધ ધરાવતાં સ્થળોની મુલાકાત અને બીજી અનેક ખાનગીની ચીવટપૂર્વકની અંગત તપાસ એ બધામાંથી જે કંઈ મળ્યું તે સર્વ તેમણે સંકલિત કર્યું છે એટલું જ નહિ પણ મણિલાલના જીવનની વિગતો સંબંધી કેટલાક હકીકત-દોષ પણ તેમણે નિવાર્યા છે.

આવી સમૃદ્ધ સામગ્રીથી સજ્જ થઈ મણિલાલના ચરિત્રનું સમયાનુક્રમી નિરૂપણ કરતાં ધીરુભાઈ ઠાકરે પશ્ચાદ્ભૂમિ તરીકે તે સમયના ગુજરાતની ધાર્મિક, નૈતિક, આર્થિક, સામાજિક અને રાજકીય પરિસ્થિતિનું દર્શન કરાવ્યું

ધનવંત એ ઝા જે વ્યક્તિનું ચરિત્ર લખવા બેસે છે તેને વિષે પ્રસિદ્ધ થયેલા મોટા ચરિત્રગ્રંથનો સારોદ્ધાર આપતાં એ સામાન્ય રીતે આરંભમાં ચરિત્રનાયકના જમાનાનો અછડતો પરિચય કરાવે છે અને કૃતિને અંતે ચરિત્રનાયકના જીવનકાર્યનું મૂલ્યાંકન કરતી વખતે પોતે ઉછીના લીધેલા અભિપ્રાયો મોટે ભાગે તેના લેખકના નામોલ્લેખ કે ઋણસ્વીકાર વિના રજૂ કરી દે છે. ચરિત્રનાયક વિષેના કોઈ પણ વિવાદગ્રસ્ત મુદ્દાનો ઉકેલ ઓઝા આપતા નથી, કોઈ કોઈ વાર આછકલી ટીકા પણ તેઓ કરી લે છે, રાજકારણીય પૂર્વવલણો અને પૂર્વગ્રહો એમને નડે છે, તેઓ પુનરુક્તિ કરે છે અને ખૂબ ચવાઈ ગયેલા ક્લિષ્ટ શબ્દોનો પણ ઉપયોગ કરે છે. વિગતદોષ, વાક્યરચનાદોષ અને જોડણીદોષો દૂર કરવાની પણ તેઓ દરકાર રાખતા નથી. એકંદરે, ધનવંત ઓઝા જેવા પરિશ્રમી અભ્યાસી પાસેથી એક પણ ચરિત્રગ્રંથમણિ ન મળે એ આપણી ગુજરાતી સાહિત્યસૃષ્ટિનું કેવું દુર્ભાગ્ય! ઓઝાનાં આ લઘુચરિત્રોનું સ્થાન શાળાઓનાં પુસ્તકાલયોમાં જરૂર છે જ. પ્રૌઢશિક્ષણ માટે પણ આ ચરિત્રો એટલાં જ ઉપયોગી છે.

### પેટલીકરકૃત 'વિદ્યાનગરના વિશ્વકર્મા'

'ધૂપસળી'માં (૧૯૪૨) મુલાકાતો અને 'રાષ્ટ્રસેનાની'(૧૯૫૬)માં જીવનરેખાઓ રજૂ કર્યા પછી ઈશ્વરભાઈ પેટલીકરે રચેલું પહેલું સળંગ જીવનચરિત્ર છે 'વિદ્યાનગરના વિશ્વકર્મા' (૧૯૬૪). 'ભાઈકાકા' એટલે ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલની આ જીવનકથામાં ભાઈકાકાનો જીવનવિકાસ દર્શાવતાં પેટલીકરે ભાઈકાકાનું કુટુંબ અને એના ઉપર ઊતરેલો 'ગરીબીનો છપ્પનિયો', એમનાં જીવનનાં પહેલાં વીસ વર્ષમાં ગુજરાતમાં નિવાસ, અને બાકીનાં વર્ષોમાં અભ્યાસ નોકરી નિમિત્તે ગુજરાત બહાર પૂના અને સિંધમાં વાસ, તે પછી છેક '૪૨માં અને તે પણ ખૂબ ટૂંકા ગાળા માટે અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં સરદાર પટેલના તેડચા મુખ્ય એન્જિનિયરપદે અને ત્યારપછીય સરદારપ્રેર્યા 'વિદ્યાનગરના વિશ્વકર્મા' બનવા માટે એમના આણંદ-ગમન સુધીનો અહેવાલ આપ્યો છે.

ભાઈકાકાના પિતા, મોટાભાઈ, ભાભી, ભાઈકાકાનાં પત્ની, પેચરચના પટેલિયા, ગર્વિષ્ઠ પણ પ્રામાણિક અને કદરદાન અંગ્રેજ અધિકારીઓ વગેરેનાં વ્યક્તિચિત્રો સુરેખ છે. પ્રસંગનિરૂપણ સચોટ છે અને પેટલીકર પ્રસંગોપાત્ત હાસ્ય અને કરુણ બંને સરસ રીતે જમાવે છે. ભાઈકાકાના વ્યક્તિત્વનાં વિવિધ પાસાં નિરૂપતાં તેમનાં કડંઅભાવ, તીવ્ર લોકલાગણી, કુનેહ, સંનિષ્ઠ

ક્રાપ અને પુણ્યપ્રકોપ એ સર્વનું દર્શન પેટલીકરે કરાવ્યું છે. સિંધ અને ત્યાંના લોકો વિશેનાં લખાણ ટૂંકાવ્યાં હોત તો એમાં જે જરાક વિરસતા પ્રવેશી છે તે અટકાવી શકાત.

આ ગ્રંથ પરત્વે પેટલીકર પોતાનું ખાસ કર્તૃત્વ ગણતા નથી કેમ કે પોતાની 'અદ્ભુત સ્મરણશક્તિ'માંથી ભાઈકાકા લખાવતા ગયા તેમ પેટલીકરે લખ્યું હતું—ઉતાર્યું હતું, પણ આ બાબતમાં વાચકો પેટલીકર સાથે એકમત થઈ શકશે નહિ, કારણ કે ભાઈકાકાએ કહેલી આત્મકથાનું પેટલીકરે પ્રમાણભૂત જીવનકથામાં રૂપાન્તર કરી આપ્યું છે અને એમ કરવા જતાં વ્યાકરણની દૃષ્ટિએ કરવા પડેલા ફેરફાર ઉપરાન્ત પેટલીકરે સરળ લોકભોગ્ય શૈલીમાં હકીકત-કથન સાથે વાર્તારસનું સુંદર સંયોજન કરી, સાહિત્યિક અને માહિતીપ્રધાન એમ બંને પ્રકારનાં લક્ષણોયુક્ત એક સુવાચ્ય અને ગણનાપાત્ર ચરિત્રકૃતિ નિપજાવી છે. આત્મકથાકારને પોતાનાં વ્યક્તિત્વનાં બધાં પાસાં નિહાળવાં કદાચ અઘરાં પડે પણ અહીં જીવનકથાકાર પેટલીકર ચરિત્ર-નાયકના પ્રશંસક હોવા છતાં, પૂજક પણ હોવા છતાં, ભાઈકાકા કેવી 'માટી'ના બનેલા છે તે બતાવી એમની સ્વભાવગત મર્યાદાઓ પણ વ્યક્ત કરવાનું ચૂક્યા નથી. એટલે આ ગ્રંથનું કર્તૃત્વ ભાઈકાકાનું અને પેટલીકરનું સહિયારું જ કહી શકાય!

'વીરનર્મદ', 'નરસૈયો ભક્ત હરિનો' 'નર્મદ અર્વાચીનોમાં આદ્ય' અને 'શુક્રતારક' પછીના ગુજરાતી ચરિત્રસાહિત્યમાં પ્રામાણ્ય તેમ જ વાર્તારસથી ખાસ નોંધપાત્ર ગણી શકાય તેવી નીવડેલી બે સુશ્લિષ્ટ ચરિત્રકૃતિઓમાં પહેલી મોહનભાઈ શંકરભાઈ પટેલકૃત 'આલ્બર્ટ સ્વાઈત્ઝર' (૧૯૬૪) અને બીજી પેટલીકર-રચિત 'વિદ્યાનગરના વિશ્વકર્મા' છે.

### 'આલ્બર્ટ સ્વાઈત્ઝર'

મોહનભાઈ શંકરભાઈ પટેલકૃત 'આલ્બર્ટ સ્વાઈત્ઝર' (૧૯૬૪) સમગ્ર જીવન પ્રત્યે સમાદર અને સ્નેહગાંઠના મંત્રદ્વારા જગતને શાંતિનો અમી-સંદેશ આપનાર એ મહાપુરુષનાં જીવન તેમ જ માનસનો પરિચય કરાવતી, નવલકથામાં હોય એવી વેગીલી વાર્તાશૈલીમાં, પ્રસંગચિત્રો અને કવિતામય વર્ણનોમાં લખાયેલી લઘુ જીવનકથા છે. લેખકમાં આવડત હોય તો પ્રમાણભૂત સામગ્રીમાંથી કલામય ચરિત્ર કેવી રીતે સર્જી શકાય એનું રમ્ય અને તુસિકર ઉદાહરણ આ કૃતિ પૂરું પાડે છે.

## 'શ્રી સયાજી સાહિત્યમાળા'નાં પ્રકાશનો

'શ્રી સયાજી સાહિત્યમાળા' એ ગુજરાતી ચરિત્રવાઙ્મયમાં સારો વધારો કર્યો છે. હિન્દ સ્વતંત્ર થયા પછી પણ એનું કાર્ય ચાલુ જ છે. એ માળામાં પ્રગટ થયેલા મોટા ભાગના ગ્રંથો ચરિત્રસ્વાધ્યાયો છે. એમની શૈલી ગંભીર નિબંધોની હોય છે.

એ માળાના પહેલા પુસ્તક 'દલપતરામ'(૧૯૨૧)માં કાશીરામ મૂળશંકર દવેએ દલપતરામનાં જીવન અને સુધારાનાં કાર્યો અને તેમની સાહિત્યસેવાનો વિગતવાર અહેવાલ આપ્યો છે. દલપતરામની કવિતા વિશેના દવેના અતિશયોક્તિભર્યા અભિપ્રાય સાથે હવે કોઈ સહમત થઈ શકે એમ નથી. દવેનો એક નિખાલસ અભિપ્રાય ઘણો નોંધપાત્ર છે. તેઓ લખે છે : "કવીશ્વર દલપતરામ સુધારક ન હતા......શાસ્ત્રને બાધક ન હોય તેવો સુધારો તે ઇચ્છતા"[1]......તથા "કવીશ્વર સુધારક ન હતા, પણ સુધારાને ઇચ્છતા અને તેવો બોધ આપતા."[2]

બીજા પુસ્તક 'મહીપતરામ'(૧૯૩૦)માં ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાએ મહીપતરામના જીવનનો પરિચય આપતાં ચરિત્રનાયકના બાળપણ, કેળવણી આપવાની તે સમયની પદ્ધતિ, સરકારી કેળવણીખાતામાં તેમણે જુદે જુદે સ્થળે કરેલી નોકરી, તત્કાલીન સામાજિક પરિસ્થિતિ, શિક્ષણપદ્ધતિનું નિરીક્ષણ કરવા માટે તેમનું પરદેશગમન, એને પરિણામે એમની ન્યાતિ સાથે એમનો સંબંધવિચ્છેદ, બાર વર્ષના લાંબા ગાળા સુધી સગાંવહાલાં સાથે સંબંધત્યાગ, એમણે વેઠેલી સંકટપરંપરા, એમનો પુનઃ ન્યાતિપ્રવેશ, તેમણે કરેલી શૈક્ષણિક, સાહિત્યિક સામાજિક તેમ જ અન્ય સેવાઓની માહિતી સાદી સરળ ભાષામાં આપી છે.

ત્રીજા પુસ્તક 'રાજા છબીલારામ બહાદુર'(૧૯૨૩)માં માનશંકર પીતાંબરદાસ મહેતા મોગલ સમયમાં જિંજ્યાવેરો માફ કરાવનાર નાગર મુત્સદ્દી વીર રાજા છબીલારામ અને તેમના સાત વરા કુટુંબીજનોનો વિગતવાર પરિચય કરાવે છે. લેખકે તે સમયની રાજકીય અને સામાજિક પરિસ્થિતિનું વર્ણન કર્યું છે, પણ ચરિત્રનાયકના આંતરિક જીવનને એ સ્પર્શ્યા જ નથી. આરંભમાં ભાષાશૈલી અને પુસ્તકનું આયોજન આ ચરિત્રને સુવાચ્ય બનતું અટકાવે છે.

---

૧. કાશીશંકર મૂળશંકર દવે : 'દલપતરામ', પૃ. ૬૦.
૨. કાશીશંકર મૂળશંકર દવે : 'દલપતરામ', પૃ. ૬૨.

ચોથું પુસ્તક 'કેમલો કેવૂર' (૧૯૩૭) છે. એમાં વિદ્યારામ વસનજી ત્રિવેદી એ ઈટાલિયન રાષ્ટ્રવીરે પોતાના દેશની સ્વતંત્રતા માટે કરેલા રચનાત્મક કાર્યનો પરિચય આપે છે. પાંચમા પુસ્તક 'હ્યુએનસંગ'(૧૯૪૦)માં ડૉ. દેવેન્દ્ર ર. મજમુદાર એ ચીની મુસાફરના જન્મથી અવસાન સુધીના પ્રસંગોનું આલેખન કરતાં તેણે કરેલા પ્રવાસપ્રદેશોનું વર્ણન આપી ત્યાંના લોકજીવનનો પરિચય કરાવે છે. લેખકે એમાં અદ્‌ભુતરસિક તત્ત્વો દાખલ કર્યાં હોવાથી કેટલેક અંશે આ જીવનકથા અપ્રતીતિકર બની છે.

સ્વ. ચિમનલાલ ડૉક્ટરે 'શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ' ભાગ–૧, ૨-(૧૯૪૩)માં સયાજીરાવ ત્રીજાએ વડોદરા રાજ્યની પ્રજાનો સર્વાંગી વિકાસ કરવા માટે એમણે કરેલાં અનેકવિધ કાર્યોનો તેમ જ તેમના વ્યક્તિત્વનાં વિવિધ પાસાંઓનો સારો ખ્યાલ આપ્યો છે.

એ જ શ્રેણીના સાતમા ગ્રંથ 'શ્રીમાન્ નૃસિંહાચાર્યજી'(૧૯૪૫)માં મહેન્દ્રકુમાર મો. દેસાઈ 'શ્રેયઃસાધક વર્ગ'ના એ સંસ્થાપક તથા એની પ્રવૃત્તિના પ્રેરકની વિકાસકથા અને જીવનકાર્ય વર્ણવી, એમના તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો અને તેમના ગદ્યપદ્ય સાહિત્યનો વિસ્તારથી પરિચય આપી તેનું ગુણદર્શી છતાં નિષ્પક્ષપાત મૂલ્યાંકન કર્યું છે. ચરિત્રકારે ચરિત્રનાયકના ગૃહજીવનનું અને યુગનુ પણ ચિત્ર જુદાં જુદાં પ્રકરણોમાં આપ્યું છે, પણ એ સામગ્રીની યોગ્ય ગૂંથણી તે કરી શક્યા નથી. અહોભાવ અને અતિશયોક્તિનું દર્શન પણ કેટલેક સ્થળે થાય છે. ઉદ્યોગ અને ઉત્સાહથી તૈયાર કરેલો આ ગ્રંથ વિસ્તૃત માહિતીગ્રંથ બની ગયો છે.

'સયાજી સાહિત્યમાળા'ના આઠમા પુસ્તક 'સાગર : જીવન અને કવન'-(૧૯૪૬)માં ડૉ.યોગીન્દ્ર ત્રિપાઠીએ તેમના પિતા 'સાગર'—જગન્નાથ દામોદર ત્રિપાઠીના સ્થૂળ જીવનની વિગતો સંક્ષેપમાં વર્ણવી તેમના આત્મિક જીવનનો વિકાસ બતાવ્યો છે. એમણે સાગરના ગદ્યપદ્ય સાહિત્ય વિશે વિસ્તૃત નિબંધ લખી સારી સ્વાધ્યાય-સામગ્રી રજૂ કરી છે. ચરિત્રકારે આ કૃતિને ચરિત્રનાયકના આત્મિક જીવનનો વિકાસ દર્શાવતો તત્ત્વજ્ઞાનનો ગ્રંથ ગણવાની સૂચના કરી છે તે યોગ્ય છે.

એના નવમા પુસ્તક 'દલપતરામ'(૧૯૫૫)માં પ્રા. હસિત હ. બૂચે વિશ્વનાથ મ. ભટ્ટનાં 'વીર નર્મદ'ના આયોજનનું અનુકરણ કરતાં દલપતરામના જમાનાની પશ્ચાદ્‌ભૂમિ ઉપર તેમના જીવનની કથા તટસ્થ દૃષ્ટિએ આલેખી,

તેમના ગદ્યપદ્યસર્જનની ગુણદર્શી છતાં સમદર્શી સમાલોચના કરી છે અને છેવટે દલપતરામને ઉચિત અંજલિ આપી છે. આરંભનાં પ્રકરણોની શૈલી વાર્તાલાપકારની છે અને વાક્યરચના શિથિલ છે, તેમ છતાં પ્રા. હસિત બૂચે લીધેલો અધ્યયનશ્રમ સ્પષ્ટ દેખાઈ આવે છે. દલપતરામના ચરિત્રસ્વાધ્યાય તરીકે આ કૃતિ મૂલ્યવાન ગણી શકાય.

'શ્રી સયાજી સાહિત્યમાળા' શ્રેણીની આ યુગની છેક સમીપની કૃતિ 'શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજી'(૧૯૫૫)માં પ્રા. કેશવરામ કા. શાસ્ત્રીએ પરંપરાપ્રાપ્ત સાંપ્રદાયિક વૃત્તાંતની બધી જ સામગ્રીનો વિવેકપુરઃસર ઉપયોગ કરી પુષ્ટિમાર્ગના એ સંસ્થાપકના સમયની હિંદુસ્તાનની પરિસ્થિતિ, એમના પૂર્વજો, એમનો અવતાર, વિદ્યાભ્યાસ, એમણે ખેડેલો પ્રવાસ, એમના ભક્તિમાર્ગનો વિકાસ, એમણે કરેલી ગ્રંથલેખન પ્રવૃત્તિ, એમના ધર્મસિદ્ધાંત વગેરેની જીવનકથા તર્કસિદ્ધ અને બિનસાંપ્રદાયિક દૃષ્ટિથી આપી છે. આ ચરિત્રસ્વાધ્યાય પ્રામાણિક સંશોધનનો સારો નમૂનો છે.

'ગજ્જરની જીવનકથા'(૧૯૬૦)માં ડૉ. અશ્વિન મા. ત્રિવેદી અને બીજા સહલેખકોએ પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરનો સ્વપ્રશિલ્પી માનવમૂર્તિ, પ્રાધ્યાપક, પ્રયોગશીલ વિજ્ઞાનશાસ્ત્રી અને કેળવણીકાર તરીકે પરિચય આપી તેમના જીવનકાર્યનું તત્કાલીન પરિસ્થિતિના સંદર્ભમાં નિબંધરૂપે તટસ્થ મૂલ્યાંકન કર્યું છે.

'શ્રી હરિભદ્રસૂરિ'(૧૯૬૩)માં ડૉ. હીરાલાલ રસિકલાલ કાપડિયાએ તેમને પ્રાપ્ત થયેલાં સમય અને સાધન અનુસાર હરિભદ્ર સૂરિના જીવનનો સંક્ષેપમાં અને સાહિત્યનો અતિ વિસ્તારથી પરિચય કરાવ્યો છે.

### ઇતર કૃતિઓ

ગુજરાતી ચરિત્રસાહિત્યના વિકાસમાં ગાંધીયુગમાં આશરે પચાસેક લેખકોએ નાનીમોટી પોણોસો જેટલી કૃતિઓ રચી ઓછાવત્તા પ્રમાણમાં આપેલો ગણનાપાત્ર હિસ્સો બતાવ્યા પછી પંડિતયુગમાં કર્યું હતું તેવી જ રીતે આ ગાંધીયુગમાં પણ ઘણી મોટી સંખ્યામાં રચાયેલાં ચરિત્રોને તેમના નાયકની કામગીરીના ક્ષેત્રના પ્રકાર પ્રમાણે ધાર્મિક પુરુષો, દેશનેતાઓ, સાહિત્યકારો, કેળવણીકારો, ધનપતિઓ, ઉદ્યોગવીરો, પરદેશી રાષ્ટ્રવીરો, વિજ્ઞાનવીરો, સ્ત્રીઓ અને બીજાં એમ જૂથવાર વહેંચી નાખી કૃતિના સત્ત્વ પ્રમાણે જરૂર જણાય ત્યાં વ્યક્તિગત કૃતિવાર અથવા સમાન પ્રકારની કૃતિઓનું અવલોકન કરીએ.

ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતાનાં 'શ્રી રામચંદ્ર દત્ત' (૧૯૨૧) અને 'શ્રી રામકૃષ્ણ પરમહંસ' (૧૯૩૬), મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટનું 'દેવર્ષિ દીવાકર દયાનંદ' (૧૯૩૬), પ્રફુલ્લ ઠાકોરનું 'દયાનંદ સરસ્વતી' (૧૯૪૪), પ્રતાપરાય મોદીનું 'રામાનુજાચાર્ય' (૧૯૪૧), વામનરાવ પ્રાણગોવિંદ પટેલનાં બે પુસ્તક 'શ્રી સાંઈ બાબા' (૧૯૪૧) અને 'શંકરાચાર્ય' (૧૯૫૧), શાંતિલાલ દીનાનાથ મહેતાનું 'શ્રી સ્વામી રામતીર્થ' (૧૯૪૬), રત્નેશ્વર ભવાનીશંકર વકીલનું 'સ્વામી આત્માનંદ સરસ્વતી' (૧૯૪૭), કૃષ્ણપ્રસાદ ભટ્ટનાં 'રામદેવ પીર ચરિત્ર' (૧૯૫૩) અને 'ભક્ત નરસિંહ' (૧૯૫૪), કાલિદાસ મહારાજકૃત 'સોરઠના સંત મહાત્માઓ' (૧૯૬૧), 'સોરઠની વિભૂતિઓ' ('૬૧), અને 'સોરઠી સંતો' ('૬૧), શાંતિલાલ ના. શાહ(સત્યમ્)કૃત 'ભક્ત જલારામ' એમના ચરિત્રપુરુષના જીવન અને કાર્ય તથા ઉપદેશનો પરિચય આપતાં, ભક્તિભાવે રચાયેલાં અને નિરૂપણની કોઈ વિશેષતા નહિ દર્શાવતાં માહિતી આપતાં સામાન્ય ચરિત્રો છે.

નીરજાનંદ સ્વામીએ 'શ્રી રમણ મહર્ષિ' (૧૯૩૮) સરળ શૈલીમાં રચ્યું છે. સ્વામી માધવતીર્થકૃત 'શ્રી રમણ મહર્ષિ'(૧૯૪૮) સ્વામીજીના જીવન અને પ્રવૃત્તિના પરિચય સાથે વિશેષ પ્રમાણમાં તત્ત્વચર્ચા અને બોધ આપે છે. આનંદાશ્રમ-બિલખાનું પ્રકાશન 'શ્રીનાથ ચરિતામૃત' (૧૯૪૦) નથુરામ શર્માના ધાર્મિક જીવનનો વિકાસ ભક્તિભાવપૂર્વક નિરૂપે છે. બ્રહ્મચારી આનંદચૈતન્યજીએ 'સ્વામી વિવેકાનંદ'(૧૯૪૫)માં સ્વામીજીના જીવનપ્રસંગોનું સ્વતંત્ર આલેખન કર્યું છે. આ ચરિત્ર સુવાચ્ય હોઈ સ્વામી વિવેકાનંદના ચરિત્રગ્રંથોમાં એક અગત્યનો ઉમેરો કરે છે. ચૂનીલાલ જયશંકર ઓઝાનું 'શ્રીમન્ નૃસિંહાચાર્યજી' (૧૯૪૭) ચરિત્રનાયકના જીવન અને સાહિત્યનો તેમ જ કાર્યનો પ્રમાણભૂત પરિચય આપે છે અને મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈકૃત 'શ્રીમન્ નૃસિંહાચાર્યજી'માં રહી ગયેલા હકીકતદોષો નિવારે છે.

રત્નેશ્વર ભવાનીશંકર વકીલકૃત 'શ્રી માતાજી' (૧૯૪૨), સ્વામી જ્યાનંદ અને જયંતિલાલ ઓઝાકૃત 'મા શારદા' (૧૯૪૦), જયંતીલાલ આચાર્યકૃત 'શ્રી શારદાદેવી' (૧૯૪૩) અને આનંદ ચૈતન્યનું 'મા શ્રી શારદામણિદેવી' (૧૯૪૪) ભક્તિભાવપૂર્વક લખાયેલાં અને ચરિત્રવિષય વ્યક્તિના આધ્યાત્મિક વિકાસ અને પ્રભાવને વ્યક્ત કરતાં ચરિત્રો છે. રમણલાલ વસંતલાલ દેસાઈકૃત 'સ્વામી વિદ્યાનંદજી' (૧૯૫૦) પૂર્વાશ્રમના 'મુરારિ શર્મા' અઢારમે વર્ષે અનેક મંથન અનુભવી સંન્યાસ લઈ ગીતાપ્રચારક 'વિદ્યાનંદજી'

બન્યા અને તેમણે વડોદરા, જૂનાગઢ, અમદાવાદ વગેરે સ્થળોએ ગીતાપ્રચાર કર્યો તેનું વર્ણન સરળ, રોચક શૈલીમાં આપે છે.

વૈષ્ણવ સંપ્રદાયને લગતાં ચરિત્રોમાં દ્વારકાદાસ પુરુષોત્તમદાસનાં બે પુસ્તક 'શ્રી વિઠ્ઠલેશ ચરિત્રામૃત' (૧૯૪૨) અને 'હરિરાયજી મહાપ્રભુનું જીવનચરિત્ર' (૧૯૪૭) પ્રસ્તુત વૈષ્ણવ ધર્માચાર્યોના જન્મ, અભ્યાસ, લગ્ન, પ્રવાસ અને ઉપદેશ વગેરેની હકીકત આપી કેટલીક વાર અલૌકિક ઘટનાઓ વર્ણવી તેમનો પરિચય કરાવતી કૃતિઓ છે. વિષ્ણુદેવ સકળેશ્વર પંડિતનું 'શ્રી મહાપ્રભુજી' (૧૯૪૩) શ્રી વલ્લભાચાર્યની જીવનકથા ટૂંકમાં કહી, શુદ્ધાદ્વૈત વેદાન્ત અને પુષ્ટિ સંપ્રદાય વિશે માહિતી આપી આચાર્યશ્રીના સિદ્ધાંત સાદી ભાષામાં સમજાવે છે. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહનું 'શ્રી હરિરાયજી : જીવન અને બોધ' (૧૯૪૬) ચરિત્રનાયકના જીવન તેમ જ વાઙ્મયનો પરિચય આપે છે.

મુનિશ્રી હર્ષચંદ્રજીરચિત 'શ્રી મહાવીરની જીવનરેખા' (૧૯૨૯) જૈન દર્શનગ્રંથોને અનુસરી મહાવીરના પૂર્વભવની કથાસહિત ચમત્કારપૂર્ણ જીવનવૃત્તાંત આપે છે અને મહાવીરને બુદ્ધ કરતાં ચડિયાતા બતાવવાનો પ્રયાસ કરે છે. ધીરજલાલ ધનજીભાઈ શાહલિખિત 'મહાવીર' (૧૯૪૪) શ્રી મહાવીર સ્વામીના જીવનની આસપાસ વીંટળાયેલા ચમત્કારો અને તેમનામાં આરોપાયેલું દૈવત્વ દૂર કરી, તેમનો એક યુગપુરુષ તરીકે પરિચય આપવાનો પ્રયાસ કરે છે. 'ત્રિશલાનંદન મહાવીર'(૧૯૫૦)માં તેના લેખક રતિલાલ શાહની શ્રમણ ભગવાન મહાવીરના જીવન અને જૈનધર્મપ્રચારકાર્ય તથા ઉપદેશ એ ત્રણેયને વિશે ટૂંકમાં બધું જ કહી દેવાની વૃત્તિને પરિણામે તેમાં પ્રસંગોનું સુવિકસિત નિરૂપણ નથી પણ તેના ટૂંક સાર આપી દેવાયા છે, અને મહાવીરના ઉપદેશને જ પ્રાધાન્ય મળ્યું છે. 'સત્યમ્'–શાંતિલાલ ના. શાહ 'શ્રમણ મહાવીર'(૧૯૫૨)માં મહાવીર સ્વામીની જીવનકથા નવલકથા જેવી રોચક શૈલીમાં આલેખે છે.

ગોપાળદાસ જીવાભાઈ પટેલસંગૃહિત 'શ્રીમદ્‌ની જીવનયાત્રા'(૧૯૩૫)નો પ્રથમ ખંડ રાજચંદ્રની આધારભૂત જીવનરેખા આપે છે, અને તેમની બુદ્ધિપ્રતિભા અને આધ્યાત્મિક સાધનાનો પરિચય કરાવે છે. સંપાદકે ચરિત્રની સાથે રાજચંદ્રનો ઉપદેશ પણ ગૂંથી લીધો છે. એમનું બીજું સંપાદન 'શ્રી મહાવીરકથા' (૧૯૪૧) સરળ શૈલીમાં રચાયેલો, મહાવીર સ્વામીના જીવન અને ફિલસૂફીનો વિસ્તૃત ચરિત્ર-સ્વાધ્યાય છે. બંને ચરિત્રો સંપાદકની શ્રમસહિષ્ણુતા અને સત્યનિષ્ઠાની પ્રતીતિ કરાવે છે. 'શ્રીમદ્ રાજચંદ્ર

જીવનકલા '(૧૯૩૮)માં બ્રહ્મચારી ગોવર્ધનભાઈ કા. પટેલે ભક્તિભાવે શ્રીમદ્ રાજચંદ્રના જીવન અને સાહિત્યનો પ્રમાણભૂત વિસ્તૃત પરિચય આપ્યો છે.

ફૂલચંદ હરિચંદ દોશી—મહુવાકરે જે ત્રણ ચરિત્રપુસ્તકો લખ્યાં છે તેમાંનું પહેલું પુસ્તક 'ધર્મવીર ઉપાધ્યાય ' (૧૯૪૨) જૈનધર્મસેવક સ્વ. સોહનવિજયજી મહારાજની જીવનરેખા છે. એમાં ચિત્રાત્મક શૈલીમાં પ્રસંગોનું રસપ્રદ નિરૂપણ થયું છે. એમનું સાંપ્રદાયિક વલણ સ્પષ્ટ દેખાઈ આવે છે. હિંદી ભાષામાં 'આપ' શબ્દનો ઉપયોગ કરવાની પદ્ધતિનું તેમણે કરેલું અનુકરણ ગુજરાતી ભાષાશૈલીને અનુકૂળ આવતું નથી. એમની બીજી કૃતિ ' તીર્થોદ્ધારક આચાર્યશ્રી વિજયનીતિસૂરિજી' (૧૯૪૨) ચરિત્રકાર તરીકે એમણે સાધેલી પ્રગતિ બતાવે છે. પ્રસંગનિરૂપણની તેમને સારી હથોટી બેસી ગઈ છે. જૈનો ઉપરાંત અન્ય જનોને પણ રસ પડે તેવું આલેખન તે કરી શક્યા છે. તેમનું ત્રીજું પુસ્તક 'યુગવીર આચાર્ય' ભાગ–૧ (૧૯૪૩) પંજાબ-કેસરી શાસનપ્રભાવક શ્રી વિજયવલ્લભસૂરિજીનું ચરિત્ર જીવનપ્રસંગોના કુશળ ચિત્રણ, સરળ ભાષા તથા આકર્ષક તેમ જ અસરકાર શૈલીને લીધે સાંપ્રદાયિક ચરિત્ર હોવા છતાં નવલકથા જેટલી આસ્વાદ્ય કૃતિ બની શક્યું છે.

'રત્નજીવનજ્યોત' (૧૯૪૩) ચૂનીલાલ વર્ધમાન શાહે લખેલું શતાવધાની પંડિત રત્નચંદ્રનું જીવનચરિત્ર લેખકની સત્યપ્રિયતા સારી રીતે વ્યક્ત કરે છે. છે. આ ચરિત્ર જૈનધર્મીઓ માટે બોધક તેમ જ પ્રેરક થઈ પડશે.

'શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી'(૧૯૫૦)માં જયભિખ્ખુ અને મ. મો. પાદરાકરે બુદ્ધિસાગરજીની નિત્યનોંધો તથા અન્ય સાહિત્યને આધારે તૈયાર કરેલું આ ચરિત્ર વીજાપુરના નિરક્ષર કણબી કુટુંબના એક પુરુષાર્થી સંતાનની જૈન સાહિત્યોદ્ધારક સાક્ષર આચાર્ય બનતાં સુધીની પ્રગતિની વિકાસકથા છે. ચરિત્રકારોની શૈલી નવલકથા જેવી રસાળ છે. વીસમી સદીના પૂર્વાર્ધનો સામાજિક ઇતિહાસ પણ એમાં આવે છે. આમાંથમાંનું લોકજીવનનું વર્ણન અને સુંદર પ્રકૃતિવર્ણન તેનું એક આકર્ષણ ગણાય. શેઠ ગુલાબદાસ નાનચંદે ' તીર્થંકર ચરિત '–૧ થી ૩–માં ('૫૭ થી '૬૦) તીર્થંકરોનાં ચરિત્રનો પરિચય કરાવ્યો છે.

ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા-કૃત 'ભગવાન બુદ્ધ'(૧૯૪૪)માં કોઈ વિશેષતા નથી. રામનારાયણ નાગરદાસ પાઠક-કૃત 'ગૌતમ બુદ્ધ' (૧૯૫૦) સરળ શૈલીમાં લખાયેલો માહિતીપૂર્ણ બુદ્ધચરિત્ર સ્વાધ્યાય છે. 'ભગવાન બુદ્ધ'

(૧૯૬૪)માં શિવાજી ભાવેએ ભાવપૂર્વક માત્ર ગુણદર્શી દૃષ્ટિએ ભગવાન બુદ્ધના જીવન પ્રસંગો આલેખી બુદ્ધના હૃદયની વિશાળતાનો પરિચય કરાવ્યો છે, પણ બુદ્ધ-ફિલસૂફીની કોઈ ચર્ચા—સમીક્ષા કરી નથી.

ઠક્કર નારાયણ વસનજી 'ગુરુ ગોવિંદસિંહ'(૧૯૨૮)ને ઐતિહાસિક જીવનકથા તરીકે ઓળખાવે છે. સંશોધિત સામગ્રીનો તેમણે સારો ઉપયોગ કર્યો છે. વર્ણન અને પ્રસંગ નિરૂપણ સારાં છે. ઐતિહાસિક ચરિત્ર કરતાં, આ પુસ્તક ઐતિહાસિક નવલકથાની વિશેષ નજીક છે. શંકરદત્ત શાસ્ત્રીએ પ્રયોજેલું 'નાનક' (૧૯૪૪) શીખ ધર્મગુરુ નાનકની જીવનરેખા આપી તેમના સિદ્ધાંત સમજાવે છે.

મણિલાલ તુલસીદાસ મહેતાએ શ્રમશીલ સંશોધનને અંતે શ્રદ્ધાપૂર્વક રચેલું લઘુચરિત્ર 'કબીર સાહેબ' (૧૯૫૦) સંત કબીરના જીવનની વાસ્તવિક ઘટનાઓની અને દાર્શનિક વિચાર-ધારાની આછી રૂપરેખા આપે છે. કબીર-સાહિત્યનાં પુષ્કળ અવતરણોને લીધે આ ચરિત્ર કલામયતા ગુમાવે છે.

અબદુલ કાદર બાવઝીર ઈમામ સાહેબે હિન્દુ-મુસ્લિમ એકતા પ્રેરવાના હેતુથી 'હઝરત મુહમ્મદ' (૧૯૩૨) પ્રયોજ્યું છે. 'હઝરત મુહમ્મદ'(૧૯૩૫)માં મુહમ્મદ એફ. લોખંડવાલાએ આધારભૂત ગ્રંથો ઉપરથી પયગંબર સાહેબનો યુવાન, વૃદ્ધ, પતિ, પિતા, વેપારી, સુધારક, સેનાપતિ, રાજ્યકર્તા, અને માનવમૂર્તિ તરીકેનો પરિચય કરાવ્યો છે. તેમની ભાષા શુદ્ધ અને શૈલી આકર્ષક છે. મહમ્મદ સાહેબનું આ એક પ્રમાણભૂત અને સુલિખિત ચરિત્ર છે.

ફરામરોઝ હોરમસજી દાદાચાનજી—'મંઝિલ'નું 'મહેરબાબા'(૧૯૪૨) એ પારસી સંતનું ચરિત્ર તેમણે કરેલા ઉપદેશ સાથે આપે છે.

દેસાઈભાઈ ના. પટેલે 'પ્રેમાવતાર ઈસુ'(૧૯૫૨)માં ઈસુના જીવનના અદ્ભુતરસિક પ્રસંગોની બુદ્ધિવાદી ગૂંથણી કરી છે. એમણે ઈસુનો ઉપદેશ પણ સંક્ષેપમાં આપ્યો છે તથા 'ગિરિપ્રવચન', 'છેલ્લી વિદાય', 'છેલ્લું ભોજન' જેવી કેટલીક લોકપ્રસિદ્ધ બાઈબલકથાઓ પણ રજૂ કરી છે. સરળ પણ અસરકારક શૈલીમાં લખાયેલું આ પુસ્તક વસ્તુ, ભાષા અને શૈલી વગેરે દૃષ્ટિએ ગુજરાતી ચરિત્રસાહિત્યમાં સર્વોત્તમ ઈસુચરિત્ર છે.

મણિશંકર દલપતરામ જોશી 'મોહનદાસ કરમચંદ ગાંધી'(૧૯૨૧)માં ૧૮૬૯ થી ૧૯૨૦ સુધીની ગાંધીજીની જીવનરેખા આપે છે અને ગાંધીજીએ દક્ષિણ આફ્રિકા અને હિંદમાં કરેલી સેવાઓ વર્ણવે છે. આત્મશ્રદ્ધા અને

આત્મનિશ્ચયને લેખક ગાંધીજીના જીવનનું શાસકબળ ગણે છે. 'મહાત્મા ગાંધીજીના કેટલાક જીવનપ્રસંગો '(૧૯૨૧)માં ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં ચલાવેલી સત્યાગ્રહની લડતના સમયના તેમના જીવનના તે સમયે અપ્રસિદ્ધ ત્રીસ પ્રસંગોનું નિરૂપણ એમની સાથે લડતમાં સામેલ રહેલા પ્રાગજીભાઈ ખંડુભાઈ દેસાઈ અને રાવજીભાઈ મણિભાઈ પટેલે કર્યું છે. પ્રસંગોની પસંદગી ઔચિત્યપૂર્ણ છે. એમાં સંવાદોનો ઉપયોગ છૂટથી કરવામાં આવ્યો છે. આ પ્રસંગો ગાંધીજીના વ્યક્તિત્વનો સારો પરિચય કરાવે છે. ચરિત્રનિરૂપકો વાચકની કલ્પના ઉપર છોડી દેવી જોઈતી વસ્તુઓ સ્પષ્ટ કરવા જતાં પ્રસંગોની કલામયતા હરી લે છે. જયકૃષ્ણ નાગરદાસ વર્માનું 'મહાત્મા ગાંધીજીનું ચરિત્ર' (૧૯૨૨) સરળ ભાષામાં ગાંધીજીની જીવનવિગતો આપે છે.

રામનારાયણ ના. પાઠકના 'યુગાવતાર ગાંધી '(૧૯૩૬)નો નવો અવતાર તેમનું 'ગાંધી બાપુ' (૧૯૪૬) છે. ચરિત્રકારે ગાંધીજી વિષયક વીસેક પુસ્તકો વાંચી તેમ જ ગાંધીજીનાં સગાંસંબંધીઓ પાસેથી પણ પ્રમાણભૂત માહિતી એકઠી કરી ગાંધીજીના જીવનની ૧૮૬૯થી ૧૯૪૬ સુધીનાં પોણોસો વર્ષની તવારીખ ઝીણામાં ઝીણી વિગતો સહિત અહીં રજૂ કરી છે. ગાંધીજીના જીવન અને કાર્યનો અહેવાલ આટલા વિસ્તારથી અને આવી ઘરગથ્થુ, સરળ, લોકભોગ્ય ભાષામાં બીજા કોઈ પણ એક જ પુસ્તકમાંથી મળતો નથી. ગાંધીજીના શરૂઆતના સહકાર્યકર્તા ઇન્દુલાલ યાજ્ઞિકનું નામ પણ આ કૃતિમાં નજરે પડતું નથી એ એની એક મોટી મર્યાદા ગણી શકાય. લેખકની પ્રસંગોમાંથી બોધ તારવી લેવાની વૃત્તિ અને ગાંધીજી તરફ ભક્તિભાવ વારંવાર નજરે ચડે છે. શંકરલાલ દ્વારકાદાસ પરીખના 'પૂજ્ય બાપુજી'-(૧૯૫૦)માં લેખકે નિરૂપેલા પોતાને પ્રાપ્ત થયેલા મ.ગાંધીજીના જીવન-પ્રસંગો લેખકની સાથે ગાંધીજીના વાત્સલ્ય અને વિનોદનો પરિચય આપે છે મથુરાદાસ ત્રિકમજીકૃત 'બાપુની પ્રસાદી' (૧૯૪૮) પણ લેખકને પોતાને પ્રાપ્ત થયેલા પ્રસંગો સરળ રીતે વર્ણવે છે.

શિવપ્રસાદ દલપતરામ પંડિતનું 'દેશબંધુ ચિત્તરંજન દાસ' (૧૯૨૩), ચંપકલાલ રંગીલદાસ પરીખનું 'દેશબંધુ દાસ' (૧૯૨૧) અને જયંતકુમાર મણિશંકર ભટ્ટનું 'દેશબંધુ' (૧૯૨૫) ચિત્તરંજન દાસનો જીવનપરિચય આપી તેમણે કરેલી સમાજની, સાહિત્યની અને સ્વદેશની સેવાઓ વર્ણવે છે. પ્રસંગ નિરૂપણ કરતાં ત્રણેય લેખકોએ વર્ણન અને કથન ઉપર વિશેષ લક્ષ આપ્યું છે.

કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતાકૃત દરબાર ગોપાળદાસનું ચરિત્ર

'સૌરાષ્ટ્રનો શિરતાજ' (૧૯૨૩) અને 'ગુજરાતનું નૂર' (૧૯૨૩) એમ બે જુદાં જુદાં નામે બે પુસ્તકમાં પ્રગટ થયું છે. આ ચરિત્રમાં કલ્યાણજીભાઈએ દરબારના વ્યક્તિત્વદ્યોતક જીવનપ્રસંગોનું રસાળ નિરૂપણ કરી ગુણદોષ સહિત તેમની માનવમૂર્તિ વાચકો સમક્ષ ઊભી કરી છે. સત્ય અને સહાનુભૂતિ એક સાથે રહી શકે છે એ આ નાનું ચરિત્ર સારી રીતે બતાવે છે. એમનું બીજું પુસ્તક 'ગુજરાતના યુવાન તૈયબજી' (૧૯૩૪) અબ્બાસ સાહેબની ઉત્કટ દેશદાઝ અને સ્વદેશસેવાનો સારો પરિચય આપે છે. કલ્યાણજી મહેતાએ માહિતી આપવા તરફ વિશેષ લક્ષ આપ્યું છે. એટલે જે કલાદૃષ્ટિ દરબાર સાહેબના ચરિત્રમાં એમણે દર્શાવી હતી એની અહીં સદંતર ગેરહાજરી પ્રવર્તે છે.

ધીરજલાલ ધનજીભાઈ શાહનું 'વીર વિઠ્ઠલભાઈ' (૧૯૩૪) ચરિત્રનાયક વિષે માહિતી આપતી કૃતિ છે, તો ઈશ્વરભાઈ પટેલ-રચિત 'વીર વિઠ્ઠલભાઈ' ('૬૨) ચરિત્રનાયકના પાર્લામેન્ટેરિયન પાસાને ખૂબ સુંદર રીતે રજૂ કરે છે.

રાવજીભાઈ મણિભાઈ પટેલનું 'ગાંધીજીની સાધના' (૧૯૩૯) ગાંધીજીની તપશ્ચર્યાની પ્રયોગભૂમિ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની લડત અને ફિનિક્સ આશ્રમને લગતો એકવીસ વર્ષનો પ્રમાણભૂત વિસ્તૃત અહેવાલ સ્વાભાવિક સરળ અને હૃદયંગમ શૈલીમાં પ્રસંગનિરૂપણ, અનુભવકથન અને ચિંતન સહિત રજૂ કરે છે; એ જોતાં ગુજરાતી ચરિત્રવાઙ્‌મયનીએ એક ગણનાપાત્ર કૃતિ છે. રાવજીભાઈનું બીજું પુસ્તક 'હિંદના સરદાર' (૧૯૬૨) સરદારની જીવનભાવના અને કાર્યનું મહત્ત્વ સમજાવતાં એમની સિદ્ધિની પાછળ જે શ્રમ અને શક્તિએ કામ કર્યું તે દર્શાવી સરદારની પ્રકૃતિનો પરિચય આપવાનો પ્રમાણિત, શ્રદ્ધેય, સફળ ચરિત્ર-અભ્યાસ છે.

જુગતરામ દવેનું 'ભારત સેવક ગોખલે' (૧૯૪૦) લેખકે પરિશ્રમ લીધો હોવા છતાં ચરિત્રનાયક વિષે કંઈક ઓછી માહિતી પૂરી પાડતું, મહાસભાની સ્થાપનાથી ગાંધીયુગની સ્થાપના સુધીનો આપણા દેશનો ઇતિહાસ રજૂ કરતું પણ યુગચિત્રને અસ્પષ્ટ રાખતું, શબ્દચિત્રો અને પ્રસંગચિત્રોથી ગોખલેના વ્યક્તિત્વ અને કાર્યનો પરિચય આપતું રસપ્રદ ચરિત્ર છે.

ખંડેરાવ માનાજી પવારનું 'ઝાંસીની રાણી' (૧૯૩૮) ઉત્સાહી પ્રયાસ હોવા છતાં સાધારણ કૃતિ છે. ગોવિંદરાવ પાંડુરંગ ભાગવતનું 'ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ' (૧૯૪૫), જયભિખ્ખુનું 'ઝાંસી રાણી ઝિન્દાબાદ' (૧૯૪૬), દયાશંકર ભ. કવિનું 'રણચંડી કેપ્ટન લક્ષ્મી' (૧૯૪૬), કકલભાઈ કોઠારીનું

'સુભાષચંદ્ર' (૧૯૩૮), પ્રહ્લાદ બ્રહ્મભટ્ટનું 'નેતાજી' (૧૯૪૬) અને નિરંજન વર્મા તથા જયમલ્લ પરમારનું 'સરહદપાર સુભાષ' (૧૯૪૬), ચંદુલાલ એમ. શાહનું 'યશવંતરાવ ચવ્હાણ' (૧૯૬૦), ઈશ્વરભાઈ જે. પટેલનું 'લાલા લજપતરાય' (૧૯૬૫) તત્કાલીન રાજકીય વાતાવરણનો લાભ લઈ લોકમાનસની પ્રાસંગિક જિજ્ઞાસા સંતોષવા માહિતી પૂરી પાડતી કૃતિઓ છે. 'શહીદ વીર કિનારીવાલા'('૬૦)માં બિપિન સાંગણકર ગૌરવપૂર્વક માહિતી એકઠી કરી સમકાલીન વાતાવરણનો અને ચરિત્રનાયકનાં સ્વભાવ-લક્ષણોનો સારો પરિચય આપે છે. આ કૃતિનું દસ્તાવેજી મૂલ્ય ઘણું છે.

'અસર'—સાકેરીકૃત 'કાઈદે આઝમ મુહમ્મદઅલી જિન્નાહ' (૧૯૩૯), દયાશંકર ભ. કવિનું 'અમારા સરદાર' (૧૯૪૬) અને ભદ્રકુમાર યાજ્ઞિક-કૃત 'દેશભક્ત ભુલાભાઈ' (૧૯૪૬) પ્રસંગનિરૂપણ તેમ જ વર્ણન દ્વારા ચરિત્રનાયકોનો મુગ્ધ પ્રશંસાયુક્ત પરિચય કરાવે છે.

દયાશંકર ભ. કવિએ 'કસ્તુરબા'(૧૯૪૪)માં પતિમાં આત્મવિલોપન કરનાર સહધર્મચારિણી તરીકે કસ્તુરબાનો સારો પરિચય આપ્યો છે. ધીરજલાલ ધનજીભાઈ શાહ-કૃત 'બા' (૧૯૪૪) પણ કસ્તુરબાનો ઠીક પરિચય કરાવે છે. સુરેશ ગાંધીનું 'શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત' (૧૯૪૬) વિજયા-લક્ષ્મીએ કરેલા પ્રવાસનો તેમ જ તેમણે પ્રધાન તરીકે કરેલા કાર્યનો વિશેષ ખ્યાલ આપે છે. સુરેશ ગાંધીએ 'શ્રીમતી અરુણા અસફઅલી'(૧૯૪૬)માં ચરિત્રનાયિકાએ ૧૯૪૨ના ભારતીય સ્વાતંત્ર્યસંગ્રામ દરમ્યાન વિતાવેલા ગુપ્ત જીવનની કેટલીક રોમાંચકારી ઘટનાઓ અતિશયોક્તિ કર્યા વિના રજૂ કરે છે.

પ્રબોધ ચોકસી અને નારાયણ દેસાઈકૃત 'સામ્યયોગી વિનોબા' (૧૯૫૩) વિનોબાજીના જીવન અને કાર્યનો રસાળ શૈલીમાં અહેવાલ આપે છે. લેખકો પાસે વિવેકદૃષ્ટિ અને શૈલી બેઉ છે.

નિરંજન વર્મા અને જયમલ્લ પરમારકૃત લઘુચરિત્ર 'આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય' (૧૯૪૫) આચાર્ય રાયના નિખાલસ અને નીડર વ્યક્તિત્વનો તેમની વિદ્યોપાસના, તેમનું સંશોધનકાર્ય, દેશના ઔદ્યોગિક નવસર્જનમાં તેમનું પ્રદાન, તેમનો આત્મત્યાગ અને તેમણે કરેલી સ્વદેશસેવાનો સરળ શૈલીમાં પરિચય આપે છે.

'કાઠિયાવાડી કવિ ભવાનીશંકર નરસિંહરામ'(૧૯૨૨)માં છોટાલાલ

દલપતરામે, કવિ દલપતરામની જૂની ઢબની કવિતા લખનાર, કાઠિયાવાડના એ પ્રથમ સમાજ-સુધારકે કરેલી તેમની જ્ઞાતિની સેવા અને સાહિત્યપ્રવૃત્તિનો ખ્યાલ આપ્યો છે. 'સ્વ. કવિ બુલાખીરામ' (૧૯૨૪) શંકરલાલ જાનીએ લખેલો દલપતકાવ્યશાળાના અનુયાયી બુલાખીરામ ચકુભાઈ દવેના જીવન અને સાહિત્યની રૂપરેખા આપતો નિબંધ છે.

સાદીક કરબલાઈનો 'મહાત્મા શેખ સાદી'(૧૯૨૪)માં એ વિખ્યાત ફારસી કવિનું સવિસ્તર જીવનચરિત્ર આપ્યું છે, અને તેની સાહિત્યકૃતિઓની ચર્ચા કરવામાં આવી છે. લેખકે સંશોધનશ્રમ સારો ઉઠાવ્યો છે, પણ સંઘરેલી સામગ્રીનો વિવેકપૂર્વક વિનિયોગ કરતાં એમને આવડ્યો નથી. આ ગ્રંથનું આયોજન કઢંગું છે અને એનો મુદ્રિત દેહ પણ વિરૂપ છે.

'શ્રી સુરદાસજીનું જીવનચરિત્ર'(૧૯૨૪)માં નરસિંગદાસ ભા. બ્રહ્મભટ્ટ અને પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહે એ હિન્દી કવિના જીવન અને સાહિત્યનો સરસ પરિચય કરાવ્યો છે.

સ્વ. નર્મદાશંકર દેવશંકર મહેતાકૃત 'અખો' ૧૯૨૭ અખાનું જીવન, તેના સમયની રાજકીય સામાજિક પરિસ્થિતિ, તેના સાહિત્ય અને તત્ત્વચિંતનનો પરિચય આપતો ચરિત્રસ્વાધ્યાય છે. નર્મદાશંકર મહેતા એમ માને છે કે અખા ઉપરનો વૈષ્ણવગુરુઓની નિંદા કર્યાનો આરોપ એની કવિતાના ખોટા પાઠોની માન્યતાને લીધે બંધાયેલો છે અને સત્યપાઠથી તે દૂર થાય છે. 'નરસિંહ મહેતો'(૧૯૨૯)માં ગજેન્દ્ર લાલશંકર પંડ્યાએ આ કૃતિના લેખનકાળ સુધી થયેલા સંશોધનને આધારે નરસિંહ મહેતાના જીવનનો, તેમના સમયની સામાજિક સ્થિતિનો તથા તેમના કવનનો ઠીક પરિચય આપ્યો છે. મૂલચંદ તુલસીદાસ તેલીવાલા તથા પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ-કૃત 'ભક્તકવિ દયારામનું આંતરજીવન' (૧૯૩૧) કવિ દયારામના 'ક્ષર' જીવન કરતાં 'અક્ષર' જીવનનો સારો અધ્યયનગ્રંથ કહેવાય.

ત્રિભુવન હેમાણી-કૃત 'વા. મો. શાહ'(૧૯૩૩) પુસ્તિકા ભાવપૂર્વક ગુણગાન ગાતી ચરિત્રનાયકની જીવનરેખા છે.

'ભોગીન્દ્રરાવ દિવેટિયા'(૧૯૩૪)માં શાંતિલાલ ગુલાબદાસ તોલાટે પરિશ્રમ લઈ સારી સામગ્રી ભેગી કરી પ્રથમ ખંડમાં ભોગીન્દ્રરાવના ક્ષર દેહનો અને બીજા ખંડમાં અક્ષર દેહનો વિસ્તૃત પરિચય કરાવ્યો છે. પહેલો ખંડ ભોગીન્દ્રરાવના વ્યક્તિત્વનું અને તેમના સમયનું સરસ ચિત્ર આપે છે.

બીજા ખંડમાં તેલાટે કરેલું ભોગીન્દ્રરાવના નવલકથાસાહિત્યનું સહાનુભૂતિશીલ છતાં સમતોલ મૂલ્યાંકન આ ચરિત્રસ્વાધ્યાયનું મહત્ત્વનું અંગ છે.

કાન્તિલાલ ર. શાહનું 'કવિવર ટાગોર' (૧૯૩૩) રવિબાબુનો જીવનપરિચય આપે છે. કાન્તિલાલ મ. શાહનું 'કવિવર ટાગોર' (૧૯૪૧) સહેજ આડંબરી અને શબ્દાળુ શૈલીમાં અહોભાવપૂર્વક રવિબાબુના જીવન અને સાહિત્યનો પરિચય કરાવે છે. 'કવિવર ટાગોરનું જીવન-કવન'(૧૯૬૪)માં 'અનામી' પ્રા. ડૉ. રણજિત મ. પટેલ રવીન્દ્રનાથના જીવન અને સાહિત્યનો અછડતો પરિચય કરાવે છે. 'મીરાં દાસી જનમ જનમકી'-(૧૯૫૦)માં રેવાશંકર ઓઘડભાઈ સોમપુરાએ 'નરસૈયો: ભક્ત હરિનો'માં ક. મા. મુનશીએ કર્યું છે તેમ ચરિત્રપ્રવાહમાં મીરાંનાં પદ ગૂંથી લઈ, તેના જીવનના શ્રદ્ધા અને ભક્તિના અદ્‌ભુત પ્રસંગો નિરૂપ્યા છે. સોમપુરાની શૈલી સરળ અને આકર્ષક છે. તેમણે પદનાં અવતરણો વધારે પડતાં આપ્યાં છે. તેમ છતાં આ ચરિત્ર એકંદરે સુવાચ્ય બન્યું છે.

'ચૂનીલાલ વેલાભાઈ શાહનું જીવનવૃત્તાંત'(૧૯૨૫)માં શ્રીજરત્નદાસ જમનાદાસ અક્કડે ચૂનીલાલ શાહે સારું અને સસ્તું શિક્ષણ આપવાના પોતાના જીવનધ્યેયને સિદ્ધ કરવા માટે જે કાર્ય કર્યું તેનું વર્ણન કરી તેનું સમતોલ મૂલ્યાંકન કર્યું છે, તેમ જ ચરિત્રનાયકના વ્યક્તિત્વનો ખરો પરિચય આપ્યો છે. અમદાવાદની સરકારી હાઈસ્કૂલના એક વખતના મુખ્ય શિક્ષકના કોઈ મિત્રે લખેલા લઘુચરિત્ર —'રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસનું જીવન-ચરિત્ર'(૧૯૨૫)નું પ્રા. સાંકળચંદ જેઠાલાલ શાહે ચરિત્રનાયકમાં રહેલા સત્યપ્રિયતા અને પ્રામાણિકતાના ગુણ બોધક તેમ જ માર્ગદર્શક નીવડે એ હેતુથી સંપાદન કર્યું છે. 'કરુણાશંકર: શિક્ષક વિભૂતિ'(૧૯૬૧) એક સન્નિષ્ઠ શિક્ષકનો દેસાઈભાઈ નાથાભાઈ પટેલે આપેલો પરિચય છે.

જન્મથી નિર્ધન પણ પ્રામાણિકપણે જાતમહેનતથી તવંગર થનાર કેટલીક વ્યક્તિઓનાં પ્રેરક ચરિત્રોમાં ચંદુલાલ વૈદ્યકૃત 'અરજણનાનનો સોરઠી સોદાગર' (૧૯૪૦), અંબાલાલ ન. શાહકૃત 'શ્રી મોરારજી ધનજી પડીઆ',(૧૯૫૧), અને બંસીધર ગોવર્ધનદાસ પારેખકૃત 'શેઠ મગનદાસ' ગણાવી શકાય.

મિસ ધનજીભાઈ બમનજી વાડિયાએ 'અહેવાલે અરદેશર કોટવાલ બહાદુર'(૧૯૩૦)માં ચરિત્રનાયકનાં પ્રતાપી પૂર્વજો, વ્યક્તિત્વ અને સેવાકાર્યનો અહેવાલ કવિતામાં આપ્યો છે.

શાપુરજી કાવસજી હોડીવાલાનુ 'શેઠ ખાંનદાનની તવારીખ' (૧૯૩૧) રુસ્તમજી બરજોરજી પેમાસ્તરનું 'અહેવાલે દાદીશેઠ' (૧૯૩૧), 'શેઠ જીજીભાઈ દાદાભાઈનું જન્મવૃત્તાંત' (૧૯૩૬) ચરિત્રનાયકોનો કૌટુંબિક ઇતિહાસ, તેમણે કરેલી મુંબઈ શહેરની સેવા, કેળવણી માટે તેમણે કરેલી સખાવતો અને ઔદ્યોગિક ખાનગી સાહસોને આપેલા ઉત્તેજનનો અહેવાલ છે. જમશેદ કાવસજી કાતરકે 'નાનાભાઈ પુન્જિયાની તવારીખ' (૧૯૩૫)માં પરિશ્રમપૂર્વક સામગ્રી સંશોધન કરી, જીવનવિગતો આપી છે. બેજન નૌશીરવાન દેસાઈએ 'ડૉ. સર જીવનજી જમશેદજી મોદી' (૧૯૫૪)માં શ્રમ અને ખંતથી ચરિત્ર-નાયકના જીવનની વિગતો એકઠી કરી રજૂ કરી છે.

### પ્રકીર્ણ ચરિત્રો

'છત્રપતિ શિવાજી ચરિત્ર'(૧૯૩૪)માં વામન સીતારામ મુકાદમે ભારતીય અને પરદેશી પુસ્તકોને આધારે ભારે સ્નેહશ્રમ લઈ શિવાજી મહારાજ વિશે ઘણી નવી માહિતી એકત્ર કરી છે, અને શિવાજી મહારાજના જીવનના એકેએક પ્રસંગને તેઓ સ્પર્શ્યા છે. તેમણે સંવાદ અને પ્રસંગ યોજ્યા છે પણ લલિત શૈલી અને કલાન્વિત નિરૂપણશક્તિને અભાવે તેમનો આ ગ્રંથ શિવાજી મહારાજ વિશેનો વિગતપ્રચુર સંદર્ભગ્રંથ બની જવા પામ્યો છે. સાહિત્યક ચરિત્રકૃતિ તરીકે નહિ, પણ એક સામાન્ય માહિતી પ્રધાન ચરિત્રકૃતિ તરીકે એનું સ્થાન ઘણું ઊંચું ગણી શકાય. મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટનું 'છત્રપતિ શિવાજી' (૧૯૩૬) સરળ વાર્તાત્મક શૈલીએ લખાયેલું રોચક ચરિત્ર છે.

ચૂનીલાલ વર્ધમાન શાહ કૃત 'અકબર' (૧૯૫૪) અકબર વિશે નવો પ્રકાશ પાડતું માહિતીપ્રધાન ચરિત્ર છે. ઐતિહાસિક ચરિત્રોને ગુજરાતી ચરિત્રવાઙ્મયમાં વિકાસ માટે કેટલો અવકાશ છે તેની એ પ્રતીતિ કરાવે છે.

જીવનલાલ હરસનદાસ ઠાકોરે 'પઢિયારની જીવનકથા'(૧૯૨૨)માં અમૃતલાલ સુંદરજી પઢિયારની જીવન વિગતો આપી છે અને તેમણે તેમની જ્ઞાતિના સેવક, વૈદ્ય તથા સંસારસુધારક તરીકે કરેલું કાર્ય વર્ણવી તેનું મૂલ્યાંકન કર્યું છે.

'બહારવટિયો મીરખાં'(૧૯૩૪) મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટે લોકપ્રચલિત કિંવદન્તીઓને આધારે રચેલી એક રસમય ચરિત્રિકા છે. 'બાબર દેવા'-(૧૯૩૪)માં રમાકાન્ત દ્વિવેદીએ લોકો પાસેથી સાંભળી હકીકત મેળવી

અહીંકાંઠાના પાટણવાડિયા બહારવટિયાનો પરિચય આપતી, તેનાં નીતિ-નેકી બતાવતી પ્રસંગકથાઓ નિરૂપી છે. મૂળ હકીકતોને એ વફાદાર રહ્યા છે પણ વ્યક્તિઓનાં નામ તેમણે બદલ્યાં છે. એમણે પણ વાર્તારસ સાચવ્યો છે એટલે આ કૃતિ સુવાચ્ય બની છે. આ બંને કૃતિઓ અનીતિમાન ક્રૂર ગણાતા બહારવટિયાઓમાં પણ કંઈક નીતિ-પરાયણતા રહેલી હોય છે એ બતાવવાના પ્રયાસ છે.

મૂળચંદ શાહે તેમના પિતાનું ચરિત્ર 'આશારામ દલીચંદ શાહ અને તેમનો સમય' (૧૯૩૪) 'આશારામ શાહે લખેલી નોંધોને આધારે તેમ જ બળવંતરાય ઠાકોરની મદદથી તૈયાર કર્યું' છે. અહીં આશારામ શાહના દઢ ઉજ્જ્વલ ચારિત્ર્યનો, તેમના સમયની કેળવણીનો, દેશી રાજ્યોની ખટપટનો, તેમના શિક્ષક વકીલ, મોરબી રાજ્યના સંયુક્ત વ્યવસ્થાપક, હાલારના નાયબ નિરીક્ષક અને લાઠી રાજ્યના વ્યવસ્થાપક તરીકેના કાર્યનો ઇતિહાસ સારી રીતે આપ્યો છે.

'સરદાર પૃથ્વી સિંહનું ચરિત્ર'(૧૯૪૪)માં સુભદ્રા ગાંધી ચરિત્રનાયકની દેશભક્તિ, સાહસ વગેરેથી પૂર્ણ પ્રેરક કથા રજૂ કરે છે.

'જ્ઞાનયોગી ચંદુભાઈ'(૧૯૪૪)માં વૈકુંઠલાલ શ્રીપતરાય અને 'કર્મયોગી વૈકુંઠભાઈ'(૧૯૫૨)માં ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર ચરિત્રનાયકોના સાત્ત્વિક જીવનનો પરિચય આપે છે પણ ચરિત્રકારોએ પોતે મેળવેલી સામગ્રીનો વિનિયોગ કરી એક એક સ્વતંત્ર કૃતિનું નિર્માણ કર્યું નથી પણ હકીકતોનો પત્રો, નોંધો, જીવનરેખા વગેરે રૂપમાં ખડકલો કરી દીધો છે.

હિંમતલાલ બક્ષીએ લખેલા તેમના પિતાના ચરિત્ર 'રા. રા. કલ્યાણરાય જે. બક્ષીનું જીવનવૃત્તાંત'(૧૯૪૭)માં ચરિત્રનાયકના વ્યક્તિત્વનો વિસ્તારથી પ્રમાણભૂત પરિચય આપ્યો છે.

'નરમણિ'કૃત 'શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીનું જીવનચરિત્ર'(૧૯૨૧), અનામી લેખકનું 'શેઠ દ્વારકાદાસ ત્રિભુવનદાસ જોષીની જીવનરેખા'(૧૯૩૨) અને કલ્યાણરાય નથુભાઈ જોષીકૃત 'સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરશી'(૧૯૩૨) આ ધનપતિ ચરિત્રનાયકોએ કેવી રીતે પોતાના કુટુંબ, જ્ઞાતિ, સમાજ, સરકાર અને સ્વદેશની સેવા કરી તથા ઉદ્યોગ, કેળવણી વગેરેને ઉત્તેજન આપવા કેવું દાન કર્યું તેની માહિતી આપી તેમના વ્યક્તિગુણ વર્ણવે છે પણ વ્યક્તિજીવનનું દર્શન બહુ અલ્પ કરાવે છે.

'ભારદ્વાજે' પ્રયોજેલાં 'ડી વેલેરા'(૧૯૩૩) અને 'મુસોલિની'-(૧૯૩૩)માંથી પહેલું પુસ્તક ડી વેલેરાના જીવનની વિગતો આપતી નીરસ કૃતિ છે; પણ બીજું પુસ્તક મુસોલિનીએ પોતાના સ્વતંત્રતાના સિદ્ધાંત મુજબ ઇટાલીમાં કેવું પરિવર્તન સાધ્યું તે બતાવે છે. લક્ષ્મીદાસ દારૂકે 'એડોલ્ફ હિટલર'(૧૯૩૫)માં અને સી. એમ. શાહ પણ 'એડોલ્ફ હિટલર'-(૧૯૪૧)માં વર્ણન-કથન દ્વારા હિટલરનો પરિચય આપે છે. નિરુ દેસાઈનું 'લેનિન'(૧૯૩૬) લેનિનનો ક્રાન્તિકારક તરીકેનો પરિચય છે. 'નરોત્તમ'કૃત 'લેનિન'(૧૯૫૩) પણ રશિયન ક્રાંતિ વખતે લેનિન અને તેના સહકાર્યકરોને કેવા સંજોગોમાં કાર્ય કરવું પડ્યું હતું તેનો તાદૃશ ચિતાર આપે છે એમાંનું પ્રસંગનિરૂપણ સરસ છે. ભોગીલાલ ગાંધી 'યુગપુરુષ સ્તાલિન'('૬૩)માં સ્તાલિનની વિકાસકથા મનોરમ શૈલીમાં આલેખે છે. એ જ લેખકનું 'રોમાં રોલાં'('૫૬) ચરિત્રનાયકનો પ્રેરક પરિચય છે.

ઇન્દુલાલ યાજ્ઞિકકૃત 'શહીદોનો સંદેશ'(૧૯૩૬) આયર્લૅન્ડના નવસર્જનની સુવાચ્ય જીવનરેખા છે. 'બે ક્રાંતિકારો'(૧૯૩૬)માં ધનવંત ઓઝાએ જોસેફ સ્ટેલિનનો પ્રવાહી શૈલીમાં અને મહાશંકર ઇન્દ્રજી દવેએ ટ્રોટસ્કીનો પ્રૌઢ શૈલીમાં પરિચય કરાવ્યો છે. રતિલાલ મહેતા 'ટ્રોટસ્કી'(૧૯૩૭)માં આકર્ષક શૈલીમાં ચરિત્રનાયકના વ્યક્તિત્વનો અચ્છો ખ્યાલ આપે છે. શાંતા ગાંધીનું 'કાર્લ માર્ક્સ'(૧૯૫૦) સ્વતંત્ર કૃતિ છે કે અનુવાદ એ લેખિકાએ બતાવ્યું નથી. અહીં સત્યભક્ત, સત્યસંશોધક, ઉત્સાહમૂર્તિ અને વજ્ર જેવી ઇચ્છાશક્તિ-ધારક કાર્લ માર્ક્સનું વ્યક્તિચિત્ર સરસ ઊઠાવ પામ્યું છે. ટૂંકાં સચોટ વાક્યોવાળી વાર્તાલાપની શૈલી આ કૃતિને મનોરમ બનાવે છે.

હરિશ્ચંદ્ર ભટ્ટના 'જોસેફ પિલસુદ્સ્કી'(૧૯૩૭)માં નૂતન પોલૅન્ડના એ નિર્માતાનું વ્યક્તિત્વ વિગતોના વજન નીચે કચરાઈ ગયું છે. વિદ્યારામ ત્રિવેદીનું 'માર્ટિન લ્યુથર'(૧૯૩૯) અને કકલભાઈ કોઠારીનું 'બળવાખોર પિતાની તસ્વીર' (૧૯૩૯) માહિતીપૂર્ણ અને પઠનયોગ્ય ચરિત્રો છે.

કાન્તિલાલ શાહે 'મુસ્તફા કમાલ'(૧૯૩૯)માં શ્રમપૂર્વક સામગ્રી એકત્રિત કરી તૈયાર કરેલું આ વૃત્તાંત તેના જાહેર-અંગત જીવનનો પરિચય આપતાં કમાલની સંહારક તેમ જ સર્જક શક્તિનો સારો ખ્યાલ સરળ શૈલીમાં આપે છે. રમણીકલાલ જયચંદભાઈ દલાલનું 'મુસ્તફા કમાલ'(૧૯૩૯) તુર્કીના એ તારણહારના વ્યક્તિત્વ અને કાર્યની ઉત્તમ રૂપરેખા છે.

ડૉ. નરસિંહભાઈ [illegible] 'મો[illegible]'(૧[illegible]) અને

'લૂઈ પાશ્વર '(૧૯૪૮) પોતાની મહાન શોધો અને સિદ્ધિઓનું જગતને માનવજાત માટે સમર્પણ કરનાર આ બંને વૈજ્ઞાનિકોની આ પ્રમાણભૂત જીવનકથાઓ વિજ્ઞાનરસિકો તેમ જ સામાન્ય વાચકોને પણ પ્રેરક અને માર્ગદર્શક બની શકે એવો કથારસ લોકભોગ્ય, સરળ ભાષામાં પૂરો પાડે છે. બંસીલાલ હીરાલાલ ગાંધીએ 'એલેક્ઝાન્ડર ફ્લેમિંગ'માં (૧૯૬૪) પેનિસિલિનના એ શોધકનો અને એના સંશોધનનો વર્ણન-વિગત-પ્રધાન અને સરળ પણ રસિક શૈલીમાં પ્રેરક પરિચય કરાવ્યો છે.

ઉપસંહાર

ગાંધીયુગના ચરિત્રવાઙ્મયની આવી આશરે ચાર સો નાની મોટી કૃતિઓનું અવલોકન કરતાં જણાય છે કે આ યુગમાં ચરિત્રવાઙ્મય, વિપુલતા, વિવિધતા અને વિકાસ ઠીક પ્રમાણમાં બતાવે છે. જાગૃતિયુગ અને પંડિતયુગમાં બનતું હતું તેમ ગાંધીયુગના ચરિત્રકારને સમાજસુધારકો, રાજકર્તાઓ, અને દેશી રાજ્યના દીવાનો ખાસ આકર્ષી શકતા નથી. પશ્ચિમની કેળવણી અને સુધારો, વિજ્ઞાનની શોધો, તેમ જ આંતરરાષ્ટ્રીય રાજકારણી પરિસ્થિતિએ એની દૃષ્ટિમર્યાદા વિસ્તારી છે અને એની મૂલ્યોની સમજમાં મોટું પરિવર્તન કર્યું છે. એટલે વિશેષ કરીને એની દૃષ્ટિ મંડાય છે જનતાની અને જન્મભૂમિની ધર્મ, સ્વદેશ, રાજકારણ, વિજ્ઞાન, ઉદ્યોગ અને કેળવણી એમ વિવિધ ક્ષેત્રોમાં સેવા અર્પનાર સ્વદેશી-પરદેશી સજ્જન-સન્નારીઓ તરફ. વિવિધતામાં પણ એ વિવિધતા લાવે છે. ઉ.ત. ધાર્મિક સ્ત્રીપુરુષોનાં ચરિત્રોમાં હિન્દુ, જૈન, બૌદ્ધ, ખ્રિસ્તી, મુસ્લિમ, શીખ, પારસી, વૈષ્ણવ, કબીરપંથી, સ્વામીનારાયણ સંપ્રદાયી અને આર્યસમાજી એમ વિવિધ ધર્મપંથોના સંસ્થાપકોથી શરૂ કરીને તેના છેક સામાન્ય અનુયાયી સુધીની વ્યક્તિઓનાં પણ ચરિત્ર લખાયાં છે. ધાર્મિક પુરુષોનાં ચરિત્ર પછી સંખ્યાની દૃષ્ટિએ બીજો ક્રમ આવે છે દેશીપરદેશી સ્વદેશસેવકો, સરમુખત્યારો, ક્રાંતિકારો અને લોકસેવકોના ચરિત્રોનો. સાહિત્યકારોમાં પણ સમર્થ વિદ્વાન, પુરાતત્ત્વવિદ, કવિ, વિવેચક, ગદ્યકાર એમ વિવિધ પ્રકારની વ્યક્તિઓનાં ચરિત્ર રચાયાં છે; અને એમનાં જ ચરિત્ર ચિરંજીવ કૃતિઓ બનવા પામે તેમ છે. બાકીનાં ચરિત્રો એકાદ ચમકારો મારી જેવું ટૂંકું આયુષ્ય ભોગવી દિનપ્રતિદિન વિસ્મૃતિમાં ધોવાતાં જાય છે.

ગાંધીયુગની આ બધી ચરિત્રકૃતિઓનું નિરીક્ષણ કરતાં બીજી પણ એક હકીકત સ્પષ્ટ થાય છે કે ચરિત્રની સંખ્યા જેમ વધતી ગઈ છે તેમ તેમ ચરિત્રકારોની નિરૂપણપદ્ધતિમાં રસાળતા આવી છે. ગાંધીયુગનો ચરિત્રકાર

સામગ્રીના સંશોધન માટે પરિશ્રમ ઉઠાવે છે, સર્વ ઉપલબ્ધ સામગ્રીમાંથી વિવેકપુરઃસર તારવણી કરી એ વિશ્વસનીય વિગતો વડે સજ્જ બને છે. બિનસાંપ્રદાયિક દૃષ્ટિ એણે કેળવવા માંડી છે. અલૌકિક ઘટનાઓનું એ બૌદ્ધિક ભૂમિકા ઉપર અર્થદર્શન કરાવે છે. ચરિત્રનાયક પ્રત્યે એને સમભાવ છે, પણ એકંદરે એની સત્યનિષ્ઠામાંથી એ ચલિત થાય તેમ નથી. ચરિત્રનાયકનો જીવન-વિકાસ દર્શાવવાનાં પણ એ એનાં પૂર્વજ, માતપિતા, જન્મ, બાળપણ, ઉછેર, કેળવણી, એને ઘડનારાં બળ, એનું કાર્યક્ષેત્ર, એણે કરેલી સાધના, એના સિદ્ધાંત, એની સિદ્ધિ-અસિદ્ધિ અને સંદેશ એ સર્વનું વિગતવાર દર્શન કરાવી એના કાર્યનું સમતોલ મૂલ્યાંકન કરે છે. વિશ્વનાથ ભટ્ટ, કનૈયાલાલ મુનશી, ન્હાનાલાલ, ધૂમકેતુ, વિજયરાય વૈદ્ય, ઝવેરચંદ મેઘાણી, કકલભાઈ કોઠારી, જયભિખ્ખુ, મોહનભાઈ પટેલ અને ઈશ્વર પેટલીકર એમના નિરૂપણમાં કલામયતા લાવે છે. ચરિત્રમાં રહેલી નવલકથા જેટલી જ આકર્ષણશક્તિનો તેઓ પરિચય કરાવે છે; તેમ જ જો ચરિત્રકાર પ્રતિભાશાળી હોય તો જીવનકથા પણ નવલકથા જેટલું જ લોકપ્રિય સાહિત્યસ્વરૂપ બની શકે એટલું વિશાળ ક્ષેત્ર પડ્યું છે એવી એનામાં રહેલી વિકાસની શક્તિઓ અને શક્યતાઓની પણ તેઓ પ્રતીતિ કરાવે છે.

ઉપરની કૃતિઓનું નિરીક્ષણ કરતાં એ હકીકત સ્પષ્ટ થાય છે કે ચરિત્રલેખનના પાશ્ચાત્ય નૂતન આદર્શને અનુસરવાનો પ્રયાસ કરતું વિશ્વનાથ મ. ભટ્ટનું 'વીરનર્મદ' સર્વાંગસંપૂર્ણ ચરિત્ર નહિ હોવા છતાં ગાંધીયુગની તેમ જ સમસ્ત ગુજરાતી ચરિત્ર વાઙ્મયની સર્વોત્તમ ચરિત્રકૃતિ છે. તે પછી મુનશીનાં 'નર્મદ: અર્વાચીનોમાં આદ્ય' અને 'નરસૈયો: ભક્ત હરિનો' અગ્રગણ્ય કૃતિઓ હોવા છતાં એમનામાં રહેલી સર્જક અંશોની સરખામણીમાં લેખકનાં શ્રમ અને સત્યનિષ્ઠાની માત્રાની કંઈક ન્યૂનતાને લીધે એટલા પ્રમાણમાં એમની મર્યાદા વ્યક્ત થાય છે. વિજયરાયનું 'શુક્રતારક' નવીન ચરિત્રલેખનના આદર્શનું જો યોગ્ય પ્રમાણમાં અનુસરણ કરતાં ન આવડે તો એમ કરવામાં રહેલાં ભયસ્થાન પણ એટલી જ વિશદતાથી છતાં કરી આપે છે. ન્હાનાલાલ કવિનું જૂની ઢબનું 'કવીશ્વર દલપતરામ' દલપતરામના જીવનકાળની એટલે કે અર્ધ સદીનાં ઉત્તરાર્ધ તથા ચરણની આબેહૂબ તસ્વીર આપતી કીમતી કૃતિ પણ ગાંધીયુગની એક વિશિષ્ટ સિદ્ધિ છે. સ્વરાજ્ય પછીનાં વર્ષોમાં રચાયેલ મોહનભાઈ શં. પટેલકૃત 'આલ્બર્ટ સ્વાઈત્ઝર' અને ઈશ્વર પેટલીકરકૃત 'વિદ્યાનગરના વિશ્વકર્મા' ગુજરાતી ચરિત્ર વાઙ્મયના ગૌરવરૂપ કૃતિઓ છે.

કિશોરલાલ મશરૂવાળાનાં 'રામ અને કૃષ્ણ', 'બુદ્ધ અને મહાવીર', 'ઈશુ ખ્રિસ્ત' અને 'સહજાનંદ સ્વામી', રસ અને જ્ઞાનનો સમન્વય કરતું ધૂમકેતુનું 'હેમચંદ્રાચાર્ય', નવલરામ જ. ત્રિવેદીનું 'કલાપી', દુર્ગાશંકર કે. શાસ્ત્રીનું 'પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું સંક્ષિપ્ત ચરિત્ર', અંબાલાલ બાલકૃષ્ણ પુરાણીનું 'મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું જીવનચરિત્ર', ધીરુભાઈ પ્રેમશંકર ઠાકરનું 'મણિલાલ નભુભાઈ : જીવનરંગ', હસિત હ. બૂચનું 'દલપતરામ' અને કેશવરામ કા. શાસ્ત્રીનું 'શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુ' જેવા ચરિત્રરવાખ્યાઓ તેના પરિશ્રમી અને ઉત્સાહી લેખકોનું મૂલ્યવાન પ્રદાન છે. બબલભાઈ મહેતા-કૃત 'મહારાજ થયા પહેલાં' અને 'રવિશંકર મહારાજ', નરહરિ દ્વા. પરીખનાં 'મહાદેવભાઈનું પૂર્વચરિત્ર', 'સરદાર વલ્લભભાઈ-૧-૨' અને 'શ્રેયાર્થીની સાધના', પુરુષોત્તમ શાહનું 'મોતીભાઈ અમીન : જીવન અને કાર્ય', કાંતિલાલ શાહનું 'ઠક્કર બાપા' વગેરે તેમના ઉદારચરિત નાયકોએ જીવનનાં જુદાંજુદાં છતાં એકલક્ષી ક્ષેત્રમાં કરેલાં મૂલ્યવાન કાર્યોનો વિગતસમૃદ્ધ સળંગસૂત્ર ઇતિહાસ આપતી ગણનાપાત્ર કૃતિઓ કહી શકાય. ઉપર દર્શાવેલાં જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓથી રચાયેલાં ચરિત્રો ગુજરાતી વાઙ્મયની ગાંધીયુગની સિદ્ધિઓ છે.

આ બધાં ચરિત્રો જોતાં એમ ખાતરી થાય છે કે 'વીર નર્મદ', 'નર્મદ અર્વાચીનોમાં આદ્ય', 'નરસૈંયો : ભક્ત હરિનો', 'શુકતારક', 'આલ્બર્ટ સ્વાઈત્ઝર' અને 'વિદ્યાનગરના વિશ્વકર્મા' જેવા સર્જનાત્મક કૃતિઓ ગુજરાતી સાહિત્યમાં પ્રગટ થઈ હોવા છતાં આપણા ચરિત્રકારનું વલણ નિબંધ સ્વરૂપના ચરિત્ર-રવાખ્યાયો તરફ જ વિશેષ રહ્યું છે. આપણે ત્યાં આજે તો લિટન સ્ટ્રેચી, આન્દ્રે મોર્વા, એમિલ લડવિગ, સ્ટિફન ઝિવગ કે ફિલિપ ગ્વેડાલા જેવા જીવન-ચરિત્રના કલાકારોની તો રાહ જ જોવાની રહે છે.*

---

*1. Guiles Lytton Strachey (1880–1932)
2. Stefen Zweig (1881–1942)
3. Emil Ludwig (1881–1948)
4. Andre Maurois (1885– )
5. Philip Guedalla (1889–1944)

પ્રકરણ આઠમું

# આત્મચરિત્ર-સાહિત્ય

ગુજરાતી સાહિત્યમાં આત્મચરિત્રનો આરંભ અર્વાચીન છે. પ્રાચીન-મધ્યકાલીન સાહિત્યમાં ચરિત્ર વિશે વિચાર કરતાં આપણે જોયું કે ભારતીય માનસ પરબ્રહ્મના સાક્ષાત્કારને જ સાચો પુરુષાર્થ માનતું અને તેથી સામાન્ય રીતે એ પારલૌકિક પ્રશ્નોમાં વિશેષ રોકાયેલું રહેતું. વેદના સ્તુતિમંત્રોના ગાયકોએ કેટલાક છૂટાછવાયા શ્લોકોમાં પોતાનાં નામાભિમાન સિવાય પોતાનાં જીવન કે સમય પરત્વે કોઈ વિશેષ હકીકત આપી નથી. 'મહાભારત'ના કર્તા કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ અને રામાયણના કર્તા વાલ્મીકિનાં જીવનવૃત્તાંત કલ્પના-કથાના ધુમ્મસમાં વીંટળાયેલાં છે. ગૌતમબુદ્ધ કે અશોક જેવી મહાનુભાવ વ્યક્તિઓએ, કાલિદાસ જેવા નાટકકારે, અજંટાની ગુફાઓમાં રંગરેખામાં પોતાની અજાયબ યાદ મૂકી જનાર કલાકારોએ, ઈલોરાના શિલ્પીઓએ અને દરિયો ખેડી જાવા સુધી જનાર પ્રવાસીઓએ પોતાનાં સંસ્મરણો રોજનીશી યા આપકથા કે પ્રવાસવર્ણનો જેવા કોઈ પણ સાહિત્યસ્વરૂપે ભાવિ પ્રજા સમક્ષ મૂક્યાં નથી. કેવાં નિરભિમાનના અને આત્મવિલોપન!

ઈસુની પાંચમી સદી પહેલાં આત્મકથાની ઢબે લખાયેલી જૈન સાધ્વી તરંગવતીની કથા 'તરંગવતી' કે 'તરંગલોલા' તો પાદલિપ્ત-રચિત સામાજિક ધર્મકથા છે, નહિ કે આત્મચરિત્ર. આ બધામાં એક જ સુખદ અપવાદ છે કાદંબરીકાર બાણભટ્ટ. તેમણે 'કાદંબરી'ના પ્રારંભમાં પોતાના વંશનો સંક્ષિપ્ત પરિચય આપ્યો છે, તેમ જ તેમણે રચેલા 'હર્ષ ચરિત'ના પહેલા ત્રણ ઉચ્છ્વાસમાં પોતાના પૂર્વજો વિશે તેમ જ પોતાને વિશે પણ માહિતી આપી છે.

ઇતિહાસમાં છેક મોગલસમયમાં આપણે આવી પહોંચીએ ત્યાં સુધી શુદ્ધ આત્મવિજ્ઞાપન કરવાનો કે આસપાસના ભૌતિક જીવનમાં રસ લેવાનો ઉત્સાહ જોવા મળતો નથી. ચરિત્રનાયકની દૂબહૂ તસ્વીર રજૂ કરતાં બાબર અને તેના પૌત્ર જહાંગીરનાં આત્મવૃત્તાંતો આપણા દેશમાં આ પ્રકારના સાહિત્યમાં પ્રથમ છે. મુસ્લિમ રાજ્યકર્તાઓ સામાન્ય રીતે પોતાની ફુરસદનો ઉપયોગ કરવા અથવા પોતાના રાજ્યઅમલ દરમિયાન પોતે કરેલાં કૃત્યો

જાજળી ઠરાવવા કે પોતાના મિથ્યાભિમાનને પોષવા આ સાહિત્યસ્વરૂપ ખેડતા પણ તેની અસર ભારતવાસીઓને આત્મચરિત્ર લખતા કરી મૂકે તેવી ન હતી. આપણા ભારત દેશના સાહિત્યમાં તેમ જ ગુજરાતી સાહિત્યમાં તો આ પ્રકારના સાહિત્યનો ઉદ્ભવ અંગ્રેજી ભાષાસાહિત્ય અને સંસ્કૃતિના પરિચયનું જ પરિણામ છે.

ગુજરાતી સાહિત્ય અને જીવન બંનેમાં અનેકવિધ અવનવાં ક્ષેત્રોમાં પહેલ કરનાર નર્મદ અર્વાચીન ગુજરાતી ગદ્યપદ્યનો આદ્ય પ્રણેતા છે. એનું સૌથી મોટું અર્પણ પણ ગદ્યકાર તરીકેનું છે. સમયાનુક્રમાનુસાર ગુજરાતી સાહિત્યમાં સૌથી પહેલું દેખાતું આત્મચરિત્રાત્મક લખાણ દુર્ગારામ મહેતાજીએ કરેલી 'માનવધર્મસભા'ના કામકાજના અહેવાલની રોજનીશીરૂપ નોંધ છે. આ રોજનીશીમાં ર૭મી જાન્યુઆરી ૧૮૪૩થી મહેતાજીએ કરેલી તેમની જાહેરપ્રવૃત્તિની રોજબરોજની નોંધ ઉપરાંત એ જ સાલની રરમી જૂને 'માનવધર્મસભા'ની સ્થાપના થઈ ત્યાંથી ૩૧મી ડિસેંબર ૧૮૪૪ સુધીનો એમણે લખેલો એ સભાના કામકાજનો અહેવાલ છે. તે પછીનો અહેવાલ આમથી નાશ પામેલો છે. આ રોજનીશીમાં સત્યનિષ્ઠા, નિખાલસતા, સરળતા, સમાજસુધારકવૃત્તિ, સ્વદેશ-વાત્સલ્ય અને પ્રામાણિકતા વગેરે મહેતાજીનાં સ્વભાવલક્ષણો આગળ તરી આવે છે. મહેતાજીની ભાષા સ્વાભાવિક, સરળ, સચોટ અને વિશદ છતાં અપરિષ્કૃત છે, પણ મહેતાજીને આત્મકથા નહોતી લખવી; એમને તો પોતાના વિચારોની નોંધ કરવી હતી.*

જેવી રીતે ગુજરાતી પદ્યક્ષેત્રે આત્મલક્ષી કવિતાલેખનની શરૂઆત નર્મદે કરી, તેવી જ રીતે ગદ્યની અંદર પણ સૌથી વિશેષ આત્મલક્ષી સાહિત્યપ્રકાર 'આત્મચરિત્ર' રચવાનો સહેતુક આરંભ પણ એણે જ કર્યો. આ રીતે ચરિત્રલેખનના બંને મુખ્ય પ્રકાર જીવનકથા અને આત્મકથાનો આદ્ય સર્જક નર્મદ જ ગણી શકાય. નર્મદની 'મારી હકીકત' ૧૮૬૬માં અને મણિલાલ નભુભાઈનું 'આત્મવૃત્તાંત' ૧૮૮૭ થી '૯૫ સુધીમાં લખાયાં હોવા છતાં અપ્રસિદ્ધ રહેવાથી તેમ જ બીજાં પ્રકટ કરવામાં આવેલાં આત્મચરિત્રો ખાસ સત્ત્વવાળાં નહિ હોવાથી, નર્મદે ગુજરાતી ચરિત્રવાઙ્મયના રજૂ કરવા ઇચ્છેલા આદર્શથી ગુજરાતની પ્રજા સાઠ વર્ષ સુધી અજાણી

* મહીપતરામ નીલકંઠકૃત 'મહેતાજી દુર્ગારામ મંછારામ ચરિત્ર' વિશે જુઓ પૃ. ૭૭.

રહી. જોકે નર્મદ અને મણિલાલનાં આત્મચરિત્રો* મોડાં પ્રગટ થયાં હોવા છતાં ગાંધીજીના પુરોગામીઓ તરીકે આત્મચરિત્રના ક્ષેત્રમાં તેમણે બંનેએ ગાંધીજીએ રજૂ કરવા ધારેલા સત્યનિષ્ઠાના આદર્શને જ પ્રાધાન્ય આપ્યું હતું. એટલે નર્મદ અને મણિલાલનો આત્મચરિત્રનો આદર્શ પૂર્ણ વિકસિત સ્વરૂપે 'સત્યના પ્રયોગો'માં નજરે પડે છે.

### 'મારી હકીકત'

નર્મદે (૧૮૩૩–૮૬) ત્રીજી સપ્ટેમ્બર સને ૧૮૩૩થી અઢારમી સપ્ટેમ્બર ૧૮૬૬ સુધીનાં તેત્રીશ વર્ષની હકીકત લખી તેની પાંચ-સાત નકલો 'નર્મગદ્ય' પુસ્તક બીજાના અંક બીજા તરીકે ૧૮૬૬માં છપાવી પોતાના અમુક વિશ્વાસપાત્ર સંબંધીઓને તેના અને તેમાં આવતી સર્વ વ્યક્તિઓના અવસાન બાદ પ્રગટ કરવા વિનંતી કરી એકેક નકલ આપી મૂકેલી. એમાંની થોડીક હકીકત કનૈયાલાલ મુનશીએ 'ગુજરાત'માં ૧૯૨૬માં છાપેલી. ૧૯૩૩માં નર્મદની જન્મશતાબ્દિ ઊજવાઈ ત્યારે મુંબઈથી 'ગુજરાતી' પત્રે તે સ્વતંત્ર પુસ્તકરૂપે પ્રગટ કરી.

નર્મદનું આત્મચરિત્ર લખવાનું એક પ્રયોજન "પોતાની હકીકત પોતે લખવી એવો ચાલ આપણામાં નથી તે નવો દાખલ કરવો"[1] એ હતું જેથી તેના વિશે જાણવા ઇચ્છનારને તેના અવસાન બાદ હકીકત પૂરી પડે. તે ઉપરાંત એનો એક બીજો હેતુ "પોતાને ભૂતનું જોઈ ભવિષ્યમાં ઉત્તેજન મળ્યાં કરે"[2] એ પણ હતો.

'મારી હકીકત'માં નર્મદ તેના જીવનના આરંભનાં તેત્રીશ વર્ષની વિવિધરંગી વિગત આપે છે. તેણે બાળપણમાં સુરતમાં અને મોટપણમાં મુંબઈમાં અભ્યાસ કર્યો. વહુ ઉંમરમાં આવતાં અભ્યાસ છોડી તેને સંસાર માંડવો પડ્યો. પહેલાં રાંદેરમાં અને પછી સુરતમાં તેણે મહેતાજીગીરી કરી. એની પત્નીનું અવસાન થયું અને તેના હૃદયમાં વિરાગ વ્યાપ્યો. તે ફરી મુંબઈ ગયો. તેણે કૉલેજનો અભ્યાસ શરૂ કર્યો. એવામાં એને ધીરાનાં પદ વાંચતાં કવિતા લખવાની પ્રેરણા મળી. તે 'બુદ્ધિવર્ધક સભા'માં જતો અને સુધારા-પ્રવૃત્તિ તથા ગદ્યલેખન કરતો. કીર્તિ મેળવવાની ધૂન તો તેને લાગેલી જ

* મણિલાલ નભુભાઈના આત્મવૃત્તાંતની અંગતઃ પ્રસિદ્ધિના ઇતિહાસ માટે આગળ જુઓ.

૧. 'મારી હકીકત', પૃ. ૧. પાદટીપ.
૨. એજન, પૃ. ૧. પાદટીપ.

હતી એટલે તેણે કૉલેજ છોડી. તે શિક્ષક થયો. શ્રમ લઈ તેણે ખાનગીમાં પિંગળ, અલંકાર અને રસશાસ્ત્રનો અભ્યાસ કર્યો. એણે કવિ-જીવનની પૂર્વ તૈયારી કરી લીધી. શિક્ષકના ધંધાથી કંટાળી તેણે નોકરી છોડી, સરસ્વતીને ખોળે શિર મૂક્યું. તેને દલપતરામ સાથે સંબંધ બંધાયો. એણે સુધારા-પ્રવૃત્તિ ઘર, જ્ઞાતિ અને સમાજથી શરૂ કરી. એ કીર્તિને શિખરે પહોંચ્યો પણ ઉદારતા અને લહેરીપણાને લીધે 'પ્યાર અને પૈસાની આફત' તેને વેઠવી પડી અને જીવનમાં નિરાશાનાં વાદળ છવાયાં. એટલે પ્રીતિ, મૈત્રી, દ્રવ્ય, ધર્મ અને સુધારા બાબત લખવાથી પોતાને થોડું પણ એના સંબંધમાં આવેલાંઓને ઘણું નુકસાન થાય એમ સમજી તેણે આગળ લખવાનું મુલતવી રાખ્યું.

આત્મકથાની પ્રથમ આવશ્યકતા અડગ, ઉગ્ર સત્યનિષ્ઠા છે એના પૂરેપૂરા ખ્યાલ સાથે નર્મદ 'મારી હકીકત'નો આરંભ કરે છે. એ સંકલ્પ કરે છે: "આ હકીકતમાં જે લખવાનું ઘટતું નહીં જ વિચારું તે તો હું નહીં જ લખું, પણ જે હું લખીશ તે તો મારી જાણ પ્રમાણે સાચેસાચું જ લખીશ, પછી તે મારું સારું હો કે નરસું હો, લોકને પસંદ પડો કે ન પડો."[૧]

આ આત્મકથા નર્મદનો એણે એની મા સાથે પ્રવાસ કરતાં જોયેલાં કુદરતી દૃશ્યોનો અંતર્ગૂઢ પ્રભાવ સાચવતો શિશુ, ધર્મશ્રદ્ધાળુ વહેમી ડરપોક કિશોર, અંગ્રેજી અને ગણિતમાં હોશિયાર વિદ્યાર્થી, શૃંગાર-રસિક, તરંગી, મહત્ત્વાકાંક્ષી, અહંભાવી, આવેશમય, નીડર, સાહસિક અને સત્યનિષ્ઠ વિદ્યોપાસક તેમ જ સુધારક યુવકરૂપે પરિચય કરાવે છે.

નિખાલસ આત્મપૃથક્કરણ નર્મદનો પહેલો ગુણ છે. મા સાથે બાળપણમાં મુંબઈ અને સુરત વચ્ચે કરેલી મુસાફરીની અસર વર્ણવતાં નર્મદને લાગે છે કે "ભાવિકપણું અને મ્હોટપણમાં એકાંતમાં દલગીર રહેવાની તબિયત મારી માના સહવાસથી મારામાં આવ્યાં હશે."[૨] પોતાના યૌવનપ્રવેશ વિશે નર્મદ લખે છે: "મારી જુવાનીના જોરસાએ બહાર પડવા માંડ્યું. હું બાળપણમાં નઠારી સંગતમાં ન જતાં, ને બૈરાંઓ સંબંધી વાતો મેં વાંચેલી નહીં તે છતાં મ્હારા મનની વૃત્તિમાં નવો ફેરફાર થયો—મને બૈરાંની ગંધ આવવા માંડી...એવી ઇચ્છા થતી કે કોઈ સ્ત્રી સાથે સ્નેહ બંધાય તો સારું."[૩]

૧. 'મારી હકીકત', પૃ. ૨, પાદટીપ.
૨. એજન, પૃ. ૨૯.
૩. એજન, પૃ. ૩૨.

આગળ જતાં એ કહે છે: "હું ભાંગ પીતો, પાક ખાતો (બીજી કાંઈ પણ ટેક કરતો નહિ) અને સેરાંઓમાં મહાલતો. એકાંતમાં હું નામ મેળવવા, (પૈસા મેળવવા નહીં) અને પ્રેમસંબંધી વિચારો કરતો."[1]

નર્મદે પોતાના પ્રથમ નવજાત શિશુની દફનક્રિયાનું અને પોતાની પત્ની ગુલાબના અગ્નિદાહનું કરેલું વર્ણન સુરુચિઘાતક લાગે તેમ છતાં તે વાસ્તવિક હોવાથી આ આત્મચરિત્રનું દૂષણ નહીં પણ ભૂષણ છે.

દલપતરામ તેમની આંખોની દવા કરાવવા મુંબઈ ગયા ત્યારે 'બુદ્ધિવર્ધક સભા'એ તેમને માટે ઉઘરાણું કરી તેમનું પૂતળું મૂકવાનો અને તેમના નામની શિષ્યવૃત્તિ કાઢવાનો વિચાર કર્યો તે જોઈ નર્મદ ખિન્નતા અનુભવી તેનો પણ તે એકરાર કરે છે. 'સમશેર' પત્રમાં, દલપતરામની કવિતા કરતાં નર્મદાશંકરની કવિતા ચઢિયાતી છે એવી મતલબનાં લખાણો, પોતે નહોતાં લખાવ્યાં તે જણાવી પોતાને વિષે ફેલાયેલી એ ગેરસમજની ચોખવટ પણ તે કરી લે છે. પોતે દલપતરામને જમવા તેડે છે અને ખરેખરા ભાવથી તેમને કહે છે કે કવિતા સંબંધી તેમના વિચાર એકબીજાથી જુદા હોવા છતાં દલપતરામના નર્મદ પ્રત્યેના ભાવમાં ઘટાડો ન થવો જોઈએ. સુધારાની કવિતા કરવાનું પહેલું માન એ દલપતરામને જ આપે છે. અદેખાઈ, હૃદયની વિશુદ્ધ લાગણી અને નિખાલસતાનું કેવું વિલક્ષણ સંમિશ્રણ!

કોઈક વાર નર્મદ નમ્રતા પણ બતાવે છે: "દલપતરામભાઈ તો સાગર છે અને ઘણાં વરસ થયાં કવિતા કરે છે ને હું તો ખાબોચિયાં જેવો ને નવો જ શિખાઉ છઉં: દલપતરામને કવિતા કરતાં વીશ વર્ષ થયાં છ ને મને ચોથું ચાલે છ. દલપતરામભાઈ જેવું મારી પાસે કાંઈ નથી પણ વિનાયકરાવનો આગ્રહ છે એટલે ગાઉ છું."[2]

આમ છતાં એકંદરે નર્મદ જીવનની સ્થૂળ હકીકતોને વિશેષ મહત્ત્વ આપે છે, પ્રમાણમાં એ ઊંડો નથી ઊતરતો. એનામાં આપવખાણ અને અહંભાવ પણ આવેગથી બહાર ધસી આવે છે. પોતાના ગણિતના જ્ઞાનની, ભાવવાહી સરસ વાચનની અને પાકી અંગ્રેજી જોડણીની વાત એ બડાઈથી કરે છે. અગાઉથી ખબર આપ્યા સિવાય આવી પહોંચનાર શાળાનિરીક્ષક ગ્રેહામને પોતે આપેલા નીડર જવાબનો ઉલ્લેખ એ મગરૂરીથી કરે છે. જદુનાથ

---

૧. 'મારી હકીકત', પૃ. ૬૩.
૨. એજન, પૃ. ૩૯.

મહારાજ સંબંધી હુંપદભર્યાં વચનો એ ઉચ્ચારે છે: "તે નળિયાં ભાંગ્યાથી ન્હાની ન્હાની જે કકડીઓ થાય તેટલા મારા દુશ્મનો હશે તો પણ હું મહારાજની દરકાર રાખવાનો નથી."[1]

નર્મદની લેખનશૈલી સ્વાભાવિક, સરળ પણ પાણીદાર છે. એના પિતામહ પુરુષોત્તમ દવે, પિતા લાલશંકર અને માતા નવદુર્ગાનાં સ્વભાવચિત્રો મનોહર છે. સુરતની આગ, બિહામણું સ્વપ્ન, ચાણોદ, કર્નાળી અને ડભોઈનાં તેનાં વર્ણન સચોટ છે.

'મારી હકીકત'નું લેખન શરૂઆતમાં વિસ્તૃત, સુવિકસિત સ્વરૂપનું છે. આગળ જતાં તે છૂટક નોંધો જેવું થતું જાય છે. નર્મદની આ હકીકત અધૂરી છે કેમ કે તેણે પોતાનાં ગદ્યપદ્યનાં પુસ્તકોમાં પોતાને વિશે આપેલી હકીકતો બીજી વાર અહીં લખી નથી; જે સાહિત્ય લખાય અને તરત જ છપાય તેમાં ઉતાવળ એને અજ્ઞાનને લીધે હકીકતદોષ રહી જવા સંભવ છે. કેટલીક બાબતો લખી પોતાનાં કુટુંબજનો અને તેના સંબંધમાં આવેલી વ્યક્તિઓને નુકસાન પહોંચાડવું કે તેમનું મન દૂભવવું નર્મદ યોગ્ય નથી માનતો. એટલે જ તેણે તેની રંગદર્શી બાજુનું ચિત્રણ કરવું યોગ્ય ગણ્યું નથી. આ આત્મચરિત્રની એ પણ એક મોટી ઉણપ હોવા છતાં નર્મદની સચ્ચાઈ અને નિખાલસતાના ગુણને લીધે એણે ગુજરાતી ચરિત્રવાઙ્મયમાં ઉચ્ચ સ્થાન મેળવ્યું છે અને એણે અજાણતાં પણ ગાંધીજીએ અનુસરેલા આત્મચરિત્રના બીજારોપણનું કાર્ય કર્યું છે.

**'ઉત્તર નર્મદચરિત્ર'**

'ઉત્તર નર્મદચરિત્ર'—'મારી હકીકત', ભાગ બીજો, નર્મદ-રચિત સળંગ આત્મચરિત્ર નથી, પણ એમાં નટવરલાલ ઇચ્છારામ દેસાઈએ નર્મદ-જીવનનાં ૧૮૬૬થી '૮૬ સુધીનાં વીસ વર્ષની ચડતીપડતીની જાણવાલાયક હકીકત મળી તેટલી એકત્રિત કરી, તારવી કાઢી, વર્ષવાર ગોઠવી તેનું ચાર 'વિરામ'—ખંડમાં સંપાદન કર્યું છે. પહેલો વિરામ 'વિટંબણાકાળ' ૧૮૬૬થી '૬૯નાં વર્ષ દરમ્યાન નર્મદે કરેલી નોંધોનો છે. એમાં નર્મદના પ્રાચીન ગુજરાતી કાવ્યસંશોધનના પ્રયાસ, દયારામ, શામળ અને પ્રેમાનંદ વગેરે સાથે તેણે કરેલી પોતાની સરખામણી, તેની કવિતા વિશે તેના વિચાર, શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસ સાથેની તેની પ્રેમશૌર્યના ધ્વજની કલ્પના વગેરે વિશે માહિતી મળે છે. મુંબઈમાં ફેલાયેલી શેરસટ્ટાની અસર વિશે એમાંથી

૧. 'મારી હકીકત', પૃ. ૬૨.

આ પુસ્તકમાં શીરીન બાનુની નીડરતા અને નિખાલસતા પાને પાને ચરતાય છે. પારસી સમાજનું યથાર્થ ચિત્ર લેખિકાએ આપ્યું છે તે પણ આ આત્મકથાની એક વિશિષ્ટતા લેખાવી ઘટે. શીરીનને પોતાની સમોવડી ગણનાર, તેના શાંત સ્ત્રીદાક્ષિણ્યમય પતિનું પાત્ર, બબરચીની દીકરી બચાઈ, દીની મામી, શીરીનની ફૈઈની અદેખી દીકરીઓ, નજીવી બાબતો પર ચૂંટીને ચાંદું પાડનાર તેનો નમૂનેદાર દિયર, દંભી ડૉક્ટર પિનકર્ટન વગરનાં પાત્રો સજીવ બન્યાં છે. શૈલી નર્મયુક્ત અને સરળ છે. ગુજરાતી ભાષામાંની પારસી બોલીની છાંટ, કોઈ કોઈ ઠેકાણે આવતા ફારસી અપરિચિત શબ્દો અને જોડાક્ષરનો અભાવ આ કથાને સાવ સ્વાભાવિક બનાવે છે. એક સાધારણ પારસી સ્ત્રીએ આત્મવિલોપન કરી સાધેલા આત્મવિકાસના પ્રેરક, બોધક, રસિક કથાત્મક ઇતિહાસ લેખે આ એક સંભારવા જેવી કૃતિ છે.

## મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું 'આત્મવૃત્તાંત'

મણિલાલ નભુભાઈ(૧૮૫૭-૧૮૯૯)એ તેમનું આત્મવૃત્તાંત* પહેલાં ઓગણીશેક વર્ષના સુસંબદ્ધ અહેવાલરૂપે અને ત્યારપછીનાં આઠેક વર્ષની ઘટનાઓની ભિન્ન ભિન્ન રચળે તેમ જ જુદે જુદે સમયે છૂટક નોંધોરૂપે લખ્યું છે. મણિલાલે તેમના અવસાનસમયે તેની હસ્તપ્રત આનંદશંકર ધ્રુવને સુપરત કરેલી. તેમની પાસે લગભગ તેત્રીશ વર્ષ સુધી એ પડી રહી. આખરે તેમણે કેટલાક સાહિત્યરસિક જુવાનોના આગ્રહને વશ થઈ ઈ.સ. ૧૯૩૦, '૩૧ અને '૩૨માં તેમના 'વસંત'માં ૭ હફતે એમાંથી મણિલાલના અંગત જીવનનો કેટલોક ભાગ ખંડિત સ્વરૂપે વ્યક્તિઓનાં નામો અને તેમની આસપાસની કેટલીક વિગતો કાઢી લઈ પ્રગટ કર્યો હતો. પરંતુ એકાએક એનું પ્રકાશન એમણે અટકાવી દીધું. એટલે આ પ્રગટ થયેલા તેમ જ બાકીના અપ્રગટ ભાગની એ વૃત્તાંતની હાથ-નકલ પહેલાં આનંદશંકર ધ્રુવ પાસે અને પછી તેમનાં કુટુંબજનો પાસે રહી છે. એ હસ્તપ્રતનો પ્રા.ધીરૂભાઈ ઠાકરે તેમના 'મણિલાલ નભુભાઈ : જીવનરંગ'માં ઉચિત ઉપયોગ કર્યો છે.

આ આત્મવૃત્તાંત લખવામાં મણિલાલનો આશય તો આત્મનિરીક્ષણ કરી આત્મવિકાસ સાધવાનો હતો. તે સાથે તેમના ચારિત્ર્ય વિશે ફેલાયેલી

* મણિલાલ નભુભાઈએ આ આત્મવૃત્તાંત ૯-૨-૧૮૮૭ના રોજ લખવું શરૂ કર્યું અને એમની જન્મ તારીખ ૯-૯-૧૮૫૭થી ૧-૬-૮૭ સુધીનો સળંગ અહેવાલ લખી નાંખ્યો. ત્યારપછીનાં ૧-૬-૮૭થી ૨૨-૮-૯૫ સુધીનાં વર્ષોના બનાવોની છૂટક નોંધ તે લખતા ગયા.

અસંખ્ય, નિંદા કિંવદન્તીઓ અને ગેરસમજ દૂર થાય તે માટે ભવિષ્યના નિષ્પક્ષપાત સજ્જનો સમક્ષ પોતાનું વૃત્તાન્ત રજૂ કરી ન્યાય મેળવવાનો પણ તેમનો હેતુ હતો.

મણિલાલની ચાલીશ વર્ષની જીવનમર્યાદામાંથી આડત્રીશ વર્ષનું આ આત્મવૃત્તાન્ત તેમના પૂર્વજો, સ્વાર્થી માતપિતા, અભ્યાસ, શિક્ષકો, સહાધ્યાયીઓ, કુછંદે ચડેલા મિત્રો, કુટુંબકલેશ, તેમનું કલહમય નિષ્ફળ પરિણીત જીવન, અને તેથી તેમણે કરેલા સ્નેહસ્થાનની શોધ માટેના પ્રયાસ, મુંબઈ, ભાવનગર, નડિયાદ અને વડોદરામાં નોકરી, તેમનો વારંવાર આવતો મંદવાડ અને અનેક વિઘાતક બળો છતાં તેમનું ફિલસૂફીનું વાચન, વેદાંત, અધ્યયન, તત્ત્વચિંતન, લેખનપ્રવૃત્તિ અને સાર્વજનિક કાર્ય, ગુજરાત, હિંદુસ્થાન, યુરોપ અને અમેરિકામાં દૃઢ થતી જતી તેમની પ્રતિષ્ઠા વગેરેનો ખ્યાલ આપી તેમના જાહેર તેમ જ આંતરિક જીવન વિશે વિશ્વસનીય હકીકત પૂરી પાડે છે; તે ઉપરાંત તેમના સમયના કેળવણીવિષયક, સામાજિક, ધાર્મિક, નૈતિક, આર્થિક અને રાજકીય વાતાવરણનું પણ તે પ્રત્યક્ષ-પરોક્ષ ઉભય પ્રકારે દર્શન કરાવે છે.

મણિલાલ 'સર્વ પ્રકારના ઢોંગના કટ્ટા શત્રુ હતા.' પોતે જેવા હતા તેવા દેખાવાનું પસંદ કરતા તેથી આ વૃત્તાંત લખતાં મણિલાલ ખાસ ધ્યાન રાખે છે કે વાંચનારને 'વાસ્તવિક વાત સહજમાં દૃષ્ટિગોચર થાય.' એટલે પોતાનો પક્ષ સબળપણે રજૂ કરવા ઉપરાંત એમની ઇચ્છા એવી પણ હતી કે પોતાના ગુણ વિશે હકીકત માત્ર આવે કિન્તુ પોતાના દોષનું વર્ણન તો કોઈ પણ પ્રકારનો ઢાંકપિછોડો કર્યા સિવાય નિઃસંકોચપણે નિર્ભયતાથી થવું જ જોઈએ. પોતાની આ ઇચ્છાને અનુસરી મણિલાલ પોતામાં રહેલાં સ્વમાન, આર્થિક બાબતમાં નિઃસ્પૃહા, ઉદારતા, દૃઢ સંકલ્પશક્તિ, તિતિક્ષા, ધૈર્ય, ધર્મ, દેશહિતની લાગણી જેવા ગુણોનો તો માત્ર ઉલ્લેખ જ કરે છે; પણ આત્મવિકાસ સાધવા તેઓ આત્મ-અવલોકન કરે છે અને પોતામાં રહેલી આ આત્મસુધારણાની વૃત્તિને લીધે જ પોતાના આચાર અને વિચારનું વિષમ અંતર, પ્રાકૃત આચરણ અને જાતીય સ્ખલનો વગેરેનો નિખાલસતાથી આશ્ચર્યજનક એકરાર કરે છે.

આત્મનિરીક્ષણ કરી ઉન્નતિ સાધવાની વૃત્તિ મણિલાલમાં છેક કિશોર અવસ્થાથી દેખાઈ આવે છે. મણિલાલ અંગ્રેજી બીજા ધોરણમાં પ્રથમ નંબરે પાસ થયા એટલે તેમની શાળાના મુખ્ય શિક્ષકે ત્રીજું ધોરણ કુદાવી તેમને

નિર્ભર્ત્સના કરતા વિકાસોન્મુખ થવા પ્રયાસ કરે છે. ગુજરાતી આત્મચરિત્ર વાઙ્મયનું આ બીજું સીમાચિહ્ન છે.

## 'હું પોતે'

'હું પોતે'(૧૯૦૦)માં નારાયણ હેમચંદ્ર (૧૮૫૫-૧૯૧૧) પોતાના પૂર્વજો, માતપિતા, બાલ્યાવસ્થા, કેળવણી, પોતે કરેલી વિવિધ નોકરીઓ, કરસનદાસ મૂળજીનો 'દેશાટન' નિબંધ અને શેઠ કાસાભાઈ કરામજી કકાની ગ્રેટબ્રિટનની મુસાફરી વિષે વાંચતાં પ્રવાસ માટે તેમને મળેલી પ્રેરણા, બાબુ નવીનચંદ્ર રોયના સહાયથી તેમણે કરેલો ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડ સહિત સમગ્ર ભારતનો પ્રવાસ, ૧૮૮૯માં યુરોપ જવાની તેમની તૈયારી એ સર્વનું તેમના જીવનનાં પહેલાં ચોત્રીશ વર્ષનું વૃત્તાંત આપે છે.

પ્રવાસનો શોખ એ નારાયણ હેમચંદ્રનું પ્રથમ સ્વભાવલક્ષણ. પોતે કરેલા પ્રવાસનું વર્ણન કરતાં તેમણે જોયેલાં સ્થળો ત્યાંના રસ્તા, લોકોનાં નિવાસસ્થાન, સ્ત્રીપુરુષો, તેમનો પહેરવેશ, ખાનપાન, સ્વભાવ, શણગાર, કલાકારીગરી, વેપાર-ઉદ્યોગ, ઉત્સવો, જોવાલાયક સ્થળો એમ અનેક બાબતોનો તેઓ પરિચય કરાવે છે. એમનું બીજું મહત્ત્વનું પ્રકૃતિલક્ષણ એમની સજ્જન-સમાગમ કરવાની વૃત્તિ છે. એટલે સ્વામી દયાનંદ સરસ્વતી, દેવેન્દ્રનાથ ટાગોર, પંડિતા રમાબાઈ, મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, મણિભાઈ જશભાઈ, રણછોડભાઈ ઉદયરામ, નવલરામ, ભોળાનાથ સારાભાઈ, નરસિંહરાવ, છગનલાલ હ. પંડ્યા, આદિ જે મહાનુભાવોના સંપર્કમાં તે આવ્યા તેમને વિષે પણ પ્રસંગોપાત્ત 'હું પોતે'માં જાણવાનું મળે છે.

નારાયણ હેમચંદ્રના આ વિચિત્ર અને વિવિધ અનુભવોનું વર્ણન તેમના વાચનપ્રેમ, જ્ઞાનવૃદ્ધિ કરવાની ઇચ્છા, પ્રવાસશોખ, સુંદરતાની વૃત્તિ, પ્રયત્નપૂર્વક કેળવેલો સાદાઈનો શોખ, ઈશ્વરભક્તિ, નિરભિમાનિતા, નિઃસ્પૃહતા, નિખાલસતા, ઉત્સાહ અને ઉદ્યોગશીલતા જેવા ગુણોનું દર્શન કરાવે છે. તે ઉપરાંત ઢુંડસા, ગોપીપુર અને અલ્મોડામાં અન્યાય, વિષયસુખમાંથી ઉગરી જવાના પ્રસંગોનું તેમણે કરેલું વર્ણન તેમની સરળ, ઈશ્વરપરાયણ અને વિરક્ત પ્રકૃતિનો ઠીક પરિચય આપે છે, તેમ છતાં આ આખું આત્મ-ચરિત્ર તેમના અંતર્મુખ નહિ પણ બહિર્મુખ વ્યક્તિત્વનું વિશેષ પરિચાયક નીવડે છે.

નારાયણ હેમચંદ્રની આપવડાઈની શૈલી, શિથિલ, મોળી, સામાન્ય અને કલા-સૌંદર્યરહિત છે. જો એમણે કરેલાં હિમાલય, કાશ્મીર, દિલ્હી, આગ્રા,

ભરતપુર, જોનપુર, મુંબઈ, અમદાવાદ વગેરેનાં વર્ણન વાંચવાલાયક છે, આ કારણે કોઈને પણ 'હુ પોતે' ને આત્મકથા કરતાં પ્રવાસકથા કહેવી વિશેષ લાગે એવી એની અંતઃસામગ્રી છે.

## 'મારો વૃત્તાંત'

'મારો વૃત્તાંત'(૧૯૦૭)માં ગણપતરામ રાજારામ ભટ્ટે —'પ્રતાપ નાટક'ના સર્જકે તેમની ૧૮૪૮થી ૧૯૨૦ સુધીની બોંતેર વર્ષની જીવનમર્યાદાનાં પ્રથમ સાઠ વર્ષની હકીકત વિસ્તારથી વર્ણવી છે. ગણપતરામ ભટ્ટ શિક્ષક અને સાહિત્યકાર એમ એમનાં વ્યક્તિત્વનાં બે જ પાસાનું દર્શન કરાવે છે એ એમની મર્યાદા છે, તો તેમનામાં રહેલી સત્યનિષ્ઠા અને આત્મનિરીક્ષણની વૃત્તિ એમનાં વિશિષ્ટ પ્રકૃતિલક્ષણો છે. એને પરિણામે તેમણે પોતાના મિત્રો, પ્રેરક વ્યક્તિઓ અને ઉપરી અધિકારીઓ વિષે પણ નીડરપણે નિખાલસતાથી લખ્યું છે. એમના પોતાના વ્યક્તિત્વનો પરિચય આપતાં શ્લાઘ્ય અંશો સાથે પોતાની ઊણપો પણ બતાવી છે. ગણપતરામ ભટ્ટે તેમની દરેક સાહિત્ય-કૃતિની પ્રસ્તાવનામાં પણ પોતાનું ટૂંકું વૃત્તાંત આપ્યું છે.

## 'મારા અનુભવની નોંધ'

ભાઈશંકર નાનાભાઈ ભટ્ટે 'મારા અનુભવની નોંધ'(૧૯૧૨)માં જગતની અનુભવશાળામાં ભિન્ન ભિન્ન પ્રસંગો પડતાં અને જુદી જુદી વ્યક્તિઓના સમાગમમાં આવતાં તેમને થયેલા અનુભવો તેમની પોતાની જેમ બીજા માણસોને પણ ઉપયોગી થઈ પડશે એવી સમજથી પોતે પહેલેથી રાખેલી નોંધને આધારે રજૂ કર્યા છે. તે ઉપરાંત, તેમના મિત્ર શાસ્ત્રી કાળિદાસ તથા શાસ્ત્રીના દીકરા હરિલાલ પાસે તેની પૂર્વાપર સંબંધમાં ગોઠવણી કરાવી, તેમાં સુધારાવધારા કરાવી ઉપયોગી થઈ પડે તેવી ટીકા નીચે લખાવરાવી છે.

આ પુસ્તકના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે. સૌથી મોટા પ્રથમ વિભાગ 'વ્યાવહારિકનીતિ'માં લેખક અમદાવાદ છોડી મુંબઈમાં દલપતરામ ભગુભાઈની પેઢી ઉપર નોકરી કરવા ગયા ત્યારે તેમના પિતાએ, અને મુંબઈમાં તેમના વસવાટ અને કામકાજ દરમ્યાન જે જે સજ્જનોના સમાગમમાં તેમને આવવાનું થયું તેમણે આપેલી કિંમતી શિખામણ જેને લીધે તે પોતે સોલિસિટર અને મુંબઈની વડી અદાલતના ન્યાયમૂર્તિ બની જીવનમાં ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યા તેને પહેલાં ગદ્યમાં અને પછી પદ્યમાં ઉતારી છે.

લેખકે તેમને વ્યાવહારિક બોધ આપનારાઓ પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવી છે

અને તેમના સદ્‌ગુણની મુક્તકંઠે પ્રશંસા કરી છે. આ સર્વ સજ્જનોના સમાગમમાંથી કૃતજ્ઞતા, નમ્રતા, સાદાઈ, સમવૃત્તિ, સુજનતા, સમાધાનશીલતા અને પરોપકાર વગેરે ગુણો લેખકે તેમના જીવનમાં ઉતાર્યા હતા એમ પ્રસંગોપાત્ત જણાય છે. જાગૃતિયુગમાં અસ્તિત્વ ધરાવતા હોવા છતાં 'વેદને ચગદનાર' સુધારો સ્વીકારવા એ તૈયાર ન હતા. જનસ્વભાવનું અવલોકન કરતાં લેખકના મનમાં વૈરાગ્યનો અંકુર દૃઢ અને પુષ્ટ થયો હતો અને તેમના પિતાના અવસાને તેમનામાં આત્મસ્વરૂપની જિજ્ઞાસા જગાડી હતી.

બીજા વિભાગ 'આત્મવિચાર'માં શાંકર વેદાંતને અનુસરીને જ્ઞાનપ્રાપ્તિનાં ષટ્ સાધનો શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપશમ અને તિતિક્ષા તથા બ્રહ્મ, માયા, ઈશ્વર અને જીવ વગેરેને લગતી ચર્ચા કરવામાં આવી છે. ત્રીજા વિભાગમાં ભર્તૃહરિનું 'વૈરાગ્યશતક' અને તેનું ગુજરાતી ભાષાન્તર આપવામાં આવ્યાં છે. ચોથા વિભાગમાં લેખકે જિંદગીના વિવિધ પ્રસંગે સંસ્કૃત સુભાષિતોને આધારે તેમાં જૂજ ફેરફાર સાથે રચેલી પરચૂરણ કવિતા છે. લેખકની એકસરખી બોધકવૃત્તિ આ કૃતિને નીરસ બનાવે છે. લેખકની ઉપર જણાવેલી ગુણ-સમૃદ્ધિ સિવાય તેમ જ બાહ્ય કે આંતરિક જીવન વિષયક કંઈ પણ વૃત્તાંત એમાં નહિ મળતું હોવાથી આત્મચરિત્ર તરીકે આ ગ્રંથને સફળ કહી શકાય નહિ.

### બે અપ્રગટ આત્મવૃત્તાંત

વાડીલાલ મોતીલાલ શાહ (૧૮૭૮–૧૯૩૦) અને હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા(૧૮૪૯–૧૯૩૧)નાં આત્મચરિત્રો લખાયાં હોવા છતાં તેમનું પ્રકાશન હજુ સુધી થયું નથી. વાડીલાલ શાહે ૧૯૨૧માં લખેલા તેમના આત્મચરિત્રનું એક પ્રકરણ જે સને ૧૯૪૬માં 'પ્રજાબંધુ-ગુજરાત-સમાચાર'ના દિવાળી અંકમાં છપાયું હતું તે ઉપરથી અનુમાન કરી શકાય કે સ્વ. શાહનો જીવનાભિગમ ઐહિક કરતાં આધ્યાત્મિક વિશેષ હોવો જોઈએ. તે ઉપરાંત નીડર સમાજસુધારક અને વિશાલદૃષ્ટિ ધર્મચિંતક તથા સાહિત્યકાર તરીકેના તેમના કાર્યનો પણ એમાંથી પરિચય મળી રહે છે. હરગોવિંદદાસનું આત્મચરિત્ર તેમના પૌત્ર કાંતિલાલ મનુભાઈ કાંટાવાળા પાસે વડોદરામાં છે. ૧૮૪૯થી ૧૯૩૧ સુધી જીવનારની જીવનલીલાની પશ્ચાદ્‌ભૂ જેવા દેશકાળનો કેવો સુંદર અને સાચો પરિચય એમાંથી મળી રહેતો હશે! જો ઉપરનાં બંને આત્મચરિત્રો પ્રગટ થાય તો તે ગુજરાતી ચરિત્રવાઙ્મયની એક મોટી સેવારૂપ ગણાશે.

### 'સત્યના પ્રયોગો' અથવા 'આત્મકથા'

ગુજરાતી આત્મચરિત્ર સાહિત્યના વિકાસમાં સર્વોત્તમ હિસ્સો મોહનદાસ કરમચંદ ગાંધીએ 'સત્યના પ્રયોગો' (૧૯૨૭) લખી આપ્યો છે. સંઘર્ષ, સ્પર્ધા અને વિજિગીષાના આ યુગમાં ગાંધીજીએ આ આત્મકથા એમની સાંસારિક સિદ્ધિઓનું પ્રદર્શન કરી પોતાના અહંભાવને સંતોષવા અથવા તેમના સમસામયિક વાતાવરણનો પરિચય કરાવવા કે સાહિત્ય-રસિકતાથી પ્રેરાઈ 'સ્વાન્તઃ સુખાય' રચી નથી. એમના આ આત્મચરિત્રનું લેખનપ્રયોજન ઐહિક નહિ, પણ આધ્યાત્મિક છે. આત્મચરિત્ર લખવામાં ગાંધીજીનો આશય સત્યને એમના જીવનની પ્રેરક, શાસક અને નિયામક શક્તિ તરીકે સ્થાપવાના એમણે કરેલા પ્રયત્નોનો ઈતિહાસ આપવાનો છે, એટલે તેમણે એનું મુખ્ય શીર્ષક 'સત્યના પ્રયોગો' આપ્યું છે. એમનું જીવન એ પ્રયોગોમાં ઓતપ્રોત હોવાને કારણે એ કથા જીવનવૃત્તાંત જેવી બની ગઈ છે, અને તેથી એમણે એનું ગૌણ મથાળું 'આત્મકથા' રાખ્યું છે. સત્યના અવલંબન દ્વારા આ યુગના એક વ્યક્તિવિશેષે સાધેલા આધ્યાત્મિક વિકાસની આ કથા છે.

ગાંધીજીની માન્યતા પ્રમાણે સત્યને પ્રાપ્ત કરવાનાં સાધનોમાં અહિંસા એ જ એક માર્ગ છે. એનાથી વિચાર, વાણી અને વર્તન નિર્વિકાર બનતાં રાગદ્વેષ-રહિત થઈ આત્મશુદ્ધિ કરી શકાય અને એ આત્મવિશુદ્ધિ વડે જ જીવમાત્રની સાથે ઐક્ય સાધી શકાય એમ તેઓ માને છે. એટલે એમના આ પ્રયોગોમાં સત્ય ઉપરાંત સત્યથી ભિન્ન પણ સત્યનો સાક્ષાત્કાર કરવાનાં સાધનરૂપ ધર્મ, નીતિ, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ વગેરેના પ્રયોગો પણ આવે છે.

ગાંધીજીનો એવો અભિપ્રાય હતો કે સત્યની ઝાંખી કરવા ઇચ્છનારે નમ્રતાપૂર્વક તટસ્થપણે આત્મનિરીક્ષણ કરવું જોઈએ. એમની આવી માન્યતાને લીધે સત્યપરાયણતા એમની આત્મકથાનો મુખ્ય ગુણ બની રહે છે. ટૉલ્સ્ટૉયના—સૂત્ર 'સત્ય એ જ મારી કથાનો નાયક છે'—ને અપનાવી ગાંધીજી સૂક્ષ્મ આત્મ-અવલોકન કરી, નિખાલસતાથી પોતાના દોષ અને સ્ખલનોનો પણ અનુતાપપૂર્વક મુક્ત એકરાર કરે છે.

તેમના આવા વિકાસનો પ્રારંભ છેક તેમના શિશુકાળથી થાય છે. પિતા કરમચંદ—કબા ગાંધી પાસેથી તેઓ સ્વમાન, સદાચાર અને સર્વ ધર્મ પ્રત્યે સમભાવની ભાવના મેળવે છે. પોતે કરેલી ચોરીની પિતા આગળ ખુલ્લે દિલે તેઓ કબૂલાત કરે છે. વત્સલ પિતા આંખમાં આંસુ સાથે તેમને માફી

આપે છે અને એ રીતે અહિંસાનો પહેલો પદાર્થપાઠ પણ શીખવે છે. ધર્મપરાયણ માતા પૂતળીબાઈ એમનામાં ધાર્મિક સંસ્કારોનું બીજારોપણ કરે છે. કુટુંબની જૂની નોકર રંભાબાઈ પાસેથી બીકણપણાના ઔષધ તરીકે મેળવેલો 'રામ'નામનો મંત્ર એમની ધર્મશ્રદ્ધા વધારી મૂકે છે અને એ મંત્ર આગળ જતાં એમના જીવનની એક અમોઘ શક્તિ બની રહે છે. 'શ્રવણ-પિતૃભક્તિ'નું નાટક જોવાથી પિતૃસેવાની વૃત્તિ એમનામાં કેળવાય છે. 'હરિશ્ચન્દ્ર' નાટક જોઈ સત્ય બોલવાનો તેઓ સંકલ્પ કરે છે. આમ ધર્મ, અહિંસા અને સત્યના સંસ્કારનાં મૂળ એમનામાં બાળપણથી જ દૃઢ થતાં જાય છે. રાયચંદભાઈ સાથેનો પત્રસંપર્ક, તુલસીકૃત 'રામાયણ', ભગવદ્ગીતા ટૉલ્સ્ટૉયનું 'ધિ કીંગડમ્ ઑફ્ ગૉડ ઇઝ વિધિન્ યુ', રસ્કિનનું 'અન્ટુ ધિસ્ લાસ્ટ' વગેરેનું વાચન એમની જીવન-ફિલસૂફી ઘડે છે અને દૃઢ કરે છે. પારડીકાપ, પ્રિટોરિયા અને ટ્રાન્સવાલ વગેરે સ્થળોએ એમને સહન કરવાં પડેલાં અપમાનોમાંથી હિંદીઓ તરફની એમની લાગણી તીવ્ર બને છે અને એમાંથી જ હિંદીઓની સ્વમાનની લડતનું બીજ રોપાય છે એટલું જ નહિ, પણ એમના સાચા ધાર્મિક જીવનનો પાયો પણ ત્યાં જ નંખાય છે તેમ જ ભવિષ્યની મહાન ક્રાંતિની તૈયારીની પૂર્વસાધના પણ ત્યાં જ થાય છે. કુટુંબનું અને કેળવણીનું અભિમાન મૂકી સાદી રહેણીકરણીના—ખોરાક, બ્રહ્મચર્ય, કેળવણી, માટી, જલોપચાર, નિસર્ગોપચાર અને કેળવણી વગેરેના—પ્રયોગો કરતાં એમનામાં કુટુંબની બાહ્ય અને આંતરિક સ્થિતિનો મેળ જામ્યો અને તેથી તેમને આનંદ થયો. સાદાઈ, ત્યાગ અને ધાર્મિક વૃત્તિનો એમનામાં ઉદય થયો અને તેમના આત્માના ગુણ વિકસતા ગયા.

બીજી વખત હિંદુસ્તાન આવતાં દક્ષિણ આફ્રિકાના હિંદીઓ તરફથી મળેલી કિંમતી ભેટો પોતાને માટે ન રાખતાં જાહેર કાર્ય માટે આપી દઈ લાલચોમાંથી પોતે ઊગર્યા. આમ અપરિગ્રહની વૃત્તિનો વિકાસ થયો. રસ્કિનનું 'અન્ટુ ધિસ્ લાસ્ટ' વાંચી એની જાદુઈ અસર તેમણે અનુભવી અને 'ફિનિક્સ આશ્રમ'ની સ્થાપના કરી અને ત્યાંથી તેમણે જગતને સાદાઈ, શ્રમ, શિક્ષણ વગેરે અનેક બાબતોનાં નવાં મૂલ્યો આપ્યાં. આ પ્રકારની આત્મિક સમૃદ્ધિને ઊંચે શિખરે તેઓ કંઈ એક જ કૂદકે નથી પહોંચી શક્યા. એમાં અનેક અંતરાયો આવ્યા જ હતા છે અને ખરો ભય તો બહાર કરતાં પોતાની જાતની અંદર રહેલો હોય છે, તેથી તેઓ કહે છે : "મનના વિકારોને જીતવા જગતને શસ્ત્રયુદ્ધથી જીતતા કરતાંય

અને કઠિન લાગે છે"[૧] એ વિકારોનો નિગ્રહ કરી દૃઢ મનોબળ કેળવવાના એમના પ્રયાસો જોઈએ : બાળપણમાં એમણે બીડી પીધી, એમણે નોકરના રોકડાની ચોરી કરી, મિત્રના આગ્રહથી એમણે માંસ ખાધું, કરજ ચૂકવવા મોટાભાઈનું સોનાનું કડું કપાવવામાં પોતે તેમને સહકાર આપ્યો. આખરે પોતાના આ બધા દોષ ચિઠ્ઠી લખી પિતાજી પાસે કબૂલ કર્યા. અસ્તેયનો ગુણ એ સમજ્યા.

ચારિત્ર્યપતનની ક્ષણોમાંથી પણ ઈશ્વરે તેમને ત્રણેકવાર ઉગાર્યા છે અને એ બદલ એમણે ઈશ્વરનો સાચા દિલથી સહાય પાડ માન્યો છે. સોળ વર્ષની ઉંમરે માધ્યમિક શાળાના અભ્યાસકાળ દરમ્યાન એક દુરાચારી મિત્ર તેમને વેશ્યાલયે લઈ ગયો. શરમના માર્યા તે સ્તબ્ધ થઈ ગયા અને કંઈ બોલી શક્યા નહિ. પેલી બાઈ ગુસ્સે થઈ અને એમને બેચાર ચોપડાવી દઈ, દરવાજો બતાવ્યો. અહીં તેમના પોતાના પ્રયત્ન વિના, સંજોગોને લીધે એ બચ્યા તેમ છતાં વિશુદ્ધ દૃષ્ટિએ તો તેઓ પોતાને પડેલા જ માને છે કેમ કે એમણે વિષયની ઇચ્છા કરી હતી.

બીજો પ્રસંગ સને ૧૮૯૦માં પોર્ટસ્મથમાં અન્નાહારીઓના સંમેલનો છે. તેમને અને તેમના એક હિંદી મિત્રને તેમાં આમંત્રણ હતું. ત્યાંની કેટલીક સ્ત્રીઓ દુરાચરણી હોય છે. રાત્રે જમીને મહેમાનોની સાથે ગૃહિણી પાનાં રમવા બેઠી. નિર્દોષ ગમ્મતમાંથી બીભત્સ વિનોદ શરૂ થયો. તેઓ પણ તેમાં ભળ્યા. વાણીમાંથી ચેષ્ટામાં ઊતરી પડવાની તૈયારીમાં એ હતા, પણ તેમના સાથીએ તેમને ચેતવ્યા. તેમણે હૃદયમાં મિત્રનો ઉપકાર માન્યો. પરસ્ત્રીને જોઈને વિકારવશ થવાનો અને તેની સાથે રમત રમવાની ઇચ્છા થવાનો આ પહેલો જ પ્રસંગ હતો. ઈશ્વરે તેમને બચાવ્યા. બંને હાથ હેઠા પડે છે ત્યારે ક્યાંક ને ક્યાંકથી મદદ આવીને પડે છે એમ એમની શ્રદ્ધા દૃઢ થઈ.

ત્રીજે પ્રસંગે દક્ષિણ આફ્રિકા જતાં ઝાંઝીબારમાં સ્ટીમરનો કપ્તાન તેમને અને તેમના એક અંગ્રેજ દોસ્તને હબસી સ્ત્રીઓના નિવાસસ્થાનમાં લઈ ગયો. દરેક જણ એક એક ઓરડીમાં પુરાયો. પોતે શરમના માર્યા પેલી ઓરડીમાં પુરાઈ રહ્યા પણ પેલી બાઈને જોઈ તેમને વિકાર સરખો પણ ઉપજ્યો નહિ, પણ પોતે કોટડીમાં પુરાવાની જ ના પાડવાની હિંમત કરી શક્યા નહિ તે તેમની નબળાઈ તરફ એમને તિરસ્કાર ઉત્પન્ન થયો. આવા પ્રકારની તેમની આ ત્રીજી કસોટી હતી. પોતે કોટડીમાં પુરાવાની

૧. 'આત્મકથા', પૃ. ૪૯૨, ઑગસ્ટ ૧૯૫૨ની આવૃત્તિ.

સ્પષ્ટ ના પાડી હોત તો તેમના પુરુષાર્થ ગણાત, પણ પોતાના પુરુષાર્થ વગર તેઓ બચ્યા તેથી ઈશ્વરનો પાડ માનવા લાગ્યા. આ કિસ્સાથી ઈશ્વર ઉપરની એમની આસ્થા વધી અને સાથે સાથે ખોટી શરમ છોડવાની હિંમત પણ કંઈક શીખ્યા. આમાંનો દરેક પ્રસંગ એમની આત્મશુદ્ધિનું ચડતું સોપાન છે.

એમની જિંદગી એટલે ઇન્દ્રિયનિગ્રહની એમણે કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરવાની મથામણ. પોતે પરણેલા હોવા છતાં વિલાયતમાં એક પરિચિત વૃદ્ધાને ત્યાં પોતાને અપરિણિત તરીકે ગણાવ્યા અને સાચી વાત ઢાંકી, પણ આખરે એમણે પ્રગટ પત્ર લખી ખુલ્લા દિલે સત્યનો એકરાર કર્યો અને પોતાનામાં પ્રવેશેલું અસત્યરૂપી ઝેર દૂર કર્યું. પોતાના વિષયાસક્ત સ્વભાવને લીધે દરેક બાબતમાં ખણખોદ કરી, વહેમી અને ઈર્ષાળુ સ્વભાવને લીધે કસ્તૂરબા પ્રત્યે નિષ્ઠુર અને અઘટિત વર્તન કરી તેમને અત્યંત દુઃખ દીધું. ખોરાકના પ્રયોગો કરતાં 'ઈંડાં માંસ નથી' એવી દલીલથી ભોળવાઈ પોતાની મા સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાનો નવો અર્થ કરી ઈંડાં લીધાં; પછી પ્રતિજ્ઞાનો અર્થ તો પ્રતિજ્ઞા લેવડાવનારનો જ લેવાય એવું પ્રતિજ્ઞાના રહસ્યનું ભાન આવતાં તેમણે ઈંડાં છોડયાં. દૂધ નહિ પીવાની પ્રતિજ્ઞા લીધા છતાં અમદાવાદમાં માંદગીને સમયે કસ્તૂરબાના કહેવાથી એમણે બકરીનું દૂધ લેવું શરૂ કર્યું. પ્રતિજ્ઞાના અક્ષરના પાલનથી સંતોષ માની તેમણે સત્યના આત્માને હણ્યો. તેમને બકરીનું દૂધ અહિંસાની દૃષ્ટિએ ખૂંચવા લાગ્યું, કારણ કે એમણે વ્રતના આત્મા અને ભાવાર્થને હણ્યા હતા.

એમની રાજપ્રકરણી ક્ષેત્રની શક્તિ પણ તેમના આ આધ્યાત્મિક સામર્થ્યમાંથી જ ઉત્પન્ન થઈ છે. એને બળે તેઓ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત લડી શક્યા, વીરમગામની જકાત રદ કરાવવાના પ્રયત્નો કરી શક્યા, તેમણે ગિરમીટની પ્રથા નાબૂદ કરાવવા પ્રયાસો કર્યા અને તેમાં સફળતા મેળવી, ચંપારણમાં સત્યાગ્રહ કર્યો, અમદાવાદના મિલમજૂરોને દોરવણી આપી હડતાલ પડાવી, ખેડા-સત્યાગ્રહનું કામ હાથ ધર્યું, રૉલેટ બિલનો વિરોધ દર્શાવવા હિંદવ્યાપી સફળ હડતાલ એ યોજી શક્યા. અમદાવાદના મજૂરોની મિલમાલિકો સામેની લડતમાં એમણે મેળવેલી જીતને તેઓ સદોષ ગણે છે, કારણ કે મજૂરોને તેમના પ્રતિજ્ઞાપાલનમાં મોળા પડતા જોઈ પોતે ઉપવાસ કરવાનો જે નિશ્ચય કર્યો હતો તે મિલમાલિકો ઉપર દબાણરૂપ હતો.

આ પ્રમાણે પોતાની સાવ નાની ક્ષતિઓથી માંડી અકાળે લોકોને

સવિનય ભંગ કરવા નોંતરવાની તેમની 'પહાડ જેવડી ભૂલ' સુધીના દોષ તેઓ જોઈ શકે છે. મનોવિકારોથી તેઓ શરમાય છે, પણ હિંમત હારતા નથી, કેમ કે ક્ષણે ક્ષણે એમનું આત્મબળ વૃદ્ધિ પામી દૃઢ થતું જાય છે અને આત્મશુદ્ધિની માત્રા વધતી જાય છે.

ગાંધીજીને પોતાની મર્યાદાઓ પણ છે. રસજ્ઞતાનો એમનામાં અભાવ છે. એફિલ ટાવરમાં એમને કશું સૌંદર્ય દેખાતું નથી. કેટલીક વાર એમનું વર્તન એમના સિદ્ધાંતોની સાથે અસંગત હોય છે. આફ્રિકા ગયા પછી બીજે કે ત્રીજે દિવસે તે ડરબનની અદાલત જોવા ગયા. ત્યાંના રિવાજ પ્રમાણે મેજિસ્ટ્રેટે તેમને માનાર્થે પાઘડી ઉતારવા કહ્યું. આમ પાઘડી ઉતારવી એટલે સ્વમાનભંગ સહન કરવો એમ એમને લાગ્યું. તેમણે પાઘડી ઉતારવાની ના પાડી અને કોર્ટ છોડી. એમણે પાઘડીના બચાવમાં છાપામાં લખાણ કર્યું. એક વાર ગિરિમિટિયા બાલાસુંદરમે એમની ઑફિસમાં પ્રવેશ કરતાં તેની પાઘડી ઉતારી. એક મનુષ્ય બીજાને નામોશ કરવામાં માન સમજી શકે તે પરિસ્થિતિ તેમને એક કાયડારૂપ લાગી. તેમણે બાલાસુંદરમને ફેંટો બંધાવ્યો. એથી ઊલટું, કોર્ટમાં વકીલાત કરવાની સનદ લીધા પછી એમને પોશાક વિશેના અદાલતી નિયમોનું પાલન કરવાનું વડા ન્યાયાધીશે કહ્યાથી તેમણે પોતાની મર્યાદા સમજી પાઘડી ઉતારી. ડરબનમાં જ્યારે ભય કાલ્પનિક હતો ત્યારે નાતાલના પ્રધાન એસ્કંબની સલાહને અવગણી, સ્ટીમરના એજંટ વકીલ લૉટનની સલાહ માની ગાંધીજી શહેરમાં ખુલ્લી રીતે દાખલ થયા. ખરેખરો ભય આવ્યો ત્યારે પોલિસ સુપરિન્ટેન્ડન્ટ એલેકઝાન્ડરની સૂચનાને માન આપી વેશપલટો કરી નાસી છૂટયા. અહિંસામાં માનતા હોવા છતાં એમણે બોઅર યુદ્ધમાં, ઝૂલુ બળવા વખતે અને પ્રથમ વિશ્વયુદ્ધ વખતે અંગ્રેજ સરકારને મદદ કરી હતી.

કેળવણીમાં શારીરિક શિક્ષાનો હમેશાં તેમણે વિરોધ કર્યો છે. ટૉલ્સ્ટૉય આશ્રમમાં એક વાર પોતે ગુસ્સે થતાં એક તોફાની વિદ્યાર્થીને આંકણી મારી. એમનું એ વર્તન દોષભર્યું હતું. એમાં એમનો શિક્ષા કરવાનો ભાવ હતો. એટલે એને સજા કરવામાં રહેલી ભાવના મિશ્ર હતી. જો તેમાં કેવળ તેમના દુઃખનું જ પ્રદર્શન હોત તો એ સજાને પોતે યોગ્ય ગણત એમ તેઓ કહે છે. આમ છતાં પેલા છોકરાને આંકણી મારી એ યોગ્ય કર્યું હતું કે કેમ તેનો નિર્ણય તેઓ છેક સુધી નથી કરી શકતા. તેમનાં આવાં પરસ્પર વિરોધી વર્તન યોગ્ય હતાં કે નહિ તે સંબંધી પોતે કોઈ નિર્ણાયક અભિપ્રાય

વ્યક્ત કરતા નથી. માણુસ પોતે ગમે તેટલો સાવધાન રહી આધ્યાત્મિક વિકાસ કરવા મથે છે તેમ છતાં એનામાં આવાં છિદ્રો રહી જવા પામે છે, અને જો એ સત્યનિષ્ઠ ન હોય તો આત્મકથામાં એમને વ્યક્ત કરવાનું પણ એ ટાળે છે એટલે જ આત્મચરિત્રલેખન દુઃસાધ્ય સાહિત્યપ્રકાર લેખાય છે.

'સત્યના પ્રયોગો'ની સૌથી મોટી ઊણપ તો એ છે કે સંકલ્પ અને સિદ્ધિ વચ્ચેનું અંતર ગાંધીજી બતાવતા નથી. કોઈ એક પ્રસંગ બન્યો અને તેને પરિણામે એમણે જે નિર્ણય કર્યો તથા તેનું પાલન કરી એમણે જે સફળતા મેળવી તેનું વર્ણન એમાં આવે છે. એ નિશ્ચય કરતાં પહેલાં તેમને જે માનસિક ગડમથલ—ભાંજગડ અનુભવવી પડી, તેમ જ સિદ્ધિ પામવા જે શ્રમ ઉઠાવવો પડયો, મુસીબતો વેઠવી પડી અને આત્મબળ કેળવવું પડયું તેનું વર્ણન-વિવરણ એમાં મળતું નથી.*

આમ છતાં, 'સત્યના પ્રયોગો'નું સાચું આકર્ષણ ગાંધીજીના તકગ્રાહી અને તરલ પણ સત્યનિષ્ઠ, વિનમ્ર, સરળ અને નિખાલસ વ્યક્તિત્વમાં જ રહેલું છે. એમના એ વ્યક્તિગુણોને સ્ફુટ કરતા પ્રસંગોનું એમણે કરેલું આલેખન વિગતપ્રચુર છતાં એમનાં ઔચિત્યબુદ્ધિ, પ્રમાણવિવેક અને ચિત્રાત્મકશૈલીને

* જુઓ એ સંબંધી કાકા કાલેલકરનો અભિપ્રાય :

"ગાંધીજીની 'આત્મકથા' અથવા એમના સત્યના પ્રયોગોનું બયાન વિશ્વ-સાહિત્યમાં પોતાનું સ્થાન લઈ ચૂક્યું છે.. છતાં કહેવું પડે છે કે અનેક રીતે એ ગ્રંથથી આપણને પૂરતી તૃપ્તિ થતી નથી. સત્યનિષ્ઠ ગાંધીજીએ જેટલું લખ્યું છે તેટલું તો બધું યથાર્થ જ છે પણ એમની પાસેથી આપણે જે જે જાણવા માગીએ છીએ તે બધું એમાં આવ્યું જ છે એમ ન કહેવાય. જીવનનો આદર્શ નક્કી કરતાં પહેલાં મનમાં જે ભવતિ ન ભવતિ ચાલે છે, જે મનોમંથન આખા જીવનને પ્રક્ષુબ્ધ કરી મૂકે છે તેનું વર્ણન એ આત્મકથામાં ક્યાંય ન મળે. અમુક પ્રસંગ બન્યો એટલે મેં આમ નક્કી કર્યું એમ ગાંધીજી લખી નાખે છે, એ નિર્ણય ઉપર આવતાં પહેલાં કેટલી બૌદ્ધિક વિટંબણાઓમાંથી પસાર થવું પડયું, કેટલા વિકલ્પો સહેવા પડયા એનો ઉલ્લેખ ક્યાંય જડતો નથી. અને નિર્ણય થયા પછી પણ શરીરને, એની ટેવોને, ચિત્તવૃત્તિને અને વાસનાઓને તે દિશા તરફ વાળતાં કેટલી મહેનત પડી, કેટલા ઘાટ ચડવા પડયા અને તેને માટે આત્મશક્તિ કેળવતાં હારજિતની કેટલી ભરતી-ઓટમાંથી પસાર થવું પડયું એ બધું એમણે ક્યાંય આપ્યું નથી. જાણે નિશ્ચય અને સિદ્ધિ વચ્ચે કશું અંતર ન હતું. અને એમ જ થયું હોય તોયે આટલી જબરદસ્ત સંકલ્પ-શક્તિ કેળવવા માટે તેમણે શું શું કર્યું એ તો આપણને મળવું જોઈએ."—રાવજીભાઈ મણિભાઈ પટેલ-કૃત 'ગાંધીજીની સાધના'ના કાલેલકર-લિખિત પ્રવેશક 'પાર્શ્વભૂમિ'માંથી પૃ. ૧૩–૧૪.

લીધે તાદશ હોય છે. 'ચોરી અને પ્રાયશ્ચિત્ત', 'પિતાનું મૃત્યુ અને મારી નામોશી,' 'સભ્ય વેશે', 'અસત્ય રૂપી ઝેર', 'निर्बल के बलराम', 'પ્રિટોરિયા જતાં', 'તોફાનના ભણકારા', 'બાલા સુન્દરમ્', 'કસોટી', 'ધર્મસંકટ', 'દેશગમન', 'એક પુણ્ય સ્મરણ અને પ્રાયશ્ચિત્ત', 'કસોટીએ ચડ્યા', વગેરે પ્રકરણો આનાં ઉદાહરણરૂપ છે. તેમનાં માતાપિતા, પત્ની-કસ્તુરબા, નારાયણ હેમચંદ્ર, શેઠ રુસ્તમજી, હેનરી પોલાક, આલ્બર્ટ વેસ્ટ, કેલન બૅક, મિસ ડિક અને મિસ શ્લેશિનનાં તેમણે દોરેલાં શબ્દ ચિત્રો આકર્ષક છે એમનું હકીકત-કથન અસરકારક છે. પ્રસ્તુત પાત્રનાં આગળ તરી આવતાં લક્ષણ ઉપસાવવા એ સમર્થ હોય છે.

એમનું કલમબળ પણ બળવંતરાય ઠાકોર કહે છે* તેમ એમના ચારિત્ર્યબળના અનિવાર્ય પરિણામરૂપે ઘડાતું આવ્યું છે. 'શીલ તેવી શૈલી' એ કથનનું 'સત્યના પ્રયોગો' કરતાં વધારે સરળ નિદર્શન મળવું મુશ્કેલ છે એમની શૈલી એમના ચારિત્ર્ય જેવી સાત્વિક, સત્યનિષ્ઠ, સંયમશીલ, સરળ, સંક્ષિપ્ત અને સચોટ, વિશદ અને વેધક છે. કેટલાંક ઉદાહરણો જોઈએ:

"શુદ્ધ હિસાબ વિના શુદ્ધ સત્યની રખેવાળી અસંભવિત છે." (પૃ. ૧૫૦)

"જે સેવામાં આનંદ નથી મળતો તે નથી સેવકને ફળતી, નથી સેવ્યને ભાવતી" (પૃ ૧૭૪)

"સર ફિરોઝશાહ તો મને હિમાલય જેવા લાગ્યા. લોકમાન્ય સમુદ્ર જેવા લાગ્યા. ગોખલે ગંગા જેવા લાગ્યા. તેમાં નાહી શકું. હિમાલય ચડાય નહીં. સમુદ્રમાં ડૂબવાનો ભય રહે. ગંગાની ગોદમાં તો રમાય. તેમાં હોડકાં લઈને તરાય." (પૃ. ૧૧૮).

"વ્રત બંધન નથી પણ સ્વતંત્રતાનું દ્વાર છે." (પૃ ૨૦૫)

"લૌકિક સંબંધ કરતાં આધ્યાત્મિક સંબંધ વધારે કિંમતી છે. આધ્યાત્મિક વિનાનો લૌકિક સંબંધ પ્રાણ વિનાના દેહ સમાન છે." (પૃ. ૩૮૫)

ગાંધીજીના કથનમાં વક્રતુત્વની છાંટ છે. આછો ચતુર વિનોદ, લોકબોલીની તળપદી ઉક્તિઓ, ઉપમા, રૂપક, વિરોધાભાસ, વ્યંગ્ય, સુયોગ્ય શબ્દવિન્યાસ

---

* "ચારિત્ર્યબળમાંથી અને તેની સાથે સાથે તેના એક અનિવાર્ય પરિણામ લેખે લેખિનીબળ કેવી રીતે ઘડાતું આવે છે તેનો એક આખા ક્રમાના પર્યંત ચાલી રહેલો આ દાખલો ખરે જ મનીનય અને પ્રતીતિજનક ગણવાને પાત્ર છે."

અને સૂત્રાત્મકતા એમની શૈલીની અસરકારકતામાં ઓર વધારો કરે છે. વૈવિધ્યના અભાવને લીધે એમના લખાણમાં કેટલીકવાર વિરસતા—નીરસતા પણ આવે છે. સૌંદર્યને ભોગે સાદગી અને સત્ય સમૃદ્ધ થતાં લાગે છે. ગાંધીજીનાં અચળ સત્યનિષ્ઠા, વિરલ સંયમ અને વ્યક્તિત્વના બાહ્યાંતર સૂક્ષ્મ નિરીક્ષણને કારણે 'સત્યના પ્રયોગો' ગુજરાતી સાહિત્યનું સર્વોત્તમ આત્મચરિત્ર છે એટલું જ નહિ, પણ તેમના એ જ તીવ્ર સંવેદનશીલ, સત્યનિષ્ઠ, સંયમશીલ, વ્યક્તિત્વ અને મન, વચન, કર્મથી નિર્વિકાર તેમ જ રાગદ્વેષરહિત બની આત્મશુદ્ધિને પંથે જવાના અવિશ્રાંત પ્રયાસના વિશ્વસનીય વૃત્તાંત તરીકે વિશ્વસાહિત્યમાં એ બહુ ઊંચું સ્થાન લેશે. આત્મચરિત્રના એક કલાત્મક નમૂના તરીકે પણ એની સિદ્ધિ ઓછી નથી. એનાં પ્રકરણોનાં મથાળાં તથા 'મોહનદાસ'માંથી 'મહાત્મા'પદ સુધીના ગાંધીજીના વિકાસની આ સત્યકથા જે વાર્તારસ આપે છે તે એની લખાવટની અનાયાસસિદ્ધ ચારુતા પ્રગટ કરે છે.

### 'અર્ધશતાબ્દિના અનુભવબોલ'

'અર્ધશતાબ્દિના અનુભવબોલ' અથવા 'એક ગુર્જર આત્માની ઘડતર કથા' (૧૯૨૭) કવિ ન્હાનાલાલનું સળંગ સુસંકલિત આત્મચરિત્ર નહિ, પણ એમના સુવર્ણજયંતી અવસરે સને '૨૭માં એમણે કરેલાં આત્મકથાત્મક સાત વ્યાખ્યાનોનો સંગ્રહ છે. એમાં તેઓ કૃતજ્ઞતાપૂર્વક પોતાના જીવન-વિધાનમાં ફાળો આપનાર વ્યક્તિઓ અને સાહિત્યનો ઉલ્લેખ કરે છે. એમને સંસ્કારનાર વ્યક્તિઓ તેમના પિતા દલપતરામ, ગુરુ પ્રો. કાશીરામ સેવકરામ દવે અને તેમનાં પત્ની—કુલયોગિની માણેકબાઈ. એમના માનસને આકાર આપનાર ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજી, ફારસી અને ગ્રીક સાહિત્ય તેમ જ ઇતિહાસ, ધર્મ અને ફિલસૂફીનું તેમનું અધ્યયન. એમના સાહિત્યિક વ્યક્તિત્વ અને શૈલીના ઘડતરમાં મુખ્ય હિસ્સો આપનાર ટેનિસન અને શેલી. એમની ડોલનશૈલીની હારજીતની કથા પણ તેમણે અહીં આપી છે. આ ઘડતર-કથા એમની નિખાલસ, નીડર, અને સ્વાભિમાની પ્રકૃતિનો પણ પરિચય કરાવે છે. એમના જીવનના પાંચ દાયકાની આ આપવીતીનો અનુભવસંદેશ એ ઉચ્ચારે છે: "જગત કાજે જીવવાનું છે...ભારતજન ભારતીય સંસ્કૃતિની પ્રતિમા બની રહો."

ન્હાનાલાલે આ વ્યાખ્યાનો મુંબઈ, સુરત, વડોદરા, નડિયાદ અને અમદાવાદ મુકામે આપ્યાં હતાં એટલે તે તે નગરોનો 'આત્મરંગ' વર્ણવતાં

તેઓ તેમની વિકાસરેખા આપે છે અને એનાં સંસ્કારસેવા, સાહિત્યકારો, સજ્જનો, ભક્તો, સ્વદેશસેવકો, એમની પ્રાચીન જાહોજલાલી, વેપાર, ઉદ્યોગ વગેરેનો સુલિખિત અભ્યાસશીલ પરિચય કરાવે છે. અહીં એમની શૈલી ભાષાની ભભકવાળી, અલંકાર-મંડિત અને સત્રાત્મક બને છે. કયારેક પુનરુક્તિદોષ અને શબ્દાળુતા પણ નજરે પડે છે. ન્હાનાલાલના જીવનના ૧૮૯૨થી ૧૯૨૭ સુધીના પાંત્રીશ વર્ષના ગાળાની એમની આછી ઘડતરકથા તરીકે આ કૃતિ એમના અભ્યાસીઓને ઉપયોગી છે; એમના ભાવિ ચરિત્રકારોને માટે પણ એ એટલી જ ઉપયોગી નીવડશે.

### 'બે એકપક્ષીય આત્મચરિત્રો'

સ્વ. રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈનું 'વડોદરામાં ચાલીસ વર્ષ' (૧૯૨૯) અને સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનું 'અનુભવ વિનોદ' (૧૯૩૩) તેમનાં જીવનના એક ખંડનું ચિત્ર આપતાં આત્મવૃત્તાંતો છે. "કામ કરવાના ક્ષેત્રમાં વારંવાર ફેરફાર થયા હોય તો પણ પોતાનું કર્તવ્ય કરવાનો પ્રામાણિકપણે પ્રયાસ કરવામાં આવે તો ઘણું થઈ શકે છે."[1] એ ઉદ્દેશના સમર્થનરૂપે ગોવિંદભાઈએ, પોતે સને ૧૮૮૯થી ૧૯૨૯ સુધીના ચાલીશ વર્ષમાં વડોદરા રાજ્યમાં ન્યાય, પોલિસ, જેલ, મુલકી વગેરે ખાતાઓમાં નોકરી કરતાં છેક નાયબ દીવાનની પદવી સુધી પહોંચ્યા તે દરમિયાન સરકારની શુભેચ્છા પ્રમાણે પોતાની યથાશક્તિ યથામતિ લોક-કલ્યાણનાં જે કાર્યો તેમણે કર્યાં તેનો, અહેવાલ આપ્યો છે અને તે કામ કરતાં પોતાને થયેલા અનુભવો વર્ણવ્યા છે. સરકારે તેમની કેવી રીતે કદર કરી તે પણ તેમણે દર્શાવ્યું છે. ગોવિંદભાઈની સાહિત્યપ્રવૃત્તિનો પરિચય પણ એમાં મળે છે.

"જે માણસ પોતાના ધંધામાં ઉદ્યમી હશે તે રાજા પાસે ઊભો રહેશે"[2] એ સોલોમનના ડહાપણ-વચનને ગોવિંદભાઈએ પોતાની નોકરીનું આદર્શવાક્ય બનાવ્યું હતું તેથી પ્રજાનું હિત સાધવા કરતાં સરકારને વફાદાર રહી તેની પ્રશંસા મેળવવા તરફ એમની વૃત્તિ વિશેષ ઢળેલી દેખાય છે. અગમબુદ્ધિ અને કાર્યદક્ષતા જેવા ગુણો ગોવિંદભાઈમાં હોવા છતાં એમની સફળતાનું ખરું રહસ્ય તો એમની પ્રામાણિકતા અને ઉદ્યોગશીલતામાં રહેલું છે. માણસ પોતે સરકારી નોકર હોવા ઉપરાંત પોતાના જીવનમાં બીજું ઘણું ઘણું હોય છે એ હકીકત ગોવિંદભાઈની ધ્યાનબહાર ગઈ છે.

૧. પ્રસ્તાવના, 'વડોદરામાં ચાલીશ વર્ષ'.
૨. 'વડોદરામાં ચાલીસ વર્ષ' પૃ. ૨૪૩.

ધર્મોત્સવો અને ફોટોગ્રાફીના શોખે તેમાં વધારો કર્યો. ચારિત્ર્યશીલ અને ભાવનાશીલ માતપિતા પાસેથી એમણે ઈશ્વરશ્રદ્ધા, ન્યાયબુદ્ધિ અને નીતિની કેળવણી મેળવી. ધાર્મિક વાચન, સંગ્રહસ્થાનોની મુલાકાત, શાળાના ગોઠિયા, ભાઈભાંડુનો સહવાસ અને ભાભીઓનો સદ્ભાવ વગેરેએ એમના રસવૈવિધ્યને પોષ્યું અને વધાર્યું. અનેક વાર કરવા પડેલાં સ્થળાંતરે એમને કુદરતનો શોખ લગાડયો પણ એમને સ્થિરતાથી કોઈ કામ કરવાની ટેવ પડી નહિ. એમનામાં અંતર્મુખના વધી. એમને અજાણ્યાં માણસોને મળતાં ક્ષોભ થવા લાગ્યો, કોઈ સાથે ગાઢ મિત્રતા બંધાઈ નહિ. એકંદરે કિશોરકાળમાં દત્તાત્રયે જૂનવાણી પરિબળોની સંસ્કારસમૃદ્ધિ, કલા-રસિકતા અને સાર્વત્રિક સમાધાન ત્રણેય વસ્તુ અનુભવી.

આવા વાતાવરણમાં ઉછરેલા બાલ દત્તાત્રેયના વ્યક્તિત્વનું પ્રથમ લક્ષણ સ્વાભાવિક રીતે જ વિશુદ્ધ આર્ય સંસ્કારમાંથી ઉત્પન્ન થતી ધાર્મિકતા, નીતિમયતા અને સાત્વિકતા છે. નિર્દોષપણે નિખાલસતાથી એ બચપણનાં અળવીતરાં, મૂંઝવણો, કુતૂહલ, તરંગ, બાધાઈ, વિચિત્રતાઓ, વિનોદ અને વ્યથા પારદર્શક પ્રામાણિકતાથી નિરૂપે છે. એટલે 'સત્યના પ્રયોગો 'માં વ્યક્ત થયેલી સત્યનિષ્ઠા 'સ્મરણયાત્રા 'માં પણ સર્વત્ર દેખાય છે. કોઈ પણ કારણે બાલ કે કિશોર દત્તાત્રેયથી અનિચ્છનીય આચરણ થઈ જાય તો સત્ય અને નીતિનું પાલન કરવામાં થયેલા પ્રમાદનો વિષાદ એના અંતઃકરણમાં લાંબા સમય સુધી રહી એને ડંખે છે.

કારવારના છાપખાનામાંથી બે બીબાં ઊઠાવ્યાં, પણ ચોરી પકડાઈ ગઈ. રડતાં રડતાં ફરી એવું નહિ કરવાનું બાલ દત્તાત્રેયે વચન આપ્યું. અમલદારના દીકરા હોવાથી યલ્લામાની યાત્રાપ્રસંગે ફ્જેતફાળકામાં મફત બેઠા એ પોતે સારું કર્યું નથી એ હકીકત કેમે કરી ભૂલી શકયા નહિ. શરીર ફ્જેતફાળકેથી ઊતર્યું, પણ પછી મન ફ્જેતફાળકે ચડયું. પડોશીનાં છોકરાં દત્તાત્રેયના ઘરની સાદડીની દીવાલમાં જોરથી હાથ મારતાં તેથી સાદડીમાં ખાડો પડયો. અનેક વાર છોકરાંને દત્તાત્રેયે કહ્યું તેમ છતાં એ છોકરાંએ માન્યું નહિ. અંતે હારી જઈને દત્તાત્રેયે ગજવેલની ત્રિકોણ સળી ધારદાર બનાવીને સાદડીની દીવાલ પાછળ સંતાઈ રહીને એક છોકરાના હાથમાં ઘોંચી. એ દિવસના 'ઇન્સાફનો અત્યાચાર' અને 'દુષ્ટતાનો વિષાદ, આજે પણ દત્તાત્રેય ભૂલી શકયા નથી. પોતાને કોઈ છેતરી શકે નહિ એમ કહેનાર ગોખલે માસ્તરને સવાલો ફોડી છેતર્યા. એવી કુબુદ્ધિ સૂઝી તેના પશ્ચાત્તાપની માનસિક વેદના અનુભવી.

ઉદ્વેગ વગેરે પ્રસંગોનો કરુણ રસ આજુબાજુના વિનોદને લીધે વધારે ઘેરો બને છે.

અનુભવસમૃદ્ધિ, સૂક્ષ્મ અવલોકનશક્તિ, મર્મગ્રાહી દૃષ્ટિ, ચિંતનશીલતા, પ્રસન્નતા વગેરે કાકા સાહેબના ગુણો તેમ જ પ્રવાહિતા, મધુરતા, સુબોધકતા, અને રમ્ય અલંકારો તથા શબ્દપ્રયોગો, ટૂંકમાં કહીએ તો શબ્દ અને અર્થની રસાત્મકતા 'સ્મરણયાત્રા'નાં આકર્ષક તત્ત્વોમાં ઓર આકર્ષણ ઉમેરે છે. આત્મચરિત્ર અહીં રસાત્મક બન્યું છે. એના જોટાની કૃતિ ગુજરાતી સાહિત્યમાં વિરલ જ છે. સત્યનિષ્ઠા, આત્મપરીક્ષણ, રસલક્ષી લખાવટ વગેરેને લીધે 'સ્મરણયાત્રા'નું ગુજરાતી આત્મચરિત્રના સાહિત્યમાં આગળ પડતું સ્થાન રહેશે.

## 'આત્મવૃત્તાંત'

છોટાલાલ નરભેરામ ભટ્ટ(૧૮૫૦–૧૯૩૭)ના 'આત્મવૃત્તાંત'(૧૯૩૫)નું સંપાદન પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટે ૧૯૫૩માં કર્યું છે. છોટાલાલ ભટ્ટે તેમના એક મિત્ર અંબાશંકર બેચરદાસ વૈદ્યના કહેવાથી ૧૯૩૫ના માર્ચ માસમાં આ વૃત્તાંત લખવું શરૂ કર્યું, પણ ૧૯૧૦માં પોતે નિવૃત્તિવેતન પર ઊતર્યા ત્યાં સુધીના અહેવાલ સુધી આવી પહોંચતાં તેમને એકાએક અટકી જવું પડ્યું કારણ કે તેમની આંખે ઝાંખ વળવા માંડી. તેમણે મોતીઓ જલદી ઉતરાવ્યો પણ દૃષ્ટિ ગુમાવી. આમ, પોતે નિવૃત્તિવેતન લીધા પછી વિદ્વાનો, સજ્જનો વગેરેના તેમના સમાગમની હકીકત આપી શક્યા નહિ અને એ 'આત્મવૃત્તાંત' અધૂરું રહ્યું. સને ૧૯૩૭માં તે અવસાન પામ્યા. આમ, એમના જીવનમાં ઈ. સ. ૧૯૩૫ સુધીનાં પહેલાં પંચાશી વર્ષનું આ વૃત્તાંત છે.

આ 'આત્મવૃત્તાંત' તેમનો બાલ્યકાળ, અને કેળવણી ખાતામાં શિક્ષક તરીકેની તેમની કારકિર્દી, તેમની સાહિત્યપ્રવૃત્તિ અને વડોદરામાં સ્થાયી નિવાસ વગેરેનો અહેવાલ આપે છે. તેમના કુટુંબની નબળી આર્થિક સ્થિતિને લીધે અભ્યાસકાળમાં છોટાલાલ ભટ્ટને વેઠવી પડેલી પ્રતિકૂળતાઓ અને વિપત્તિઓ છતાં તેમણે સંપાદન કરેલું બહુ ભાષાઓનું જ્ઞાન, એમની શિક્ષણપ્રવૃત્તિ, વાચન, લેખન અને શિક્ષક તરીકેના વિવિધ અનુભવો વિશે અહીં જાણવા મળે છે. તે સમયના શિક્ષણ અને સમાજવ્યવસ્થાને લગતી પણ ઠીક માહિતી એમાં આપવામાં આવી છે. વિનોદવૃત્તિ, વિદ્યાપ્રીતિ, ચાતુર્ય, ભાષાશોખ, ઉદ્યમશીલતા, અભ્યાસપરાયણતા, ગુપ્ત રહીને કામ કરવાનો શોખ વગેરે તેમનાં સ્વભાવલક્ષણો તેમાં ઠીક પ્રગટ થયાં છે.

છોટાલાલ ભટ્ટની ભાષા સરળ છે. એમના વિવિધ અનુભવો શિક્ષકોને પ્રેરણા આપે તેવા છે, પણ તેમના આંતરજીવન વિશે તેઓ કાંઈ નથી લખતા. તેઓ કહે છે કે "ઘરસંસારી બાબતોને આમાં પ્રાધાન્ય આપ્યું નથી કેમ કે તે દેશકાળાનુરૂપ બધે બન્યા જાય છે."[1] આ 'આત્મવૃત્તાંત'માં 'પ્રાચીન કાવ્યમાળા'ની સંદિગ્ધ કૃતિઓના પ્રકાશન વિશે વિસ્તૃત માહિતી આપી છોટાલાલ ભટ્ટ એ વિષય પર કંઈ નવો પ્રકાશ પાડશે એવી વાંચનારની સૌથી મોટી અપેક્ષા પણ સંતોષાતી નથી. આ બાબત પરત્વે તેઓએ મૌન સેવવાની નીતિ પાળી ગુજરાતી સાહિત્ય-આલમને ખરી હકીકતથી વંચિત રાખી છે, અને આત્મચરિત્રકારની સૌથી પ્રથમ ફરજ સત્યનિષ્ઠા એ ચૂકી ગયા છે. સંપાદક પ્રા. ગોવિંદલાલ ભટ્ટે આ પ્રશ્ન ઉપર પ્રકાશ નાખતી વિસ્તૃત ચર્ચા 'ઉપોદ્‌ઘાત'માં કરી છે તે મૂલ્યવાન છે.

'જીવનસંભારણાં'

'શીરીન મડમ' પછી આશરે અડધી સદી બાદ લખાયેલું ગુજરાતી સન્નારીનું બીજું આત્મવૃત્તાંત શારદાબહેન સુમંત મહેતાનું 'જીવનસંભારણાં' (૧૯૩૮) ગુજરાતી આત્મચરિત્ર સાહિત્યની એક જુદી તરી આવતી કૃતિ છે. ઈ. સ. ૧૮૮૨થી ૧૯૦૧ સુધીના ગાળાના બાલ્યકાળનું અને વિદ્યાર્થી અવસ્થાનું તેમ જ ત્યારપછીનાં સને ૧૯૦૨થી '૩૭ સુધીનાં પાંત્રીસ વર્ષના કૌટુંબિક જીવન વચ્ચે રહીને ડૉ સુમંત મહેતા જેવા સ્નેહાળ અને સૌજન્યશીલ ભાવનાશાળી પતિ પાસેથી પ્રેરણા અને પ્રોત્સાહન મેળવી અનેક વિટંબણાઓ વચ્ચે સંસ્કાર જીવન ખિલાવતાં, સ્વદેશીનો રંગ પણ અનુભવતાં, તેમણે ગુજરાતી સ્ત્રીઓની કેળવણીને પોતાનું જીવનકાર્ય બનાવી તેના ઉત્તેજન માટે કરેલા સતત પ્રયાસોનું આ વૃત્તાંત છે. એમાં શારદાબહેનના આત્મ-વિકાસના આછા ઇતિહાસ સાથે ડૉ. સુમન્ત મહેતાના આંતરજીવનનો પણ થોડોક પરિચય થાય છે. એમાં તત્કાલીન સામાજિક, રાજકીય અને સ્ત્રીજાગૃતિ-વિષયક વાતાવરણનો વિગતવાર અહેવાલ આપવામાં આવ્યો છે એ એની મોટી વિશિષ્ટતા ગણાશે.

શારદાબહેનના ઘડતરમાં એમનાં માતપિતાએ બાલ્યકાળમાં ધાર્મિક સંસ્કારોનું સિંચન કર્યું. ગુરુ સમા રમણભાઈ નીલકંઠે એમના વિદ્યાભ્યાસને ઉત્તેજન આપ્યું. પ્રા. કાશીરામ દવે અને આનંદશંકર ધ્રુવે કોલેજજીવનમાં અભ્યાસ કરવાની પ્રેરણા આપી. એટલે વિદ્યાર્થીઓની કનડગત અને અપમાનો

1. છોટાલાલ નરભેરામ ભટ્ટ 'આત્મવૃત્તાંત', પૃ. ૧૪૯.

અક્રમતાથી વેઠી ગ્રેજ્યુએટ થઈ તેમણે તેમ જ વિદ્યાબહેને ગુજરાતમાં સ્ત્રીકેળવણીનાં દ્વાર ખુલ્લાં કર્યાં. લાલશંકર ઉમિયાશંકર દવેએ અને રમણભાઈ નીલકંઠે સુધારાના વિષય ઉપર તો તેમનું ધ્યાન ખેંચેલું જ હતું.

સને ૧૯૦૧માં શારદાબહેને ડૉ. સુમંત મહેતા સાથે લગ્નજીવન શરૂ કર્યું. સાંસારિક જીવન ખિલવવાના શોખને લીધે તેમણે વિશાળ વાચન કર્યું. તે ઉપરાંત રમેશચંદ્ર દત્ત, અબ્બાસ તૈયબજી, ગાંધીજી અને ડૉ. સુમંત મહેતાના સંપર્કમાં આવ્યાં તેથી તેમ જ પોતાનાં સંતાનોના સહવાસથી પણ તે જીવન-વિકાસ સાધતાં ગયાં. કુટુંબના ભાવનામય વાતાવરણ અને બાળકોના કિલ્લોલ વચ્ચે શ્રીમંત સમાજમાં રહીને તેમણે આનંદ ભોગવ્યો, જીવન જોયું અને જાણ્યું.

પોતાની શક્તિનો અન્યજનો લાભ આપવો એવી સ્વાર્થરહિત ભાવના ડૉક્ટરે પહેલેથી સેવેલી હતી; પણ સરકારી નોકરીમાં રહેવાથી સામાન્ય જનસમૂહના ખરેખરા સંસર્ગમાં આવવાનું નત્યયું તે ખૂંચવા લાગ્યું અને જીવન અધૂરું લાગ્યું. અંતે એમને ખાતરી થઈ કે સામાન્ય જનતા સાથે ઓતપ્રોત થયા વિના તેના પ્રશ્નોનો ખ્યાલ આવી શકે નહિ, એટલે તેમણે સરકારી નોકરી છોડી. વિશેષ સેવા કરી શકાય તેવી ભાવનાથી દી.બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ અને મ.ગાંધીજીની અસર નીચે આખરે સંપૂર્ણપણે સમાજસેવા અને સ્વદેશહિતના કાર્યમાં ઝંપલાવ્યું. એટલે શારદાબહેને તેમની પોતાની પ્રવૃત્તિની સમાંતરે ચાલતી ડૉક્ટરની પ્રવૃત્તિ, તેમના પર ગાંધીજીનો પ્રભાવ, તેમણે કરેલું જનસેવા-દેશસેવાનું કાર્ય, તે ઉપરાંત ઇંદુલાલ યાજ્ઞિકની અને ગાંધીજીની પ્રવૃત્તિનો પણ વિગતવાર અહેવાલ આપ્યો છે તે ઉચિત છે.

શારદાબહેને સ્ત્રીઓની શારીરિક માનસિક અને નૈતિક ઉન્નતિને પોતાનું જીવનધ્યેય બનાવ્યું. તેમણે વિવિધ સ્થળોએ અને સંસ્થાઓમાં પોતાનું કાર્ય શરૂ કર્યું. પહેલાં વડોદરામાં ચીમનાબાઈ મહિલાપાઠશાળામાં, ચીમનાબાઈ સ્ત્રીસમાજમાં અને ઉદ્યોગાલયમાં પોતાની સેવાઓ આપી. ત્યારબાદ સ્ત્રીઓને પુરુષવર્ગની કેળવણીથી ભિન્ન પણ ઊતરતું નહિ તેવું શિક્ષણ માતૃભાષા દ્વારા આપવાનું કાર્ય 'ગુજરાત સ્ત્રીકેળવણી મંડળ'ના મહિલાવિદ્યાલય અને મહિલા-પાઠશાળામાં કર્યું. શારદાબહેનની આ પ્રગતિ તથા સ્ત્રીઉન્નતિના તેમના આ કાર્યમાં સહકાર આપનાર સુલોચના બહેન દેસાઈ, ઇન્દુલાલ યાજ્ઞિક, પ્રા. ખુશાલ તલકચંદ શાહ, ચંદુલાલ દવે, રમણભાઈ નીલકંઠ, દાક્ષીપુત્ર, કેશવપ્રસાદ દેસાઈ વગેરે અનેક વ્યક્તિઓના સ્વભાવ અને કાર્યનો

નિખાલસ પરિચય શારદાબહેને આપ્યો છે. રમણભાઈ નીલકંઠ, પ્રા. ખુશાલ તલકચંદ શાહ અને ઈન્દુલાલ યાજ્ઞિકનાં સ્વભાવચિત્રો આ આત્મચરિત્રનું આકર્ષક અંગ છે.

આ આખાય આત્મવૃત્તાંતમાં શારદાબહેનના સરળ, મધુર, નિખાલસ, નિર્મળ, શાંત, સહિષ્ણુ અને વિનમ્ર વ્યક્તિત્વનો પરિચય થાય છે. પણ તેમના આંતરિક પરિચય કરતાં તેમની જાહેર કારકિર્દીની તવારીખ અહીં વિશેષ મળે છે. તેમની લેખનશૈલી તેમની પ્રકૃતિ જેવી નિરાડંબર અને સરળ છે, જોકે કેટલીકવાર વાક્યરચના શિથિલ બની ગઈ છે. એકંદરે આત્મચરિત્ર કરતાં ગુજરાતમાં નૂતનયુગની બદલાતી જતી નારીશિક્ષણની લોકભાવના અને લોકવિચારના પરિવર્તનના પ્રમાણભૂત અહેવાલ તરીકે આ 'જીવનસંભારણાં' ઘણું ઉપયોગી પુસ્તક થઈ પડશે.

### 'મારી જીવનસ્મૃતિ તથા નોંધપોથી' (૧૯૩૮)

કનુ બહેન (કનકલક્ષ્મી) દવેએ આ કૃતિના પહેલા ખંડ 'જીવનસ્મૃતિ'માં પોતાના બાલજીવન અને શાળાજીવનનાં થોડાંક, પણ લગ્નજીવનનાં અને સાહિત્ય જીવનનાં સંસ્મરણો વિસ્તારથી લખ્યાં છે. પતિ સાથે પેટલાદ, બોરસદ, અંકલેશ્વર, સુરત, પાટણ, મુમ્બઈ વગેરે અનેક સ્થળોએ રહેતાં પોતાના પ્રયાસથી અને પતિના પ્રેરક સંગથી પોતાને જૂનાનવા ગુજરાતી, સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યનો રંગ લાગ્યો અને સાહિત્યરસિકતા કેળવાતી ચાલી તેમ લેખન-વાંચન-ચિંતન પણ વધવા લાગ્યાં. પોતે જે જોયું, સાંભળ્યું, લખ્યું, વાંચ્યું અને અનુભવ્યું. તેને લગતા સાહિત્યજીવનના તેમ જ પોતાને થયેલા સાંસારિક અનુભવોના પ્રત્યાઘાતો તેમણે નિખાલસતાપૂર્વક તટસ્થ રીતે અહીં આપ્યા છે. એમના ઉચ્ચગ્રાહી, સંસ્કારી, સાહિત્યરસિક, સત્યપ્રિય, સંવેદનશીલ અને પ્રગતિશીલ વ્યક્તિત્વનો વાંચકને તેમની સંસ્કૃત પણ સરળ તથા રસાળ વાણીમાં પરિચય થાય છે અને લેખિકાએ પોતાને 'જન્મપ્રૌઢા' કહ્યાં છે તેમાં સહમત થવાની વૃત્તિ વાંચનારને જરૂર થઈ આવશે.

આ પુસ્તકના બીજા ખંડને એમણે આપેલું 'નોંધપોથી' અથવા 'સંવેદનસંહિતા' નામ તો અધૂરું ગણાય કેમ કે એમની ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન, પ્રેમ, લગ્નભાવના, સંસાર, શિક્ષણ, સાહિત્ય, કલા, વિજ્ઞાન, રાષ્ટ્ર અને રાજકારણ વિશેની એ ચિંતનસંહિતા પણ છે. બાલ્યાવસ્થાથી જ સ્વપ્નસૃષ્ટિ રચવાની પ્રકૃતિવાળાં કનુબહેન પોતાને સાહિત્યરસિક પ્રેમાળ પતિ મળતાં સાહિત્યસૃષ્ટિમાં વિહરી આત્મવિકાસ સાધી શક્યાં. સંસાર

અને સાહિત્યસૃષ્ટિનાં એમનાં સંવેદનો સહૃદયતાથી અને સમભાવપૂર્વક તેમણે સરળ, સચોટ, સંસ્કારી વાણીમાં ઝીલ્યાં છે; અને એમનાં સાત્વિકતા, સૌંદર્યોપાસના સમાનતાપ્રિયતા, સ્વાતંત્ર્યપ્રેમ અને વિશ્વ-ઐક્ય-વાંછાની પિછાન કરાવી છે.

## 'અડધે રસ્તે', 'સીધાં ચઢાણ' અને 'સ્વપ્નસિદ્ધિની શોધમાં'

કનૈયાલાલ મુનશીએ 'અડધે રસ્તે' (૧૯૪૨), 'સીધાં ચઢાણ'–પુસ્તક પહેલું (૧૯૪૩), 'સીધાં ચઢાણ'–પુસ્તક બીજું (૧૯૪૩) અને 'સ્વપ્નસિદ્ધિની શોધમાં' (૧૯૫૩) એમ ચાર પુસ્તકોમાં સને ૧૮૮૭થી ૧૯૨૬ સુધીનાં તેમનાં ફક્ત ૩૯ વર્ષનું આત્મવૃત્તાંત આશરે અગિયારસો પાનાંમાં રજૂ કર્યું છે.

'અડધે રસ્તે'(૧૮૮૭–૧૯૦૬)ના ત્રણ ખંડ છે. મુનશી પિતૃ-ભક્તિને એક સંસ્કારિક તાકાત, આત્મશ્રદ્ધા પ્રેરતી એક ભાવના, મહત્ત્વાકાંક્ષાનું એક પ્રેરક બળ અને તેથી જીવનસમૃદ્ધિ માને છે. એટલે 'અડધે રસ્તે'ના પહેલા ખંડ—'ટેકરાના મુનશીઓ'માં પોતાના વંશનો ઇતિહાસ આપતાં તેમના વિચક્ષણ, શીઘ્રકોપી, ટેકીલા, અભિમાની અને આડંબરી, યુયુત્સુ, બાહોશ અને ભોળકણા, નટખટ અને નાટકી, તેમજ કોઈક વાર બાળક જેવા પૂર્વજોનો મુનશી નિષ્પક્ષ પરિચય કરાવે છે.*

બીજા ખંડ 'બાલ્યકાળ'માં મુનશી તેમના જન્મકાળથી શરૂ કરી મૅટ્રિકની પરીક્ષામાં તે સફળ થયા ત્યાં સુધીનું વૃત્તાંત આપે છે. અહીં તેમના વિલક્ષણ શિક્ષકો, સહાધ્યાયીઓ, તેમનામાં આત્મશ્રદ્ધા પ્રેરનાર શિક્ષક ઉત્તમરામ, સરળ સ્નેહાળ મિત્ર દલપતરામ, કાર્યદક્ષ પ્રામાણિક માણેકલાલ મુનશી અને વિશુદ્ધ કર્તવ્યપરાયણ માધુર્યમૂર્તિ માતા તાપી-ગૌરી—જીજીમા વગેરેના પરિચય મળે છે. આજ અરસામાં તેમને યજ્ઞોપવિત અપાયું અને અતિલક્ષ્મી સાથે તેમનું લગ્ન પણ થયું. તાપીમાએ બાળપણમાં કહેલી પુરાણની કથાઓ, માણભટ્ટની કથાનું શ્રવણ, 'વાંકાનેર નાટક મંડળી'નાં નાટકોની અસર, પટાવાળા મહંમદ શરીફે કહેલી લાંબી રસિક અદ્ભુતરંગી વાર્તાઓ, 'એરેબિયન નાઇટ્સ', 'હાતિમતાઈ'ની વાર્તા અને 'કુલીન અને મુદ્રા'નું વાચન બાળક કનૈયાલાલની કલ્પનાને ઉશ્કેરી મૂકે છે. પોતે કોઈ

* સરખાવો મુનશીનું કથન : "બધા બાપ્દાદા પોતાને હોશિયાર, મર્દ અને મિજાજી મનાતા; મુત્સદ્દી પણ લેખાતા.", 'અડધે રસ્તે' પૃ. ૬.

કથા-નાયક હોય તેમ ઊડતે ઘોડે કે ગરુડપાંખે બેસી સુલતાન બની રાજ-કુંવરી પરણવાની એ ઝંખના કરે છે. એમના પિતાજી સાથે એ સચીન જાય છે. ત્યાં આઠનવ વર્ષની એક તેજસ્વી બાલિકા એમને મળે છે. એની આસપાસ એ કંઈ કંઈ કલ્પનાસૃષ્ટિઓ રચે છે.

'અડધે રસ્તે'નો ત્રીજો ખંડ 'વડોદરા કૉલેજ'માં૧૯૦૨થી ૧૯૦૬ સુધીનાં વર્ષોનો મુનશી મુંબઈ યુનિવર્સિટીના ગ્રૅજ્યુએટ થયા ત્યાં સુધીનો અહેવાલ છે. અહીં મુનશીની મંડળીએ કરેલાં તોફાન, તેમના ભવિષ્યના જીવન ઉપર સચોટ અને સ્થાયી પ્રભાવ પાડનાર પ્રાધ્યાપકો સ્વ. જગજીવન વલ્લભજી શાહ અને સ્વ. અરવિંદ ઘોષ, તેમણે કરેલું વાચન (ખાસ કરીને ઍબટના નૅપોલિયનના જીવનચરિત્રનું), અન્ય પુસ્તકોની તેમના પર અસર, વાક્પાટવ ખિલવવાના તેમના પ્રયાસ વગેરેની હકીકત આવે છે. ફરી ૧૯૦૬માં કુમ્મસમાં પેલી બાલિકા તેમને મળે છે, અને એમની કલ્પના ઉપર પ્રભુત્વ જમાવે છે. ૧૯૦૬ સુધીમાં એ ત્રણવાર એમના સ્વપ્નમાં આવે છે. બીજી તરફ અતિલક્ષ્મી સાસરે આવે છે અને જીજીમાનેકળવી એ પતિને લાયક થવા પ્રયત્ન કરે છે. સુદર્શનની માફક સ્વપ્નો જોવાની કુટેવને લીધે મુનશીની વિહ્વળતા ચાલુ જ રહે છે. ૧૯૦૬માં મુનશી બી.એ. થાય છે.

'અડધે રસ્તે'ના અનુસંધાનમાં લખાયેલા પુસ્તક 'સીધાં ચઢાણ'ના 'મુંબઈની શેરીઓમાં' નામના પહેલા ખંડમાં ૧૯૦૭માં મુનશી આર્થિક સંકડામણો વચ્ચે વકીલાતનો અભ્યાસ શરૂ કરી ૧૯૧૩માં ઍડવોકેટ થયા ત્યાં સુધીનાં સંસ્મરણો છે, ૧૯૦૭માં કનૈયાલાલ કાયદાનો અભ્યાસ કરવા મુંબઈ જાય છે, પણ કૃષ્ણલાલ ઝવેરીની ભલામણ હોવા છતાં તેમને ટર્મ મળતી નથી. બીજે વર્ષે એ ટર્મ મેળવે છે. મુંબઈના ખરચને પહોંચી વળવું મુનશીને અઘરું પડે છે અને તેથી બી.એ.માં એમને મળેલું ઈનામ વેચી દેવું પડે છે. દાંપત્યજીવનમાં પણ એમને અપૂર્ણતા લાગે છે. સચીનની સંસ્મરણમૂર્તિ એમની સદાની કાલ્પનિક સહચરી બની છે. એમની કલ્પનાવિલાસી મનોદશા ચાલુ છે. અસંતુષ્ટ અને અકળાતી મહત્ત્વાકાંક્ષાની ચક્કી એમને ઓકાય છે. મિત્ર મનુકાકા મુનશીમાં શ્રદ્ધા પ્રેરે છે. જીજીમા અતિલક્ષ્મીને સ્નેહ અને શિક્ષણથી ઘડે છે. સ્નેહાળ અને સરળ અતિલક્ષ્મી અપૂર્વ સહિષ્ણુતા દાખવે છે. મુનશીને ચંદ્રશંકર પંડ્યાની ઓળખાણ થાય છે. 'પિટિટ લાઈબ્રેરી'નો ઉપયોગ ચાલુ છે. કાર્લાઈલ પાસેથી મુનશીને

સારી પ્રેરણા મળે છે. તેમણે જ્ઞાતિસેવાનું કાર્ય પણ યથાશક્તિ કરવા માંડયું છે. આખરે પડતાં-આખડતાં સીધાં ચઢાણની બીજી ટૂંક વટાવી મુનશી ઍડવોકેટ થાય છે.

'સીધાં ચઢાણ'ના બીજા ખંડ 'હાઈકોર્ટ'(૧૯૧૩–'૨૨)માં મુનશી અદાલતના અનુભવો વર્ણવે છે. તેમની સામે બીજી વધારે કપરી ટૂંક ઊભી હતી. એમણે બ્રીફ* મેળવવા કરેલા પ્રયાસોની વિગત તેઓ આપે છે. તે ઉપરાંત તેમના મિત્રો, સ્નેહી-સંબંધી-જનો, સૉલિસિટરો, ઍડવોકેટો અને ન્યાયમૂર્તિઓનાં રેખાચિત્રો મુનશી દોરે છે. પોતાની ઉદ્યોગશીલતા અને હોશિયારીને લીધે તેઓ ધંધાકીય સફળતા પ્રાપ્ત કરે છે અને 'ગુરુ' ભૂલાભાઈની પાસેથી ધન્યવાદ મેળવવા ભાગ્યશાળી થાય છે. સીધાં ચઢાણની ઉપલી ધાર વટાવ્યાની તેમને ખાતરી થાય છે.

'સીધાં ચઢાણ'ના ત્રીજા ખંડને મુનશી સ્તાલિનન્યાયે—આપખુદીથી 'મધ્વરણ્ય' (૧૯૧૩–'૨૨) કહે છે કારણ કે એમનાજીવનના મધુરમાં મધુર અનુભવ એમને આ 'માથેરાન'—'મીઠા અરણ્ય'માં જ થયા હતા. આ પુસ્તક પણ ત્યાં જ લખાયું હતું. અહીં મુનશીની સાહિત્યિક પ્રવૃત્તિનો સવિસ્તર ઇતિહાસ પણ મળે છે. એટલે એમના સાહિત્યના અભ્યાસની દૃષ્ટિએ આ ખંડ વધુ મહત્ત્વનો છે. ચંદ્રશંકર પંડ્યા, કાંતિલાલ પંડ્યા અને મનસુખલાલ માસ્તરે મુનશીને લખવા પ્રેર્યા. મુનશીએ પત્રકારપ્રવૃત્તિ અને સાહિત્યપ્રવૃત્તિ શરૂ કરી. એમના સાક્ષરસંબંધો બંધાયા. તેમણે રાજકીય ક્ષેત્રમાં પણ થોડું કામ કરવા માંડયું. દીકરા 'કનુ' અને વહુ 'અતિલક્ષ્મી' વચ્ચેનો સંબંધ સ્નેહાળ અને સુંદર બને તે માટે તાપીબા-જીજીમાના પ્રયત્નો ચાલુ હતા. જીજીમાને દીકરાના હૃદયની એકલતા ડંખતી હતી. 'ભાઈ'ને પોતાના વિચાર અને કાર્યમાં રસ લેનાર કોઈક જોઈતું હતું. આમ સાહિત્ય, રાજકારણ અને આત્મવિકાસના ક્ષેત્રમાં ચઢાણ સરળ થતાં હોય એમ મુનશીને લાગે છે, પણ એ જ ક્ષણે એમને શ્રીમતી લીલાવતી શેઠનો પરિચય થાય છે. હવે લીલાવતીમાં મુનશીએ એમની ભવોભવની સખીનાં—એમના 'અવિભક્ત આત્મા'નાં દર્શન કર્યાં. એટલે ઊર્મિ, આકાંક્ષા, કર્તવ્ય અને આદર્શનો સંવાદ દેખાયો, પણ સીધાં ચઢાણ ચઢી ઉપલી કોર ઓળંગતાં જ સામેની સપાટ ધરતીમાં ફાટ પડી. જીવનનો અર્ધો રસ્તો આમ પૂરો થયો.

* 'અસીલની વકીલાત કરવાને અંગેનું સંક્ષિપ્ત ટાંચણ કે તેના કાગળ'—

'સ્વપ્નસિદ્ધિની શોધમાં'ની અંદર વર્ણવાયેલો ૧૯૨૩થી૧૯૨૬ સુધીનો સમય મુનશીના જીવનમાં સૌથી વિશેષ સર્જનાત્મક અને એમની દૃષ્ટિએ ઘણો મહત્ત્વનો છે. લીલાવતી શેઠ અને કનૈયાલાલ મુનશી પરસ્પર મૈત્રીનો સ્વીકાર કરે છે. બંને એકબીજામાં અપૂર્વ આત્મીયતાનો સાક્ષાત્કાર અનુભવે છે. પત્રો દ્વારા તેઓ એકબીજાનું દુઃખ હરે છે. તેમને માટે હવે ભાવનામયતાને કર્તવ્યની કસોટી ઉપર ચડાવવાનો સમય આવે છે. મુનશી નિખાલસતાથી અતિલક્ષ્મીને વાત કરે છે. નાનકડી વીરાંગના અતિલક્ષ્મી ઔદાર્યથી અદ્ભુત આત્મસમર્પણ કરે છે. લીલાવતી, અતિલક્ષ્મી અને મુનશી યુરોપનો પ્રવાસ કરે છે. લીલાવતી અને મુનશીની દૃષ્ટિએ સંયોગોનું સુખદ પરિવર્તન થાય છે. અંતરાયોનો અણધાર્યો ઉકેલ આવે છે. યુરોપથી પાછા આવ્યા પછી પ્રસૂતિ પછીની માંદગીમાં અતિલક્ષ્મી અવસાન પામે છે. લીલાવતી મુનશીના કુટુંબમાં ઓતપ્રોત થઈ બધો ભાર ઉપાડી લે છે. મુનશીનાં બાળકોનાં હૃદયમાં પણ તે પ્રવેશ કરે છે. લીલાવતીના પતિ લાલભાઈનું પણ ઓચિંતું અવસાન થાય છે. આખરે જીજીમાની અનુમતિથી લીલાવતી સાથે મુનશી લગ્ન કરે છે અને આમ એમની સ્વપ્નસિદ્ધિની શોધ પૂરી થાય છે. બીજી બાજુ, એમનું બીજું સ્વપ્ન—ગુજરાતની અસ્મિતાની ભાવનાનો ઉદય અને તેનો વિકાસ—પણ સાહિત્યપ્રવૃત્તિ અને સાહિત્યપરિષદ દ્વારા સિદ્ધ થાય છે.

મુનશીની આ કૃતિઓ વાંચતાં, ચરિત્ર નીરસ ઇતિહાસ કે શુષ્ક શાસ્ત્ર મટી સર્જનાત્મક સાહિત્યરચના કેવી રીતે બની શકે તેની પ્રતીતિ થાય છે. આ ચાર કૃતિઓમાં વાસ્તવિક જીવનનું રસૈકલક્ષી, વિનોદમય અને વેગીલી શૈલીની સહાયથી વિવિધ પ્રસંગો અને પાત્રોનું મુનશી ચિત્રાત્મક છટાયુક્ત નિરૂપણ કરે છે. પ્રસંગવર્ણનોમાં જમીનની વહેંચણી માટે મુનશીઓનો વિગ્રહ, ભૃગુભાસ્કર મહાદેવના મંદિર આગળ થઈ પસાર થતા ભાર્ગવોના વરઘોડાઓ વચ્ચેનું યુદ્ધ, ટેકરાનું જાજરૂ-પુરાણ અને પંચગનીની ઘાટણોનાં રસમય પરાક્રમ વગેરેને ગણાવી શકાય. મુનશીગીરી લેવા જવા માટે કાશીરામ મુનશીની તૈયારીઓ, તાપી ફોર્ઈ અને આશારામ કુવાની સંગી-તસમાધિ, વડોદરામાં પોતાની બહેનના પડોશીને ત્યાં પોતાને નડેલો માકણોનો ઉપદ્રવ, પોતાના અનુભવોની પોતે કરેલી ખોદ, વામમાર્ગી મહાત્માની શિષ્યાને દૂર કરવા પોતે કરેલી યુક્તિ, મુંબઈના ધારાશાસ્ત્રીઓની ચેમ્બરમાંની અનેક કૉન્ફરન્સ, અનંતપુરના સ્ટેશનના વેઈટિંગ-રૂમમાં ગાળેલી રાત્રી, યુરોપનો પ્રવાસ અને પોપનું દર્શન વગેરેનાં વર્ણનો વિનોદભર્યાં અને ચમત્કૃતિમય છે.

પ્રસંગચિત્રો અને વર્ણનો ઉપરાન્ત મુનશીની આ આત્મચરિત્રકૃતિઓનું ચિરસ્મરણીય અંગ તેમાં આવતી અનેક વ્યક્તિઓનાં, વિશેષત : કેટલાંક નાત-અજ્ઞાત ગુજરાતી નરનારીઓનાં પહેલી જ વાર ગુજરાતી સાહિત્યમાં નિરૂપાતાં સૂક્ષ્મ અને સુરેખ, ચેતનવંતાં અને ચમકદાર, યથાપ્રસંગ વ્યંગસભર વ્યક્તિચિત્રો છે. ચારેય કૃતિઓમાં આવાં અસંખ્ય રેખાચિત્રો વેરાયેલાં પડયાં છે.

સંગત-પ્રવીણ તાપી ફોઈ, કપડાંનાં શોખીન લહેરી નરભેરામ મુનશી, જીવનને નાટક માનનાર જીવનના રસિયા કલાકાર અબુભાઈ સરકાર, અબુભાઈના પ્રિય સોબતી—જિંદગીને એક મોટી મજાક સમજનાર ટીખળી ધીરજલાલ, વડાન્યાયાધીશને બેવકૂફ બનાવી વકીલાત કરવાની સનદ લઈ આવનાર મુત્સદ્દી ફરસુ મુનશી, ક્રોધમૂર્તિ વિજકોર કાકી, જગતની નિશાને દિવસ ગણનાર રામા કાકા અને તેમનાં પત્ની ફૂલબાઈ કાકી, વાણીનો વિસુવિયસ રૂખી ફોઈ, ચારિત્ર્યશીલ માયાળુ માણેકલાલ મુનશી, પારકાંને પોતાનાં બનાવનાર સફળ કીમિયાગર તાપીબા—'જીજીમા', 'લે! ભાઈ, લે!' કહેનાર ઉત્તમરામ માસ્તર, અને હિન્દુ-મુસ્લિમ એકતાનાં મીઠાં સ્મરણો મૂકી જનાર જૂનો પરાવાળો મહમદ શકી વગેરે 'અડધે રસ્તે'ની મુનશીના કૌટુંબિક જીવન અને અભ્યાસજીવનમાં આવતી અગ્રગણ્ય વ્યક્તિઓ છે.

વ્યક્તિચિત્રોની આ પરંપરા 'સીધાં ચઢાણ' : ૧-૨, અને 'સ્વપ્નસિદ્ધિની શોધમાં'ની અંદર પણ ચાલુ જ રહે છે અને મુનશી તેમના અંગત, અદાલત-વિષયક, સાહિત્યિક અને રાજકીય જીવનમાં પ્રવેશ કરતી વિધવિધ વ્યક્તિઓના પરિચય કરાવે છે.

કૌટુંબિક અને પરિચિત વ્યક્તિઓમાં મુનશીની ત્રણ જીવનવિધાત્રીઓ —જીજીમા, અતિલક્ષ્મી અને લીલાવતી—મમનાળુ મનુકાકા, જીવનકલાકાર છોટુભાઈ, અંબાશંકર ઉ. મલજી, દલપતરામ, દુર્ગાશંકર, લક્ષ્મીબહેન અને શ્રીમતી ઇન્દ્રાબહેન ભૂલાભાઈ દેસાઈ મુખ્ય છે. અહીં મંગલમૂર્તિ માણેકલાલ મુનશીનું પાત્ર નિષ્પક્ષપણે ચીતરાયું છે, પણ જીજીમાનું તો અતિભક્તિપૂર્વક.

મુનશીના અદાલતના પરિચિતોમાં નરુભાઈ અને જમિયતરામ વગેરે સોલિસિટરો છે; વિચક્ષણ ભૂલાભાઈ, જોન ડંકન ઇન્વેરારિટી, સનાતન સુરક સર ચીમનલાલ સેતલવાડ, સર દીનશા મુલ્લાં, અકડ ફક્કડ મહમદઅલી ઝીણા આદિ એડવોકેટો—બેરિસ્ટરો છે. ન્યાયમૂર્તિઓમાં સ્ટ્રેન્જમેન, સજાના પાળવાનો ગુનો કદી નહી કરનાર કેન્ડી, સ્કોટ, બેચલર, બીમન, રસલ,

મેકૉલાઉડ, સત્યસંશોધનમગ્ન અને 'માનવી હંમેશાં સારું જ કરે છે' એવું માનનાર સર લલ્લુભાઈ આશારામ શાહ વગેરે છે.

રાજકારણી ક્ષેત્રની વ્યક્તિઓમાં સયાજીરાવ ગાયકવાડ (ત્રીજા), અરવિંદ ઘોષ, લોકમાન્ય ટિળક, શ્રીમતી એનિ બિસન્ટ, જમનાદાસ દ્વારકાદાસ, મોહનદાસ ક. ગાંધી, મહમદઅલી ઝીણા અને જયકરના આછા પરિચયો છે.

સાહિત્યક્ષેત્રે મુનશીના પરિચિત જનોમાં ચંદ્રશંકર પંડ્યા, કાન્તિલાલ છગનલાલ પંડ્યા, રણજિતરામ વાવાભાઈ મહેતા, હાજી મહમદ અલારખિયા, રવિશંકર રાવળ, નરસિંહરાવ દિવેટિયા, બળવંતરાય ક. ઠાકોર, ન્હાનાલાલ દ. કવિ, મનહરરામ મહેતા, શંકરપ્રસાદ રાવળ, વિજયરાય વૈદ્ય, બટુભાઈ ઉમરવાડિયા, મસ્ત ફકીર, ગોકુળદાસ રાયચુરા અને લલિતજીને ગણાવી શકાય.

આ રીતે, આ ચાર કૃતિઓમાં એક વિશાળ portrait gallery—વ્યક્તિ-ચિત્ર-માલા રચાય છે. આ બધાં સંસ્મરણોમાં રેખાચિત્રો અને કેટલાક anecdotes—સ્મરણીય પ્રસંગો છે. પ્રસ્તુત વ્યક્તિની લાક્ષણિકતાઓ, ગુણદોષ જીવનચર્યા, કાર્યપદ્ધતિ, અને સિદ્ધિરહસ્ય વર્ણવી મુનશી તેનો સચોટ સ્વભાવ-પરિચય આપે છે. ક્વચિત્ મુનશી એકની બીજા સાથે તુલના કરે છે. એકંદરે, આ વ્યક્તિચિત્રો તટસ્થપણે અને નિખાલસતાપૂર્વક આલેખાયાં છે.

ટેકરાના મુનશીઓથી શરૂ કરી, ગુજરાતની જડ-જુનવાણી પણ પલટાતી જતી સામાજસ્થિતિ, હિન્દી રાષ્ટ્રીય મહાસભાનાં અધિવેશનો, ગુજરાત અને ભારતના યુવાનો પર પડવા માંડેલો અરવિંદ ઘોષનો પ્રભાવ, અન્ય રાજકીય પ્રવૃત્તિઓ, લોકમાન્ય ટિળક અને શ્રીમતી એનિ બિસેન્ટનુ કાર્ય, મહમદઅલી ઝીણાની રાજકીય કામગીરી, 'હોમરૂલ લીગ'ની પ્રવૃત્તિ હિન્દના રાજકારણ ઉપર ઉદય પામતા જતો મ. ગાંધીજીનો પ્રભાવ, હિન્દનો સ્વાતંત્ર્ય-સંગ્રામ 'ગુજરાત સાહિત્ય પરિષદ'નું અને 'સાહિત્યસંસદનું' કાર્ય વગેરેનો કાવ્યમય ઇતિહાસ પણ અહીં આલેખાયો છે.

આત્મચરિત્રાત્મક આ ચારેય પુસ્તકો મુનશીની કારકિર્દીનું અને એમના આત્મ-ઇતિહાસનાં વિધવિધ પાસાંનું દર્શન કરાવે છે. મુનશીના વ્યક્તિત્વનું ખરું દર્શન તો મુનશીએ પોતે જ એક વાર પોતાની જાત વિશે લીલાવતીને નિખાલસપણે કહેલા શબ્દો —"હું તો વ્યવહારિકતા અને ભાવનામયતાનો શંભુમેળો છું"—માં આવી જાય છે. છેક બાલ્યવયથી મુનશી એ ભાવનામય વ્યાવહારિક મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈ કીર્તિ, સમૃદ્ધિ અને સ્નેહમૂર્તિની પ્રાપ્તિ

કોઈ સ્થળે દેખાતું નથી. આ રહ્યા એમના એ શબ્દો : "હું ગર્વિષ્ઠ હતો. મારા ઘરમાં મારો બોલ કોઈ ઉથાપે નહિ ને મારા પર કોઈ ટીકા ન કરી શકે. જરા વિરોધ થાય એટલે સામાને કચરી નાખવાની કે ધાંટા પાડી તેને દબાવી દેવાની વૃત્તિ તીવ્ર બને. ક્રોધાવિષ્ટ તો જરાજરામાં થઈ જાઉં. લીલા પણ અભિમાની હતી, એની જોડે કોઈ ઊંચે શબ્દે બોલ્યું નહોતું ને બોલે તો ગુસ્સે થઈ જાય. સ્ત્રી સ્વાતંત્ર્ય પર ભાર દઈ એણે પુરુષો તરફ તિરસ્કારતી દૃષ્ટિ કેળવેલી."[૧]

"ટેકરાના મુનશીનો ક્રોધ તો એથીય મોટો રાક્ષસ; તેનો વારસો મને મળેલો. જરા માનભંગ થાઉં, ધારેલું ન થાય કે કોઈ સામે બોલે કે મન, વાણી અને કાર્યમાં આગ ઊઠે. અવાજ ગગન ભેદવા મંડે. ઝેરી વાગ્બાણો છૂટે. શરીર થરથર કંપે, સામાને મારવાને હાથ તલસે. ભૂત, વર્તમાન અને ભાવિ ત્રણે ભૂલી જાઉં."[૨]

૧૯૨૬ના સમયની વાત છે. મુનશી સાહિત્યપરિષદના પ્રચાર માટે આવ્યા હતા. એમને માટે અમદાવાદમાં કેટલાકને ઝેર હતું. એ વખતે તેઓ ગજવામાં પિસ્તોલ લઈ ફરતા. એ સમય વિષે તેઓ લખે છે "હું જેટલો લીલાના પ્રેમમાં પડ્યો હતો તેટલો જ મારા પોતાના પ્રેમમાં પડ્યો હતો... મારી સ્વભાવજન્ય આત્મકેન્દ્રીયતાનો આવો આવિર્ભાવ ભાગ્યે જ કોઈ બીજે સમયે થયો હોય."[૩]

આમ, મુનશીની આત્મકેન્દ્રીયતાનું સચોટ પ્રતિબિંબ તેમની આ કૃતિઓ પાડે છે અને તેમને વિશે પ્રમાણભૂત માહિતી આપે છે, પરન્તુ આર્થિક પ્રતિકૂળતાઓને લીધે પોતે 'વડોદરા કૉલેજ' ન છોડી શક્યા તથા બી.એ.માં પહેલા આવવા બદલ મેળવેલાં ઈનામનાં પુસ્તકો મુંબઈ ગયા પછી વેચવાં પડ્યાં; અદાલતને આંગણે અનંતપુરના બી.એ. (ઑક્સન) મોલવી અને નાસી ગયેલી સ્ત્રીનો પતિ બાહોશ ધારાશાસ્ત્રી કે.એમ.મુનશી સાથે કેવી બનાવટ કરી ગયા—એવા પ્રસંગોના ઉલ્લેખ તો રડ્યાખડ્યા આવે તે જ! છબ્બા અને એમના ભક્તમંડળે પૂજ્ય માનેલાં સત્તાવીશ વર્ષનાં જુવાન સાધ્વીએ મુનશી પર મોહિત થઈ, 'પ્રેમલક્ષણા ભક્તિ જ ઉત્તમ યોગ છે' એમ કહી, સહચારની સ્પૃહા કરી પણ પોતે છબ્બાની સહાય લઈ તેને કેવી

૧. 'સ્વપ્નસિદ્ધની શોધમાં', પૃ. ૨૬૭.
૨. એજન, પૃ. ૨૬૫
૩. એજન, પૃ. ૩૦૩.

સિક્તથી વિદાય કરી દીધી તેનું વૃત્તાંત અહીં છે; પણ પોતાનાં સ્વપ્નને, પરત્વે તો ચૂપકીદી જ સેવવામાં આવી છે. એટલું જ નહિ પણ આર્થિક બીંસનો માત્ર નિર્દેશ કરવામાં આવ્યો છે કિન્તુ એની અકળામણ કે આરતની ઊંડી વેદના અને મનોમંથન નજરે પડતાં નથી.

એલેકઝાંડર ડુમાની Alexandre Dumas (1802–70) કૃતિઓની પોતાના ઉપર પડેલી અસરની હકીકત મુનશીએ સ્વીકારી છે, પણ વિશ્વનાથ મ. ભટ્ટનો લેખ 'સાહિત્યમાં અપહરણ' 'કૌમુદી'માં સંવત ૧૯૮૨માં એટલે ઈ.સ.૧૯૨૬માં (અને પછી 'વિવેચન મુકુર'માં) છપાયા પછી. મુનશીએ પોતાની સાહિત્ય-સર્જન-પદ્ધતિ અને તેના પ્રકારનું પૃથક્કરણ જેટલે અંશે કર્યું છે તેટલે અંશે પોતાનું માનવમૂર્તિ તરીકે નથી કર્યું. મોટા ભાગનાં અવતરણો પણ મુનશીએ પોતાનાં પુસ્તકોમાંથી જ લીધાં છે નરસિંહ મહેતાના જીવનના ચમત્કારોને બુદ્ધિગમ્ય બનાવવા પ્રયાસ કરનાર મુનશી એમના 'ચંદ્રશેખરનું બાણ દર પૂર્ણિમાએ શુક્લ અને અમાવાસ્યાએ શ્યામ બને છે' એ કુટુંબ-કહેતી ખરી છે કે નહિ તે તપાસે છે અને એ ખરી છે એવી એમને ખાતરી થાય છે! આ પ્રમાણે સમગ્ર ધ્વનિ તો બહુધા આત્મગૌરવનો જ છે.

આ કૃતિઓનાં આયોજન અને આલેખન પરત્વે એમ કહી શકાય કે 'અડધે રસ્તે'માં મુનશીએ જે કથામય અને કલામય રીતે પોતાનો ક્રમબદ્ધ વિકાસ આલેખ્યો છે તેવું 'સીધાં ચઢાણ' કે 'સ્વપ્નસિદ્ધિની શોધમાં' તેઓ કરી શક્યા નથી. 'સીધાં ચઢાણ'નું સ્વરૂપ સવિશેષ સંસ્મરણાત્મક થઈ ગયું છે. 'સ્વપ્નસિદ્ધિની શોધમાં' તો આત્મચરિત્રની સાથે પત્રો અને રોજનીશીનું જટિલ સંમિશ્રણ છે. આ પ્રકારની ગૂંથણીથી હકીકતોમાં પ્રમાણભૂતતા આવી છે પણ તેના કલાતત્ત્વને અવશ્ય નુકસાન પહોંચ્યું છે. આ બધી બાબતોનો વિચાર કરતાં એમ કહી શકાય કે એકંદરે પ્રસંગોને બહલાવીને સજીવ કરી મૂકતી રસપોષક સર્જક શક્તિ, વિનોદ, વ્યંગ અને અને વૈવિધ્યભર્યાં સજીવ સુરેખ વ્યક્તિચિત્રો, સરળ, સુબોધ, સચોટ તેમ જ વાસ્તવિક અને કાલ્પનિક જગત એકાકાર થઈ જતાં લાગે તેવી રસૈકલક્ષી નિરૂપણશૈલીને લીધે 'અડધે રસ્તે', 'સીધાં ચઢાણ' અને 'સ્વપ્નસિદ્ધિની શોધમાં' ગુજરાતી સાહિત્યનાં નવલકથા જેવાં આકર્ષક આત્મચરિત્રો તરીકે આવકારપાત્ર બની રહેશે.

આવતી વિગતોના પરિચયને લીધે અને ઠાકોરના વ્યક્તિત્વના તેમાં ઊઠેલા યથાર્થ પ્રતિબિંબને કારણે 'પંચોતેરમે'માંનાં વ્યાખ્યાનો અને 'મિતાક્ષર નોંધ' ઠાકોરના ભાવિ ચરિત્રકારને ઘણી કીમતી સામગ્રી પૂરી પાડશે એ નિઃશંક છે.

### 'આથમતે અજવાળે'

જીવનનો લાંબો પંથ કપાઈ ગયો અને શાંત, મીઠી સંધ્યા ઊગવા લાગી ત્યારે 'આથમતે અજવાળે'(૧૯૪૪)માં ધનસુખલાલ મહેતા વઢવાણ, સુરત અને મુંબઈમાં વ્યતીત કરેલા પોતાનાં બાલ્યકાળ, કિશોરવય અને યુવાવસ્થા તરફ સંસ્મરણપ્રધાન મનોદશામાં દૃષ્ટિપાત કરી ભૂતકાળનું પુનર્દર્શન કરે છે. ધનસુખલાલ પોતાની વિકાસકથા કહેતાં ચોપન વર્ષમાં આશરે પાંચસો જેટલી નાનીમોટી અજ્ઞાત-જ્ઞાત વ્યક્તિઓના સંપર્કમાં આવ્યા તેમનાં ઉમળકાભર્યાં, ગુણદર્શી વ્યક્તિચિત્રો આલેખે છે. કોઈ કોઈ વાર તો તે પ્રસ્તુત વ્યક્તિના કોઈ સ્વભાવલક્ષણનું નિદર્શન કરવા માટે આવશ્યક પ્રસંગનું નિરૂપણ પણ તેઓ કરે છે. જો કે આવાં પ્રસંગચિત્રો પ્રમાણમાં બહુ ઓછાં છે, એટલે અહીં વિશેષે કરીને સ્વભાવવર્ણન અને તેમાંય ખાસ તો ગુણવર્ણન જ છે. જ્યાં જ્યાં આવાં સંસ્મરણોમાં પ્રસંગનું ચિત્રણ કરવામાં આવ્યું છે ત્યાં કેટલીકવાર એ નવલિકા જેટલું સચોટ બની ગયું છે. ધનસુખલાલનાં બાએ પોતાનાં નાનાં બાળકોને સર્પથી બચાવ્યાં તે—panic આકસ્મિક ભયનું વર્ણન કરતું પ્રસંગચિત્ર એનું સુંદરતમ ઉદાહરણ ગણાવી શકાય.

ધનસુખલાલનાં સંસ્મરણનો વિષય બનેલી વ્યક્તિઓ છે લેખકનાં કુટુંબજનો (રસોઈયા અને નોકરો સહિત), શિક્ષકો, સહાધ્યાયીઓ, પાડોશીઓ, મુરબ્બીઓ, મમતાળુ મિત્રો, સાહિત્યકારો અને વિવિધ કલાકારો. કુટુંબીજનોનાં શબ્દચિત્રો લેખકના હૃદયની ઉષ્માભર્યાં હોવા છતાં તેઓ તટસ્થતા કે નિખાલસતા ગુમાવતા નથી. આવાં શબ્દચિત્રોમાં લેખકના પિતા કૃષ્ણલાલ (કાકાજી), બા અને મોટાભાઈ જયસુખલાલ, લેખકનાં પ્રથમ પત્ની સ્વ. સરસા મહેતા અને દ્વિતીય પત્ની પુષ્પા મહેતા વગેરેનાં પણ ગણાવી શકાય. મુરબ્બીઓનાં સ્મૃતિચિત્રોમાં ઇશ્વરલાલ ખાનસાહેબ, તેમ જ નરસિંહરાવ દિવેટિયાના વિસ્તૃત સ્વભાવપરિચય, ભોગીન્દ્રરાવ દિવેટિયાનું સુંદર નખચિત્ર thumb-nail-sketch અને ચંદ્રશંકર પંડ્યાનું રેખાચિત્ર કે શબ્દચિત્ર—penpicture છે. મિત્રોમાં ક. મા. મુનશી, જ્યોતીન્દ્ર દવે અને ચંદ્રવદનના પરિચયો ઉપરાંત અર્વાચીન રંગભૂમિના અનેક કલાકારો, અભિનેતાઓ, અભિનેત્રીઓ, ગાયકો અને નૃત્યકારોનાં વ્યક્તિચિત્રો છે. ધનસુખલાલે નાનાં કે મોટાં સૌનાં તેજને ઝીલનાં છતાં કોઈની

પણ શેહશરમ તણાયા સિવાય પોતાને જે લાગ્યું તે નિખાલસતાપૂર્વક લખ્યું છે. આ દૃષ્ટિએ નરસિંહરાવ દિવેટિયા, ક. મા. મુનશી અને ચંદ્રવદન મહેતાનાં રેખાચિત્રો ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. અવેતન રંગભૂમિનાં કલાકાર સ્ત્રી-પુરુષોના પરિચય આપતાં ધનસુખલાલે તેમનાં માનસ અને વ્યક્તિત્વનો ઝીણવટભર્યો અભ્યાસ કરી તેમનાં શક્તિ અને કાર્યને અંજલિ આપી છે; અને તેમનાં કુશળતા અને કાર્યનું યોગ્ય મૂલ્યાંકન પણ કર્યું છે. આ રીતે ધનસુખલાલ આપણી સમક્ષ એક મર્મજ્ઞ કલાવિવેચક તરીકે પણ ખડા થઈ જાય છે.

આ બધાં સંસ્મરણ-રત્નોને એક માળામાં ગૂંથી લેવાનું કાર્ય કરે છે લેખકનું રસિક અને હૃદયની ઉષ્માભર્યું વ્યક્તિત્વ. ધનસુખલાલના માનસનું પણ અહીં વિસ્તૃત ચિત્ર મળે છે. બાળપણથી સુંવાળી નાજુક તબિયત અને તેથી પડેલું ખાસ કરીને અંગ્રેજી પુસ્તકો વાંચવાનું વ્યસન અને તેનાથી થયેલું વિશાળ અને વૈવિધ્યભરી વિચારસૃષ્ટિનું સંવેદનશીલ સર્જન, પોતાની ખૂબસૂરતીનું ભાન અને તેથી થતો આનંદ અને તેનો અહંભર્યો છતાં નિખાલસ એકરાર, બાલ્યકાળનાં વિષાદ, તરંગ અને ભય, કિશોર વય અને યૌવનનાં સ્વપ્ન અને સુખદુઃખ, મનમાં રહી ગયેલા વસવસા, રમત, સાહિત્ય, સંગીત, ચિત્રકળા, નાટ્યકળા અને વસ્ત્રપરિધાન વગેરેનો શોખ, માંદગીમાંથી પડેલી માનવસ્વભાવનું, વિશેષતઃ સ્ત્રી સ્વભાવનું, અવલોકન અને પૃથક્કરણ કરવાની ટેવ, અને તેથી અંતર્મુખતા કરતાં વધેલી બહિર્મુખતા અને એને પરિણામે આ આત્મકથાને પડેલી જીવનની ઉપલી સપાટી ઉપર જ વિહરવાની ટેવ એ બધું અહીં કાઠિયાવાડના રજવાડી તથા બદલાતા જગત સાથે બદલાતા પણ સ્મરણીય સુરતી અને રસિક મુંબઈગરા વાતાવરણની પશ્ચાદ્‌ભૂમિકા ઉપર આપણને જોવા મળે છે.

ધનસુખલાલના હાસ્યરસના લેખમાં નર્મ સાથે કરુણરસની છાંટ સરસ રીતે વણાઈ ગઈ હોય છે તો અહીં કરુણ સાથે નર્મની સુંદર ગૂંથણી થઈ ગઈ છે અને તે પણ અનેક સ્થાને તો ચરિત્રનાયકને પોતાને ભોગે. ચરિત્રનાયકના વ્યક્તિત્વના વિકાસ સાથે એમની સાહિત્યપ્રવૃત્તિનો ઇતિહાસ અને મુંબઈની ગુજરાતી અવેતન રંગભૂમિનો પણ પરિચય અહીં મળે છે. ધનસુખલાલે આ બધું આપણી સમક્ષ ઋજુતાપૂર્વક અને રસિક શૈલીમાં રજૂ કરી ગુજરાતી સાહિત્યને ચમક વિનાની છતાં રુચિર આત્મકથા આપી છે.

### 'જીવનનાં ઝરણાં' : ૧-૨

રાવજીભાઈ મણિભાઈ પટેલે 'જીવનનાં ઝરણાં' ના પહેલા ભાગમાં (૧૯૪૧) એમના જીવનના સને ૧૯૦૭ થી '૩૭ સુધીનાં ત્રીસ વર્ષના અને બીજા

ભાગમાં (૧૯૬૦) '૩૭ થી '૫૭ સુધીના વીસ વર્ષના ગાળાના અંગત અનુભવો તેમ જ તેમની જનસેવાની જાહેર પ્રવૃત્તિના પ્રસંગો પોતાની કક્ષાના વાંચકોને કંઈક લાભદાયક નીવડશે એમ માની આલેખ્યા છે.

રાવજીભાઈ એ પોતાના જીવનનાં વિવધ પાસાંનું દર્શન કરાવતાં પોતાને પેટલાદમાં છાત્રાલયમાં અભ્યાસ કરતાં સ્વ. મોતીભાઈ અમીનની નૈતિક અસર ઝીલી સેવાભાવના, સાદાઈ અને ચારિત્ર્ય કેળવતા વિદ્યાર્થી, 'ઇન્ડિયન ઓપિનિયન'માં ગાંધીજીના 'હિન્દસ્વરાજ'નાં પ્રકરણ વાંચી દૃષ્ટિબિન્દુનું પરિવર્તન પામેલા યુવાન, દક્ષિણ આફ્રિકાની ભૂમિ પર વેપારી, 'ગીતા' અને સ્વામી રામકૃષ્ણનાં વચનોની અસર અનુભવી આત્મશુદ્ધિની ભાવનાથી બનના ફિનિક્સ-આશ્રમવાસી તેમ જ દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતના સૈનિક, માતૃ-પિતૃ-પરાયણ પુત્ર, માયાળુ મિત્ર, ભાવભીના ગાંધીભક્ત, સત્યાગ્રહની વિવિધ લડતોમાં ભાગલેતા દેશભક્ત, આસક્ત પતિ, વત્સલ પિતા, જ્ઞાનિ અને સમાજ-સુધારક અને વિચારક એમ વિધવિધ સ્વરૂપે રજૂ કર્યા છે.

'જીવનનાં ઝરણાં'ના બીજા ભાગમાં રાવજીભાઈ એ તેમનાં સદ્‌ગત પત્ની 'ડાહીબા'નાં સંસ્મરણો રજૂ કર્યાં છે તેમ જ પોતાના પુત્રો અને પુત્રવધૂઓ વગેરે કુટુંબીજનોનો યથાપ્રસંગ પરિચય આપ્યો છે. રાવજીભાઈ એ પોતાના દીકરા રવીન્દ્રને તે સરળ, ઉચ્ચાશયી અને પાપભીરુ બની પ્રમાણિકપણે રોટલો પેદા કરવાની જીવન-કલા શીખે તે માટે લખેલા પત્રો પણ અહીં રજૂ કર્યા છે. 'જીવનનાં ઝરણાં'માં વેરાયેલી ચિંતનકણિકાઓ બહુમૂલ્ય હોવા છતાં લેખકનું બોધક વલણ નીરસતા-પોષક બને છે.

'જીવનનાં ઝરણાં'માં રાવજીભાઈ સાથે સંકળાયેલ તથા અન્ય વ્યક્તિઓના પરિચય અને તેમના કાર્યની ટૂંકી રૂપરેખા પણ પ્રસંગોપાત્ત મળે છે. આવી વ્યક્તિઓમાં મુખ્યત્વે કરીને મોતીભાઈ અમીન, કરુણાશંકર કુબેરજી ભટ્ટ, સરદાર વલ્લભભાઈ, અબ્બાસ સાહેબ તૈયબજી, દરબાર ગોપાળદાસ દેસાઈ, શ્રીમતી ભક્તિલક્ષ્મી ગો. દેસાઈ, મોહનલાલ પંડ્યા, પટેલ અંબાલાલ મોતીલાલ, રવિશંકર મહારાજ, ઇન્દુલાલ યાજ્ઞિક, બબલભાઈ મહેતા, મહમદઅલી ઝીણા, પિયા કાન્તિલાલ, કૃષ્ણવદન જોષી, શાહ ફૂલચંદ અને ક્રમમાં છેલ્લા પણ અગત્યમાં જરાય ઊતરતા નહિ એવા મ. ગાંધીજી ગણાવી શકાય.

ગાંધીજીએ પ્રજા સમક્ષ મૂકેલા લોકસેવકના આદર્શને પહોંચવાના પોતાના પ્રયાસનું ઊંડુ નિરીક્ષણ કરી તેમાં તેમને મળેલી નિષ્ફળતાનાં કારણો રાવજી-

ભાઈ અહીં નમ્રપણે અનુતાપસહિત વ્યક્ત કરે છે. એથી જ અહીં એકંદરે એમના જીવનનું અંગત કરતાં જાહેર પડખું વિશેષ પ્રમાણમાં નજરે પડે છે.

આ પુસ્તકનો પહેલો ભાગ જાણે રાવજીભાઈએ ગાંધીજી સાથેની પોતાની નિકટતા બતાવવા જ લખ્યો હોય તેવું લાગ્યા વિના નથી રહેતું કારણ કે પોતે ગાંધીજી માટે જે કર્યું હશે તેની નાનામાં નાની વિગત પોતે રજૂ કરી છે. ઉપર કહ્યું તેમ ન હોય તો ગાંધીજીને સંધિવા થયો ત્યારે પોતે તેમની સારવાર કરી, ગાંધીજીને માટે સૂકા મેવાના લાડુ બનાવ્યા, પોતે ગાંધીજીના વાળ કાપ્યા, ગાંધીજીની પીઠ ઉપરથી સાપ સાથે ચાદર ફેંકી દીધી, એમને માટે મોંઘી દ્રાક્ષ લઈ ગયા, વલ્લભભાઈની ધરપકડના સમાચાર ગાંધીજીને આપવા જાતે ગયા વગેરે સામાન્ય બાબતોનો નિર્દેશ કરવાનું અન્ય કયું પ્રયોજન હોઈ શકે? તે ઉપરાંત, ગાંધીજીએ પણ તેમની સાથે કેવો આત્મીય સંબંધ સાચવ્યો તે કહેવું પણ એમને અભિપ્રેત છે. ગાંધીજીએ તાર કરી તેમને હરદ્વાર બોલાવ્યા, તેમનાં માંદાં બાને મળવા ગાંધીજી સોજિત્રા ગયા. ગાંધીજીએ રાવજીભાઈને નડિયાદ બોલાવ્યા વગેરે પ્રસંગો રાવજીભાઈ કંઈક આત્મગૌરવ સાથે લખે છે. ગાંધીજીએ પોતા ઉપર લખેલા કેટલાક પત્રો પણ રાવજીભાઈએ આ પુસ્તકમાં વણી લીધા છે. ગાંધીજીના આશ્રમનાં મકાનો થતાં હતાં ત્યારે મગનલાલની સાથે મકાનના બાંધકામ ઉપર પોતે દેખરેખ રાખી, જેલમાં પાણી ભરતા યુવાનોને પોતે રાહત અપાવી, મામા સાહેબ ફડકેને હરિજન બાળકો સાથે પોતાને ઘેર ઉતાર્યા, રેલસંકટમાં ડૉ. સુમંત મહેતા સાથે રાહત માટે પોતે ફર્યા. ખૂનના શકમંદ ભાથીને પોતાની જમીન ઉપર રાખ્યો અને તેનું દેવું માફ કર્યું વગેરે પ્રસંગો "જુઓ, મેં પોતે આમ કર્યું" આવી આત્મપ્રદર્શનની પ્રચ્છન્ન વૃત્તિથી વર્ણવાયા હોય એવો વિચાર જાગરૂક વાંચનારને તરત સ્ફુર્યા વિના રહે નહિ.

'જીવનનાં ઝરણાં'ના બીજા ભાગની પ્રસ્તાવનામાં રાવજીભાઈ નરસિંહ મહેતાની વિખ્યાત પંક્તિઓ ટાંકે છે: 'હું કરું, હું કરું, એ જ અજ્ઞાનતા...' તેમ છતાં પહેલા ભાગની જેમ અહીં પણ મુખ્ય સૂર તો એનો એ જ રહે છે; પણ હવે ગાનનો વિષય સરદાર વલ્લભભાઈ, જવાહરલાલ નેહરુ, નંદાજી અને લેખક પોતે બને છે.

રાજકારણના ક્ષેત્રમાં પહેલાં ખેડા જિલ્લો તૈયાર કરવામાં મદદરૂપ થવા ગાંધીજીએ રાવજીભાઈને આજ્ઞા કરી હતી. હવે રાવજીભાઈ ખેડા જિલ્લાના

પ્રમુખ ચુંટાય છે, ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિના મંત્રી પણ નિમાય છે, મીઠાનો સત્યાગ્રહ જોવા બદલ એમને બે વરસની સજા થાય છે, નડિયાદમાં પોતે વ્યક્તિગત સત્યાગ્રહ કરે છે, વિસાપુર જેલમાં અને સાબરમતી જેલમાં પણ પોતે રસોડું સંભાળી લે છે. પોતાનો પુત્ર માંદો હોવા છતાં રાવજીભાઈ પેરોલ પર છૂટવાની ના પાડે છે. સરદાર સાહેબ રાવજીભાઈને ઇન્દુલાલ યાજ્ઞિકને ખેડા જિલ્લા સમિતિમાં લઈ લેવા સૂચન કરે છે. વડોદરાના મહારાજા પ્રતાપસિંહરાવ ગાયકવાડના માનસપરિવર્તન સંબંધી સરદાર સાથે રાવજીભાઈ વાત કરે છે. રવિશંકર મહારાજ સાથે ચીન જવા રાવજીભાઈ ના પાડે છે, પણ મહારાજ અને બબલભાઈ મહેતા સાથે વિનોબાજીને મળવા પોતે જાય છે. સરદારની સૂચનાથી અમદાવાદના શેઠ અમૃતલાલ તથા શેઠ વાડીલાલ પાસેથી ડાંગની ભીલ સ્ત્રીઓ માટે રાવજીભાઈ એક હજાર જોડ કપડાં મેળવે છે, જવાહર નેહરુ રાવજીભાઈને 'ભારત સેવક સમાજ'ના સંયોજક તરીકે નીમ્યાનો પત્ર લખે છે, અને નંદાજી પણ તેમને 'ભારત સાધુ સમાજ'ના કામ માટે દિલ્હી બોલાવે છે. સરકાર તેમ જ, બુદ્ધિશાળી પણ ધનલોલુપ વકીલો રાવજીભાઈને સમાજશુદ્ધિના કાર્યમાં જોઈતો સહકાર આપતા નથી. વખત આવ્યે દાદાસાહેબ માવળંકર, રવિશંકર મહારાજ અને બબલભાઈ મહેતા ન કહી શક્યા, ન કરી શક્યા તે રાવજીભાઈ પોતે કરી બતાવે છે.

સામાજિક ક્ષેત્રે પણ 'વિઠ્ઠલ કન્યા–વિદ્યાલય' માટે નાણાં ઉઘરાવવા રાવજીભાઈ કલકત્તા અને રંગૂન ગયા; પાટીદાર મંડળમાં વિધવા-પુનર્લગ્નનો ઠરાવ એમણે પોતે જ રજૂ કર્યો, પોતાના પુત્રોના લગ્નમાં રૂઢિ અને પ્રલોભનોનો એમણે ત્યાગ કર્યો; દીકરીઓને 'સારી રીતે' પરણાવી. ઇજનેરની નોકરી માટે નિમણૂક કરવાની સત્તા રાવજીભાઈના હાથમાં હતી ત્યારે પોતે લાયક ઉમેદવારની જ નિમણૂક કરી અને પોતાના જમાઈએ એ જગા માટે અરજી કરેલી તેમ છતાં પોતે એ પર ધ્યાન આપ્યું નહિ.

પોતાના દીકરાઓનાં લગ્ન વખતે રાવજીભાઈએ વેવાઈ પાસેથી પરણના પૈસા પોતે ન લીધા પણ દીકરીઓનાં લગ્ન તો 'સારી રીતે' કર્યાં એમ એ કહે છે; કિન્તુ રાવજીભાઈએ પરણનો રિવાજ ન સ્વીકારનાર મુરતિયા શોધ્યા કે પછી પોતે પરણની રકમ આપી એ વિશે ચોખવટ કરતા નથી. રાવજીભાઈએ કહ્યું છે કે આ કૃતિમાં આત્મશ્લાઘા થઈ હશે; પણ દોષ કબૂલ કરવાથી દોષનું નિવારણ થતું નથી. આત્મકથા-લેખન કેટલું કડક આત્મપરીક્ષણ માગી લે છે એ 'જીવનનાં ઝરણાં'ના કોઈ પણ વિચારવંત વાચકને સમજાવ્યા વિના નહિ રહે.

રાવજીભાઈએ અહીં આપેલા પોતાના અનુભવોની પશ્ચાદ્‌ભૂમિરૂપે (ભાગ પહેલામાં) દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની લડતનું, તે સમયના હિંદનું અને વિશેષ કરીને ગુજરાતનું સામાજિક અને ખાસ તો રાજકીય વાતાવરણ અહીં ઠીક ઠીક આલેખાયું છે. અસહકારની પ્રવૃત્તિ, નાગપુરનો ઝંડા-સત્યાગ્રહ, બોરસદ તેમ જ પેટલાદ તાલુકા સત્યાગ્રહ, (ભાગ બીજામાં) અને દાંડીકૂચ, સબરસ-સંગ્રામ, કૉંગ્રેસે કરેલો પ્રધાનપદનો સ્વીકાર, '૩૭નું હરિપુરા કૉંગ્રેસ-અધિવેશન, '૩૯ના વ્યક્તિગત સત્યાગ્રહનાં મંડાણ, બીજું વિશ્વયુદ્ધ, મ. ગાંધીજીએ પ્રેરેલી '૪૨ની ક્રાન્તિ, સ્વરાજ્યપ્રાપ્તિ અને હિંદના ભાગલા, દેશીરાજ્યોનું વિલીનીકરણ, ગુજરાતનું રાજકારણ, કૉંગ્રેસની અને ભારતની સાચી આંતરિક પરિસ્થિતિ, અને સમાજશુદ્ધિનું કાર્ય વગેરેનો પ્રમાણભૂત ઇતિહાસ 'જીવનનાં ઝરણાં'નું એક વિશિષ્ટ અંગ ગણી શકાય. આ બધી બાબતોનો વિચાર કરતાં 'જીવનઝરણાં'નું મૂલ્ય એક દસ્તાવેજી ગ્રંથ તરીકે રહેશે, આત્મચરિત્ર તરીકે નહિ.

## 'મેં પાંખો ફફડાવી'

'સુખેન્દ્ર ભટ્ટાચાર્ય'ના ઉપનામથી તનસુખ ભટ્ટે 'મેં પાંખો ફફડાવી'—(૧૯૪૬)માં તેમની કિશોરવય અને યૌવનારંભ સુધીનાં વર્ષોનાં સંસ્મરણો આલેખ્યાં છે. લેખકને અભ્યાસમાં વિઘ્નો નડતાં તેમનું મન સંતપ્ત થવા લાગ્યું. એક દિવસ મોટાભાઈએ એમને ઠપકાના બે શબ્દ કહ્યા એટલે પોતે પોતાની આકાંક્ષાઓની અજમાયશ કરવા નીકળી પડ્યા અને સૂરત, પૂના, અમદાવાદ થઈ કાશી ગયા. ત્યાં તેમણે સંસ્કૃતનો અભ્યાસ કર્યો પણ તેમાં જિંદગી વેડફી નાખવા જેવું લાગ્યું એટલે 'કાશી વિદ્યાપીઠ'માં અભ્યાસ શરૂ કર્યો, પણ અંગ્રેજી વચ્ચે આવ્યું અને તેમણે કાશી છોડ્યું. અમદાવાદ થઈ ને એ વઢવાણ ગયા અને તેમણે ત્યાં 'હરિજન આશ્રમ'માં શિક્ષક તરીકે કામ કર્યું, પણ તેમની બૌદ્ધિક ભૂખ નહિ સંતોષાવાથી સાબરમતીને તીરે એક ગૌશાળામાં એ ગયા. ત્યાંથી અમદાવાદ જતાં તેમણે બારેજડી સ્ટેશને આગગાડીમાં સાંકળ ખેંચી અને પાંચ દિવસ સરકારના મહેમાન બન્યા. ત્યાર પછી સને ૧૯૩૦નો સબરસસંગ્રામ શરૂ થતાં તે સત્યાગ્રહની ચળવળમાં જોડાયા અને તેમાં લગભગ ૧૯૩૪ સુધી કામગીરી બજાવતાં તેમણે બેત્રણ વાર જેલયાત્રા કરી. ત્યાંના અધિકારીઓની પશુલીલાનો આસ્વાદ પણ ચાખ્યો. સત્યાગ્રહની ચળવળમાં ઓટ આવતાં તેમનો ઉત્સાહ અને અમૂર્ત આદર્શ પાછળ જાન કુરબાન કરવાની તમન્ના ઓસરી ગયાં. તે 'ડાહ્યા' બની ગયા

અને અમદાવાદની 'પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ'માં તેના આચાર્યના પ્રોત્સાહનથી તેમણે અભ્યાસ શરૂ કર્યો. મૅટ્રિકની પરીક્ષામાં સારા ગુણ મેળવી તેમણે પારિતોષિક અને શિષ્યવૃત્તિ મેળવ્યાં. આમ, આશાનો ઉદય થયો અને તેમણે આગળ અભ્યાસ શરૂ કર્યો. 'ગુજરાત કૉલેજ'માંથી સંસ્કૃતનો વિષય લઈ તેઓ મુંબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ થયા અને તેમણે અનુસ્નાતક અભ્યાસ પણ શરૂ કર્યો.

તનસુખ ભટ્ટનાં તેમની કિશોર અને તારુણ્યપ્રવેશ એમ બંને અવસ્થાનાં મુગ્ધ અને સંક્ષુબ્ધ દશાનાં આ સંસ્મરણો છે. એ કાળમાં સંજોગો સામે લડતાં, હાડમારી વેઠતાં, ચિંતા, આશા અને નિરાશામાંથી પસાર થતાં તેમને અનુભવજન્ય જ્ઞાન થયું તે પણ તેમણે અહીં પરિમિત શબ્દોમાં ઠાલવ્યું છે. તેમના સ્વાવલંબી, શ્રમશીલ, તિતિક્ષુ, વિદ્યાનુરાગી અને ભાવનાવાદી વ્યક્તિત્વનો પરિચય કરાવતું આ નિખાલસ લઘુ આત્મવૃત્તાંત તેમાં રહેલી અનુભવસમૃદ્ધિ અને કાકા કાલેલકરની પદ્ધતિનું અનુસરણ કરતી લેખકની રસળતી, વ્યંગ અને વિનોદભરી મનોહર શૈલીને લીધે સુવાચ્ય બન્યું છે.

### 'નાના હતા ત્યારે'

કાલેલકરની 'સ્મરણયાત્રા' રચાયા પછી બાલ્યપણનાં અને કિશોરવયનાં સંસ્મરણો લખવાની પ્રેરણા 'મેં પાંખો ફફડાવી'માં તનસુખ ભટ્ટને થઈ હતી તેમ ડૉ. હરિપ્રસાદ દેસાઈને પણ થઈ આવેલી. એટલે તેમણે પોતાની ચોવીસ વર્ષની ઉંમર થતાં સુધીનાં વિદ્યાર્થીજીવનનાં સંસ્મરણો 'નાના હતા ત્યારે'(૧૯૪૬)માં ગુજરાત સમક્ષ મૂક્યાં છે. ડૉ. હરિપ્રસાદ દેસાઈના પિતા સરકારી નોકર હતા એટલે તેમને પણ બાલ કાલેલકરની માફક પિતાની સાથે જુદે જુદે ગામ ફરવાનું થયું હતું. પિતાની બદલી થાય તે ગામમાં અંગ્રેજી નિશાળ ન હોય તો તેમને અમદાવાદ જેવા શહેરમાં એકલા પણ રહેવું પડતું. આ રીતે ગોધરા, ધોળકા, વીરમગામ, આણંદ, પ્રાંતીજ, ખંભાત, અમદાવાદ, સુરત, નડિયાદ અને મહેમદાવાદ વગેરે સ્થળોએ તે રહ્યા ત્યારે એમની મિત્રોની સાથે ટીખળ અને તોફાન કરતાં કરતાં જે જોયું, વાંચ્યું, સાંભળ્યું અને જીવનને ઘડ્યું તેનાં આ સંભારણાં છે.

ડૉ. હરિપ્રસાદે અહીં પોતાનાં પરાક્રમોના સાથીઓ, એ પરાક્રમોને જોતા થઈ પડેલી કેટલીક વ્યક્તિઓ અને સ્નેહાળ મિત્રોનાં ઉઠાવદાર રેખાચિત્રો દોર્યાં છે. વિનોદવૃત્તિ, પ્રકૃતિપ્રેમ, સૌંદર્યપ્રિયતા, કલાશોખ અને ગુજરાતપ્રીતિ—દેશપ્રીતિ ડૉ. હરિપ્રસાદની અને તે સમયની પણ બાલસ્થિતિનાં

જણાય છે. આ પુસ્તકમાં તે સમયના ગુજરાતના ધાર્મિક, રાજકીય અને ખાસ કરીને સામાજિક જીવનનો સારો પરિચય મળે છે. તે સમયમાં અંધ-શ્રદ્ધા, અજ્ઞાન, મિથ્યા કુળ-અભિમાન, યજ્ઞોપવીત-ઉત્સવો, વરઘોડા, લગ્ન, જ્ઞાતિવરા, તહેવારો, મેળા, વેશ વગેરે કેવાં હતાં તેનો યથાર્થ ચિતાર ડૉ. હરિપ્રસાદે આપ્યો છે. સરળ, હૃદયંગમ, અને અગંભીર શૈલીએ નિખાલસતાથી આલેખાયેલાં વિદ્યાર્થી અવસ્થાનાં આ સંસ્મરણો એમાં પ્રતિબિંબિત થતાં લેખકનાં વ્યક્તિત્વ, શૈલી અને સમકાલીન સમાજજીવન એ ત્રણેયને કારણે સારો વાચનરસ પૂરો પાડે છે.

### 'જીવનનું પરોઢ'

કાકા કાલેલકર-રચિત 'સ્મરણયાત્રા', તનસુખ ભટ્ટકૃત 'મેં પાંખો ફફડાવી' અને ડૉ. હરિપ્રસાદલિખિત 'નાના હતા ત્યારે'માં છે તે કરતાં કંઈ જુદા જ પ્રકારનાં બાલવયનાં સ્મરણો પ્રભુદાસ ગાંધીના 'જીવનનું પરોઢ'(૧૯૪૮)માં મળે છે. મ.ગાંધીજીના ભત્રીજા તેમ જ દક્ષિણ આફ્રિકાના તેમના સહકાર્યકર છગનલાલ ગાંધીના દીકરા તે પ્રભુદાસ ગાંધી. તે છેક નાના હતા ત્યારે આફ્રિકા ગયા, ત્યાં જ ગાંધીજીની છત્રછાયા નીચે તે ઊછર્યા અને તેમના પ્રત્યક્ષ તથા પરોક્ષ પ્રભાવ નીચે તેમનું જીવન ઘડાયું. એટલે પ્રભુદાસનાં આ સંસ્મરણો મુખ્યત્વે કરીને ગાંધીજીના ફીનિક્સ આશ્રમની અને દક્ષિણ આફ્રિકાની તેમની પ્રવૃત્તિની આસપાસ વીંટળાયેલાં છે. પ્રભુદાસને તેમના જીવનના પરોઢનાં આરંભનાં ચારથી બાર વર્ષ સુધીની ઉમ્મરના આઠ વર્ષના ગાળામાં ગાંધીજીના વ્યક્તિત્વની અસર ઝીલવાનું અને તેમના વિશાળ હૃદયની પ્રસાદીનો લાભ મેળવવાનું મહાભાગ્ય મળ્યું તેથી જ તેમને પોતાના બાલ્યકાળની આ કથા લખવાનો ઉમંગ થયો. પ્રભુદાસે તેમના લખાણનો મોટો ભાગ દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ સ્થાપેલા ફીનિક્સ આશ્રમમાં પસાર કરેલો એટલે ફીનિક્સ આશ્રમની કથા સ્વાભાવિક રીતે જ પ્રભુદાસની આ આપકથાનું એક અવિભાજ્ય અને અતિમહત્ત્વનું અંગ બની રહે છે.

અહીં રહી ગાંધીજીએ દુનિયાના ઇતિહાસમાં અજોડ એવો સત્ય અને અહિંસાનો એક નવો અખતરો કર્યો, એટલું જ નહિ પણ વ્યક્તિગત, કૌટુમ્બિક, કેળવણીવિષયક, સામાજિક અને રાજનૈતિક ક્ષેત્રોમાં પણ બીજા કેટલાક પ્રયોગો કુટુંબજનો અને સહકાર્યકરો વચ્ચે સાથે રહીને કર્યા અને ઉગ્ર તપશ્ચર્યા આદરતાં 'મોહનદાસ' ગાંધીમાંથી 'મહાત્મા' ગાંધી બન્યા.

શકતું નથી.''[૧] ભૂવાને કંકુ કાઢતો, હુતાશનીને દિવસે ચૂડેલને શસકા લેતી અને મીનળવાવમાં પાણી ભરવા જતાં સિદ્ધરાજ જયસિંહને પગથિયા પર આંટા મારતો તેઓ જુએ છે. એમને અચાનક મદદ પણ વારંવાર કેટલીક વ્યક્તિઓએ આપી છે. મૅટ્રિકની પરીક્ષા આપવા ગયા ત્યારે પોલીસ સુપ્રિ. પંથીએ, પછી મિત્ર ફિકાણીએ ઓચિંતા મનીઓર્ડર કર્યા છે. સૌથી મહત્ત્વનો પ્રસંગ તો એમણે કરવા ધારેલી એરોપ્લેનની મુસાફરીનો છે. કોઈ કારણે એમને પ્લેનમાં જવાનું છેલ્લી ઘડીએ બંધ રહ્યું. થોડા દિવસ પછી સમાચાર આવ્યા કે પ્લેન બળી જતાં મોટા ભાગના ઉતારુઓ મરણ પામ્યા છે. ધૂમકેતુને લાગ્યું કે ઈશ્વરે તેમને બચાવ્યા.

'જીવનપંથ' અને 'જીવનરંગ'માં ધૂમકેતુને આપણે વિદ્યાર્થી, શિક્ષક, મિત્ર, અને સાહિત્યકાર રૂપે જ જોઈએ છીએ. પુત્ર, પતિ, પિતા એમ એમના કૌટુંબિક જીવનનાં વિવિધ પાસાં વિષે એમાં તેઓ કાંઈ પણ ખાસ માહિતી આપતા નથી. કેટલીક હકીકતોની તેઓ વારંવાર પુનરુક્તિ કરે છે. કલ્પનાનું એક પ્રકારનું ધુમ્મસિયું વાતાવરણ ચારે બાજુ ઊભું થતું લાગે છે. 'જીવનપંથ'માં છે તેટલી સુવાચ્યતા 'જીવનરંગ'માં નથી. ઠાંસીને ભરી દીધેલી સાહિત્ય પ્રવૃત્તિની અને કેટલીક પ્રાસંગિક પણ કીમતી વિગતો લીધે એમાં નીરસતા ઉત્પન્ન થઈ છે. એકંદરે મનોહર પ્રકૃતિ-નિરૂપણ, નવલિકામાં હોય તેવું પ્રસંગોનું સંક્ષિપ્ત સચોટ આલેખન, વૈવિધ્યપૂર્ણ વ્યક્તિસૃષ્ટિ આ બંને ખંડને સુવાચ્ય બનાવે છે; પણ 'જીવનપંથ' અને 'જીવનરંગ' સંભારાશે તો ધૂમકેતુના જીવનવિકાસ અને સાહિત્યોપાસનાના પુરુષાર્થની પ્રેરક કથા તરીકે જ. ધૂમકેતુ વધારે જીવ્યા હોત તો આપણને 'જીવનસ્વપ્ન' અને 'જીવનદર્શન' પણ મળ્યાં હોત.

### 'ગઈ કાલ' અને 'મધ્યાહ્નનાં મૃગજળ'

છેલ્લી વીસીમાં ગુજરાતી સાહિત્યકારો આત્મકથાલેખન તરફ ઠીક ઠીક પ્રમાણમાં વળ્યા હોય તેમ લાગે છે. ધૂમકેતુ પછી રમણલાલ દેસાઈએ એમનાં સંસ્મરણો 'ગઈકાલ' (૧૯૫૦) અને 'મધ્યાહ્નનાં મૃગજળ' (૧૯૫૬)માં લખ્યાં છે. 'ગઈકાલ'ના પ્રથમ વિભાગ 'નર્મદા કિનારે'માં નર્મદા-કિનારે સિનોરમાં પોતાના મોસાળમાં રહી કડક આચાર-આમાન્ય વાતાવરણમાં અને સંયુક્ત કુટુંબના ઉપકારક અવશેષને આશ્રયે શાળાજીવનના ઘમંડ અને સોટીના બહિષ્કાર સિવાયની શાળામાં રમત અને ઉત્સવો વચ્ચે

૧. 'જીવન પંથ', પૃ. ૧૧૭.

તેમણે ગુજરાતી ૭ ચોપડીનો અભ્યાસ કર્યો અને પછી સિનોરમાં અંગ્રેજી શિક્ષણ માટેની વ્યવસ્થા નહિ હોવાથી તે વડોદરા ગયા ત્યાં સુધીનાં (૧૮૯૨થી ૧૯૦૨નાં) સંસ્મરણો છે. આ કાળમાં તેમણે શાળામાં ગણપતરામ રાજારામ ભટ્ટના 'પ્રતાપ નાટક'માંથી થોડોક ભાગ ભજવ્યો અને અજાણતાં તેમનામાં નાટ્યપ્રવૃત્તિનાં બીજ રોપાયાં. માણભટ્ટની કથા સાંભળી, ગરબા જોયા–સાંભળ્યા, વિપુલ વાચન કર્યું અને સાહિત્ય સંસ્કાર પામ્યા. 'વટપદ્રની છાયા'નો બીજો વિભાગ (૧૯૦૨થી ૧૯૦૮) રમણલાલ મૅટ્રિક થયા ત્યાં સુધી આવી જાય છે. આ દરમ્યાન તેમને નવા નવા શિક્ષકોના અનુભવ થયા. એમનાં અતિ ધર્મિષ્ઠ વૈષ્ણવ માતાના વિસ્તૃત ધર્મસાહિત્યના જ્ઞાને એમને સાહિત્યનો શોખ આપ્યો. અભ્યાસ કરતાં તેમણે વાચન વધાર્યું તેમ જ ક્રિકેટની રમતમાં પગલાં માંડયાં. 'શ્રેયઃસાધક વર્ગ'નો એમણે પ્રાથમિક પરિચય કર્યો. તેનાં પુસ્તકો વાંચ્યાં, અને તેથી તેમનામાં સાત્ત્વિકતાનો પાયો નંખાયો. અભિનયકલા તરફ પણ તેમને રુચિ ઉત્પન્ન થઈ. સંગીતની અસર તેમણે ઝીલી. સને ૧૯૦૫ અને ૧૯૦૬ની કૉંગ્રેસમાં હાજરી આપતાં એમનામાં રાજકીય ઉત્સાહ આવ્યો અને રાજકીય પરિસ્થિતિનો તેમને ઝાંખો ખ્યાલ આવવો શરૂ થયો. આ સમયમાં તેમણે સાક્ષર ગોવર્ધનરામને જોયા, પણ તેમનું મહત્ત્વ સમજ્યા વગર. હિંમતલાલ ગણેશજી અંજારિયાના 'કાવ્યમાધુર્ય'ના વાચને તેમને નૂતન ગુર્જર સાહિત્યમાં પ્રવેશ કરાવ્યો. તેમનામાં કાવ્યશક્તિ પણ જન્મી.

'મધ્યાહ્નનાં મૃગજળ'માં તેમનાં સંસ્મરણો ૧૯૦૮થી '૩૧ સુધી લંબાય છે. પહેલા વિભાગ 'કૉલેજજીવન'માં વડોદરામાં એમની કૉલેજ-જીવનની આપકથા આવે છે. એમાં તેઓ પ્રો. પેન્ડસે, પ્રિ. કલાર્ક, પ્રો. દોરાબજી પટેલ, સેમ્યુઅલ જોષી, પ્રો. રત્ન સ્વામી, ઇતિહાસના પ્રો. પાંડુરંગ, પોતાના મિત્રો અંબુભાઈ પુરાણી અને ચુનીલાલ શાહ વગેરેના પરિચયો તેઓ કરાવે છે. આ સમયમાં તેમનામાં દેશાભિમાન જાગે છે પણ તેને ઉપયોગમાં શી રીતે લેવું તેની એમને સમજણ પડતી નથી. આ સમયે તેમનો સાહિત્ય, સંગીત અને કલાનો શોખ વધે છે.

બીજા વિભાગ 'રોટીની શોધમાં' રમણલાલ વડોદરાની એક હાઈસ્કૂલમાં થોડા વખત શિક્ષક તરીકે કામ કર્યા પછી વડોદરા રાજ્યની નોકરીમાં તે જોડાયા અને પછી વડોદરા, મહેસાણા, નવસારી, બીજાપુર, સિદ્ધપુર એમ વિવિધ સ્થળોએ નોકરી દરમ્યાન પોતે ફર્યા તેનાં સંસ્મરણો છે. 'રોટીની શોધમાં'ની

અંદર મહારાજ સયાજીરાવ ગાયકવાડ, બાબારાય, સંપતરાવ ગાયકવાડ, ડૉ. ચૌબલ, સત્યવ્રત મુકરજી, રામલાલ દેસાઈ, મણિભાઈ નાણાવટી મનુભાઈ મહેતા, અતિસુખશંકર દોશી, ડૉ. સુમન્ત મહેતા, સેડન, સોરાબજી દેસાઈ, અને મકબુલ હુસેન વગેરેના વ્યક્તિ પરિચય છે. રમણલાલમાં સેવાભાવના હતી અને એમને અમલદારી પણ કરવી હતી. એટલે એમણે સરકારી નોકરીમાં રહી ખેતીવાડી, પશુપાલન, વ્યાયામ, આરોગ્ય વગેરે બાબતમાં ૧૯૩૧ સુધીના ગાળામાં જે કાર્ય કર્યાં તે અને સાથે સાથે 'સંયુક્તા', 'શંકિત હૃદય', 'જયંત', 'શિરીષ' વગેરે કૃતિઓ પણ રચી અને ગુજરાતી નવલકથા સાહિત્યના ઇતિહાસમાં ત્રીજા માર્ગસૂચક સ્થંભ બન્યા ત્યાં સુધીનું સને ૧૯૩૧ સુધીનું આત્મવૃત્તાંત આ ભાગ સાથે પૂરું થાય છે. અહીં રમણલાલ કચેરીના કામ ઉપરાન્ત પ્રજાજીવનમાં રસ લેનાર પ્રમાણિક, સરળ, સહાનુભૂતિશીલ અમલદારરૂપે જનતામાં છુપાઈ રહેલી વિશિષ્ટતાઓને ઓળખતા નજરે પડે છે.

'ગઈકાલ' અને 'મધ્યાહ્નનાં મૃગજળ'ના લેખક પોતાનું જીવન બહુ સામાન્ય નહિ, બહુ અસામાન્ય નહિ. ખાસ પ્રસંગપૂર્ણ પણ નહિ એટલે એમાં કંઈ કહેવા જેવું છે નહિ, છતાં કોઈકનો આગ્રહ છે તો કહું એવી એક જાતની નમ્રતાપૂર્વક આ સંસ્મરણોનું નિર્માણ કરે છે. આ સંસ્મરણો ચિંતનપ્રધાન વધારે છે. પોતાનાં બાળપણ, કિશોરાવસ્થા, કૉલેજ અને નોકરીના ભૂતકાળના દિવસો પર નજર નાખી પોતે જે વર્તમાન સમયમાં ઊભા છે તેની દૃષ્ટિએ જૂના અને નવા યુગની તુલના અને મૂલવણી કરતા જાય છે અને પોતાનાં મંતવ્યો રજૂ કરે છે. ઘડીભર નવા જમાના પ્રત્યે તેઓ હસી પણ લે છે. જોકે જૂનામાં બધું જ સારું હતું તેવું પણ તેઓ નથી માનતા. સમાજદર્શનનો રમણલાલનો શોખ સૌને સુવિદિત છે. એમણે અહીં પણ દેશકાળનું ચિત્ર આપતાં જૂની શિક્ષણપદ્ધતિ, અમલદારશાહી તે સમયના રમતો, હોળી, દશેરા, દિવાળી જેવા તહેવારો, સવારીઓ જ્ઞાતિપ્રથા, સંયુક્ત કુટુંબ, માણભટ્ટની અને ભવાઈની જૂની સંસ્થાઓ ભજનિકો, રંગભૂમિના કલાકારો, ગાયકો, ગુનેગારો, કેટલાંક સ્થળો વગેરે વિશે યથાપ્રસંગ વિસ્તારથી કે ટૂંકમાં લખ્યું છે, કેમ કે તે માનતા હતા કે મનુષ્યનું વ્યક્તિત્વ સામાજિક બળોના પરિપાકરૂપ છે અને તે બળો તે વ્યક્તિત્વને વિકસિત કે કુંઠિત કરે છે. ગાયકવાડી રાજ્યમાં પોતે નિષ્પાપી અને પ્રમાણિકતાપૂર્વક નોકરી કરી એનો એ ઉલ્લેખ કરે છે પણ એને સ્વીકારાવવા કે પ્રશંસા મેળવવા નહિ. નમ્રતાના રોમ નીચે અહંને સંતાડવાનો પ્રયત્ન અહીં નથી. અહંના યત્નમનના ઘોડાને કેરા એ સંસ્કાર લગામથી વશ

રાખે છે! નાગરી વિવેક અને નમ્રતા આ આત્મકથાનું ભૂષણ છે, તેમ છતાં સરદાર વલ્લભભાઈ પટેલના શ્રીમંત સયાજીરાવ મહારાજા વિશેના, અને પોતાની કવિતા તરફ ગુજરાતે સેવેલી ઉપેક્ષા બાબતના એમના ઉદ્‌ગારોમાં કંઈક કડવાશ આવી ગઈ છે. કેળવણી, રાજ્યવહીવટ, વ્યાયામ, પ્રાંતીયતા, ડાંગની ભાષા; આંકડાશાસ્ત્ર, ગરીબી અને સ્વચ્છતા વગેરે વિશેનું એમનું ચિંતન બહુમૂલ્ય છે; પણ વિગતોના ત્યાગ અને સ્વીકારનો એમણે વિચાર કર્યો નથી એટલે આ કૃતિઓનો પથરાટ વધી ગયો છે, અને ગૂંથણી શિથિલ બની છે. અહીં રમણલાલનાં માતા, પિતા, પત્ની, પુત્ર, પુત્રી વગેરે સંબંધી, એટલે કે અંગત જીવન સંબંધી, પ્રમાણમાં નહિવત્ જ જાણવા મળે છે. એમનાં પત્ની તો અલપઝલપ બેચાર ડોકિયાં કરી, એમની સ્વમાનશીલ સુશીલતાની મધુરતા પમરાવી વાચકની અને વિશ્વની આખરી વિદાય લઈ લે છે! કેવું દુર્દૈવ! આ કૃતિઓ સરી જતા જૂના ગુજરાતનો નવા જમાનાને ખ્યાલ આપવા અને ત્યારના અને આજના વાતાવરણમાં કેટલો ફેર પડી ગયો છે તે જાણવા તથા એમાં પણ ન વીસરવા જેવું કંઈક હતું એ સમજવા માટે અભ્યસનીય ગણાવી જોઈએ.

### 'રંગદેવતાને ચરણે'

'રંગદેવતાને ચરણે'(૧૯૫૧)માં રતિલાલ શ્યામજી ત્રિવેદીએ સુપ્રસિદ્ધ નાટકકાર મણિલાલ દયારામ દ્વિવેદીનાં રંગભૂમિનાં સંસ્મરણો તેમણે લખાવ્યાં તેમ રજૂ કર્યાં છે; પણ એમાં હકીકતની કોઈ વિશેષતા કે નિરૂપણની કોઈ વિશિષ્ટતા નથી.

### '...ગઠરિયાં'ની ગરથ

મીરાંબાઈની પ્રસિદ્ધ પદપંક્તિ 'બાંધ ગઠરિયાં મેં તો ચાલી..' ઉપરથી સ્વકૃતિને અનુકૂળ શીર્ષકો યોજી ચંદ્રવદન મહેતા 'બાંધ ગઠરિયાં':૧-૨ (૧૯૫૪), 'છોડ ગઠરિયાં' (૧૯૫૫), 'સફર ગઠરિયાં' (૧૯૫૬) અને 'રંગ ગઠરિયાં' (૧૯૬૫)નાં પાંચ પુસ્તકમાં આત્મચરિત્ર આપે છે.

'બાંધ ગઠરિયાં'ના પહેલા ભાગમાં ચંદ્રવદન એમનું બાળપણ તેમ જ ઈ. સ. ૧૯૧૯માં પોતે મૅટ્રિક થયા ત્યાં સુધીનું શાળાજીવન વર્ણવે છે, પ્રાથમિક શાળાનો અભ્યાસ એમણે વડોદરામાં કર્યો. એમણે આગગાડીની જે સૃષ્ટિ અહીં જોઈ એની જે સચોટ છાપ એમના મન પર પડી તે અહીં તાદૃશ વર્ણવાઈ છે. ચંદ્રવદન અંગ્રેજી ભણવાને એમના માતામહને ઘેર સુરત રહ્યા.

સને ૧૯૧૯માં મૅટ્રિકની પરીક્ષામાં ચંદ્રવદન સફળ થયા એટલે સુરત છોડી મુંબઈ કૉલેજમાં ભણવા ગયા. તે પહેલાં કુ. વિલાસિકા ધીરજલાલ કૉમેડોર સાથે એમનો વિવાહ એમની જાણ બહાર થઈ ગયેલો.

આમ એમના દાંપત્યજીવનનો 'પહેલો પારો જ આડો નંખાયો'. તે પછી બે વરસ તેમણે સુરતમાં કાઢ્યાં, પણ એમને વહુને મળવાનો ઉમળકો ન જાગ્યો. ભાવિ પતિપત્ની આમ એકબીજાથી દૂર રહ્યાં અને ચંદ્રવદનના મનમાં એ વહુ માટે એક પ્રકારનો પૂર્વગ્રહ બંધાયો, અને ખટરાગ શરૂ થયો.

બીજો ભાગ તેમના મુંબઈના કૉલેજ-જીવનને લગતો છે. અહીં ચંદ્રવદન એલ્ફિન્સ્ટન કૉલેજમાં ભણ્યા. આ સમયમાં ચંદ્રવદન ન્હાનાલાલ, નરસિંહરાવ અને બ. ક. ઠાકોરના નિકટ સંપર્કમાં આવ્યા. ભૂલાભાઈ દેસાઈની સહાયતા પણ મળી. અમદાવાદમાં કેશવલાલ હર્ષદરાય ધ્રુવ અને ડાહ્યાભાઈ પીતાંબર દેરાસરીની સાથે પણ સંબંધ બંધાયો. ચંદ્રવદને આનેલી બહેનો પ્રિયંવદાએ અને સુમતિએ ચંદ્રવદનની ફૂટવા માંડેલી કલ્પનાને જે સંજીવની જોઈતી હતી તે આપી. એમના મિત્રો મુસુફ મેહરઅલી, સોલી બાટલીવાલા, મીનુ મસાણી, ઉપેન્દ્ર દેસાઈ, કાર્લ ખંડાલાવાલા વગેરેએ મળી 'રાસપુટિન કલબ' સ્થાપી, વસ્તુકલાની તાલીમ લેવા માંડી, નાટકો જોયાં, આના પાવલોવાનાં નૃત્યો પણ જોયાં. નરસિંહરાવ પાસે ચંદ્રવદને કૉલેજમાં અભ્યાસ કર્યો અને બ. ક. ઠાકોર પાસે એ ઘેર ભણ્યા. નરસિંહરાવનું હૂંફાળું પ્રોત્સાહન, ન્હાનાલાલની પીઠથાબડ, કેશવલાલ હ. ધ્રુવની મીઠાશ અને પ્રિયંવદાની પ્રેરણામળતાં ચંદ્રવદને કવિતા પણ લખવા માંડી, બચુભાઈ રાવત તરફથી ઉત્તેજન પણ હતું. નાટક જોવાની અને કરવાની પ્રવૃત્તિ પણ તેમણે આ વખતે કરવા માંડી. એમનું લગ્ન પણ થયું, કિન્તુ એમણે માની લીધેલું કે વિલાસ વહુ એમને ગમતી નથી. આ પૂર્વગ્રહને લીધે પતિપત્નીનાં મન એકબીજાથી વેગળાં થતાં ચાલ્યાં 'બાંધ ગઠરિયાં'ના બીજા ભાગમાં ચંદ્રવદન ગુજરાતી રંગભૂમિનો, ઈ.સ. ૧૮૫૦થી શરૂ કરી, ઇતિહાસ આપે છે, અને પોતે પણ જે નાટ્યપ્રવૃત્તિ— લખવાનું અને ભજવવાનું—કરી તેની કડીબંધ નવારીખ રજૂ કરે છે. ચંદ્રવદનને ક્રિકેટનો ભારે શોખ છે એટલે તેમણે ક્રિકેટની રમતનું રહસ્ય પણ સમજાવ્યું છે, અને ક્રિકેટના દેશાપરદેશી ખેલાડીઓના પરિચય પણ આપ્યા છે. ચંદ્રવદનની રંગભૂમિની કલ્પના તેમણે વિસ્તારથી આ ભાગમાં સમજાવી છે, પણ એને પોતામાં વ્યવસ્થાના અને શ્રમના અભાવને લીધે એ સાકાર કરી શક્યા નથી એના પશ્ચાત્તાપનો કીડો આજે પણ એમને કોતરી રહ્યાનું દર્દ છે.

ત્રીજો ભાગ 'છોડ ગઠરિયાં'માં સળંગ સુસંબદ્ધ સ્વચરિત્ર કરતાં રસળતાં સંસ્મરણોનું તત્ત્વ પ્રાધાન્ય ભોગવે છે. કમાણી કરવા માટે ચંદ્રવદને હવે વલખાં મારવા માંડયાં અને થોડોક વખત સટ્ટાને ચાળે પણ એ ચઢી ગયા. એમણે અજંટા, ઈલોરા, પોંડિચેરી, બરમા, દાર્જિલિંગનો પ્રવાસ પણ કર્યો. ચંદ્રવદને ૧૯૩૦ની રાષ્ટ્રીયલડત દરમિયાન અંધારામાં રહી 'બુલેટિન'નું પ્રકાશન કર્યું. સરદાર વલ્લભભાઈ, વિઠ્ઠલભાઈ પટેલ અને સુભાષચંદ્ર બોઝનો સદ્ભાવ પણ મેળવ્યો. એમણે કોલેજકાળ દરમિયાન ચાલુ કરી ચલાવેલી 'રાસ્પુટિન ક્લબ'નું સ્મરણ કરાવે એવું એમના મિત્રોનું એક 'કલમમંડળ' પણ એમણે જમાવ્યું. એમનાં લખાતાં-ભજવાતાં નાટકો પણ હવે ખૂબ લોકપ્રિય થવા લાગ્યાં.

એમના જીવનનો સૌથી વિલક્ષણ બનાવ સને ૧૯૩૮માં બન્યો. પત્ની વિલાસ સાથે ચંદ્રવદનનો મનમેળ જામતો નહતો. કવિ ન્હાનાલાલ અને બીજા સંબંધીઓએ એ સાંધવા પ્રયાસ કર્યો પણ 'ગાડી પાટે ચડી નહિ.' એટલે વિલાસની ઇચ્છાને અનુકૂળ બની વડોદરા રાજ્યના લગ્નવિચ્છેદ ધારાની મદદ લઈ ચંદ્રવદને વિલાસ મહેતાને લગ્ન સંબંધમાંથી છૂટાં કર્યાં. હવે ચંદ્રવદન મુંબઈમાં ફેલોશિપ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કરતા હતા, તે સમય દરમિયાન તેમણે મણિભાઈ ઝવેરીની દીકરી પદ્માને પોતાની દીકરી માની એના ભણતરની કાળજી લેવા માંડી. એવામાં 'ઑલ ઇન્ડિયા રેડિયો'ના એક વડા ઝુલ્ફિકાર બુખારીની નજર ચંદ્રવદન પર ઠરી અને એમને રેડિયોમાં નોકરીમાં લેવડાવ્યા. નોકરીમાં પણ એમની અનિયમિતતા અને વિચિત્રતા ચાલુ રહી તેમ છતાં રેડિયોના મુખ્ય ઉદારદિલ લાયોનલ ફીલ્ડને ચંદ્રવદનને સહી લીધા કેમ કે ચંદ્રવદનની શક્તિઓ એમણે પિછાની હતી અને એને એ એળે જવા દેવા માગતા ન હતા. ત્યાર પછી ચંદ્રવદનની આંખો બગડવા લાગી. ૧૯૪૨માં મોતિયાને લીધે તેમની આંખ ગઈ. ૧૯૪૩ થી '૫૩ મોતિયાથી ચંદ્રવદન સખત હેરાન થયા. ડૉક્ટર સોલી કુપરે મોતિયા કાઢી ચંદ્રવદનને દૃષ્ટિ પાછી આપી. ૧૯૪૦થી '૫૨નાં વર્ષ રેડિયોઘરમાં ગયાં. ચંદ્રવદને 'રેડિયો ગઠરિયાં' લખવાનું હાલ પૂરતું મુનાસિબ માન્યું નથી, કારણ કે એ તો અનેક પ્રતિબંધોભર્યું સરકારી તંત્ર અને ચંદ્રવદનને આપકથામાં કશુંય અસત્ય તો લખવું નથી. આ બધાં વર્ષો દરમિયાન અને તે પછી પણ આજ દિન સુધી જે અનેક મિત્રોની ફોજ ચંદ્રવદનને પડખે અગવડે-સગવડે ઊભી રહી છે તેનો ભારે હૃદયદ્રાવક કૃતજ્ઞતાભર્યો ઋણ-સ્વીકાર ચંદ્રવદને કર્યો છે.

ચોથો ભાગ 'સફર ગઠરિયાં' ચંદ્રવદને કરેલા યુરોપની પ્રવાસકથા છે. બગડેલી આંખ બનાવવા ચંદ્રવદન સ્વિટ્ઝરલૅન્ડ ગયા. ત્યાંથી એમના દોસ્તો સાથે પૅરિસ, લન્ડન વગેરે-જુદાં જુદાં શહેરોમાં એ ફર્યા. આ બધા સમય દરમિયાન ચંદ્રવદન જે કલાકારો, સાહિત્યકારો, નાટકકારો, નૃત્યકારો વગેરેને મળ્યા તેમનો તેમ જ તેમણે જે નગરો અને નગરજનો જોયાં તેમનાં રહેણી-કરણી સ્વભાવ વગેરેનો સવિવરણ, સવિમર્શ પરિચય અહીં મળે છે. સાંસ્કૃતિક દૃષ્ટિએ એ બહુ ઉપયોગી છે.

'રંગ ગઠરિયાં'(૧૯૬૫)માં ચંદ્રવદન મહેતા અવેક્ષક દૃષ્ટિએ આખાય યુરોપના તેમના પ્રવાસની સ્વાનુભવ-કથા રજૂ કરે છે. નાટકના ક્ષેત્રમાં કામ કરનારાં ઉત્સાહી માણસોને ઉપયોગી થાય તે માટે ચંદ્રવદન મહેતાએ યુરોપના વિધવિધ અભિનેતા-અભિનેત્રીઓ નાટ્યપ્રકાર નાટકશાળાઓ અને નાટ્યતાલીમ સંસ્થાઓ, નાટ્યપરિષદ પરિસંવાદ સભાઓ વગેરેમાં પોતે સાંભળેલી-કરેલી તે તે ક્ષેત્રના પંડિતો સાથેની નાટ્યચર્ચાઓ, નાટક-કારો દિગ્દર્શકો જગપ્રસિદ્ધ નાટકશાળાઓ બાંધનાર એન્જિનિયરો વગેરે સાથે પોતે કરેલી કલાચર્ચા, અને પોતે જોયેલાં સંગ્રહ-સ્થાનો તેમ જ સ્થળવિશેષો વગેરેનો મર્મગ્રાહી પરિચય કરાવ્યો છે. ચંદ્રવદને પ્રસ્તુત કલાકારોની સર્જનાનાં રહસ્યો પણ સમજાવ્યાં છે. અહીં ક્રિકેટ વિશે પણ ટકોર, સ્વસ્થ કાર્ડસની સાથેનો પોતાનો વાર્તાલાપ પણ ચંદ્રવદને ઉતાર્યો છે તેમાં કાર્ડસે વ્યક્ત કરેલાં એનાં મન્તવ્યો ચિંતનીય છે.

ચંદ્રવદનની આ આપકથાને સળંગસૂત્ર આત્મચરિત્ર કહેવા કરતાં એમનાં વીતેલાં વર્ષોની, રસળતી શૈલીમાં નિરૂપાયેલી સ્મરણકથા ગણવી વિશેષ ઉચિત છે. જીવનના લગભગ છ દશકા જેટલા સમયમાં ચંદ્રવદને જે કંઈ જોયું, ખોયું, જાણ્યું, માણ્યું, પોતે અથડાયા, કુટાયા, ભૂલો કરી અને તેથી જીવનને જોવાની તેમને જે કંઈ શીખ મળી તેની વિશ્રંભકથા તેમણે આત્મીય ભાવે, નિખાલસપણે અને મોકળે મને વાંચકોને કહી છે; અને પોતાને જીવતાં આવડ્યું કે નહિ તેનુ એકંદર પરિણામ નક્કી કરી જવાબ આપવાની વાચકને વિનંતી કરી છે.

'બાંધ ગઠરિયાં' વાચનના આરંભથી જ એના વાંચકને પ્રતીતિ થાય છે કે આ આત્મચરિત્રકાર પાસે તીવ્ર સંવેદનશીલતા છે, ચરાચરના સૌંદર્યને શોધવાની, જોવાની, મર્મગ્રાહી સમર્થ વિશિષ્ટ આંતર દૃષ્ટિ છે; અને એથી જ અતિ સામાન્ય દેખાતી વસ્તુમાં પણ બીજા કોઈ નેત્ર દૃષ્ટિગોચર

ન થતું હોય એવું સૌંદર્યદર્શન ચંદ્રવદન કરે છે. રેલવેની દુનિયા, સુરત નગરી, અને યુરોપના પ્રવાસનો ચંદ્રવદને કરાવેલો પરિચય 'આજનો લહાવો' લેતાં જે સુંદરતા પોતે અકરાંતિયાપણે પી લીધી એની મધુર, તાઝગી ભરી, ખુશબોદાર હવાનો અનોખો અનુભવ ચંદ્રવદન વાચકોને પણ કરાવે છે. વેરવિખેર પડેલાં આ સંસ્મરણોમાં વણાયેલું એના લેખકનું કલ્પનાની તાઝગી-ભર્યું, કલાકાર કવિ અને નાટકકારનું ઇન્સાનિયતથી છલકાતું હૃદય છે અને તેથી જ એ તાદૃશ વાતાવરણ અનોખી ચિત્રાત્મક શૈલીએ સર્જી શકે છે.

સફેદ થનગનતા ઘોડા પર સવાર થઈ આવતો સોહામણો રાજકુમાર ફત્તેસિંહરાવ, ગૌરવમૂર્તિ અના સાહેબ, સરકસના રિંગમાસ્ટર જેવા ઘોળિયા મહેતાજી, બાધર, સત્પ્રણયી ગુલામ નબી અને તેની બુઢ્ઢી મા મરિયમ, છબી ડોશી, શંકર મહારાજ, દરાવર ડી ક્રુસ, ફોરમેન થેલાં, 'દખી માણહ' મથો, સૌને ખવડાવનાર અને 'ટ્રાફિકના રાજા' ડાહ્યાકાકા, દાવપેચ લડાવતો સુરતકો, ગાડીઓ કે ડબ્બા અથડાવી રેલવેના અન્યાયની સામે પોતાની રીતે વેર લેનાર નફ્ફટ નાગજી વગેરેનો પરિચય કરાવતાં ચંદ્રવદન વાંચક સમક્ષ રેલવેનું કારખાનું, ટર્નટેબલ, સ્ટોર, કેબિન, સિગ્નલોની માયા, ટ્રૉલીની સફર, ફાટક એમ આખું કરુણ અને કૌતુકી, રસિક અને રમૂજી રેલવે-જગત જાણે કે એમની આંગળીએ વળગાડી બતાવી દે છે.

સુરતના જૂના ગૌરવને પણ ચંદ્રવદન એના રસ્તાઓ, લોકો, ઉત્સવો, અને એ જમાના સહિત તાદૃશ સ્વરૂપે દર્શાવે છે. ગોપીપરું, નાણાવટ, સાકર જેવી જીભના લહેકાવાળા સોની મહાજનો, બનીઠનીને જતી સોનારણો, ઇદિનજનન, માલણની દુકાન, સાંબેલા, વરઘોડા, હોળીનો ઉત્સવ અને હોળીના ઘેરૈયા, પતંગની મઝા, નવરાત્રિ, તાબૂતના વાઘ, ગીસ, 'બિલાડી' એ બધું સુરતના તત્કાલીન સમાજજીવનને વાંચનારની આંખ આગળ રમતું કરી મૂકે છે.

એવી જ રીતે મુંબઈમાં કૉલેજનાં તોફાન, હૉસ્ટેલનું વાતાવરણ, નાટકની દુનિયા, અવિસ્મરણીય નર્તિકા આના પાવલોવા, નટનટીઓ, નાટ્ય વિશારદો, નગરો, ક્રિકેટ મેચ વગેરેની ઝાંખી કરાવતાં ચંદ્રવદન એ સર્વને પોતાના વ્યક્તિત્વ વડે કેવાં સૌંદર્યથી રસી દે છે! પોતે એકવાર કરેલા અનુભવોનો પોતે ફરીથી જાણે કે સાક્ષાત્કાર કરે છે, એટલું જ નહિ પણ વાંચકોને પણ એનો જીવંત, રસપ્રચૂર, હૃદયભેદક, હૃદયદ્રાવક અનુભવ કરાવે છે.

પોતે જ્યાં જ્યાં ગયા અને જે જે જોયું, સાંભળ્યું, અનુભવ્યું તેની યથાતથ છાપ ચંદ્રવદન ઝીલે છે અને વાચકના અંતરમાં પણ તેનું પ્રત્યાયન કે સંક્રમણ કરે છે; પછી તે ગમે તેમ હોય!—અત્તાસાહેબની ઘોડાગાડી કે મામાજીની બળદગાડી કે રોમાંચક ગાડી પંજાબમેલ, ગળું ફુલાવી મોટું ભૂંગળું વગાડનાર વાજાવાળો, મોતીની માળા સાથે જેના ગળાની ચામડીનો રંગ ભળી જાય એવી કામણગારી રૂપરમણી, નાજમુજરા, ઈદિનજાન કે અનવરી, ડિટેરોની પવનની ઘૂમરી, આના પરીનું નૃત્ય, ગ્રોકનો નટ તરીકેની કામગીરીનો છેલ્લો દિવસ, મોહને ડેમની પરાક્રમકથા, ઈવા કારીનાનું અશ્રુબિન્દુ, લીઝી પામરનું સૌજન્ય, કેન્ડોલ અને રેફ્સની દિવ્ય મૈત્રી કે સ્ટેજ પર થયેલાં ખૂન વિશે સંશોધન કરવા મથતો ઉગતો નટ ડેવિડ સાયર!

'છોડ ગડરિયાં' 'બાંધ ગડરિયાં' કરતાં એ દૃષ્ટિએ તો નબળી કૃતિ ગણાય, પણ ચંદ્રવદનના અંગત જીવનના અતિ નાજુક પ્રશ્નને વિરલ નિખાલસપણે એ છણતી હોવાથી એમના જીવનનો એ સૌથી વિશેષ કીમતી દસ્તાવેજ ગણાશે અને તેમાંય ચંદ્રવદન એમાં એમના અંતરની વ્યથાકથા અતિ તટસ્થપણે આલેખે છે તેથી તો ખાસ.

'સફરગડરિયાં' અને 'રંગગડરિયાં' તો પ્રવાસકથાઓ જ ગણાવી જોઈએ. પણ એમાંય ચંદ્રવદનની 'આંખ' વરતાયા વિના રહેતી નથી. જાણે કે ચંદ્રવદન વાચકને પોતાની સામે લઈ પોતે જોયેલું બધું એને ફરી બતાવવા કે ઓળખાવવા નીકળ્યા હોય એમ પોતે જે જોયું તેથી ઉપજેલાં આનંદ કે વિષાદ એમની તદ્દન અનોખી શૈલીમાં હૃદયતાપૂર્વક વ્યક્ત કરતાં વાંચકને પણ એની શકુખુશીથી એના સહભાગી બનાવી દે છે.

જે અનેક કલાકારોના, સાહિત્યકારોના, અદાકારોના, કલાવિવેચકોના, નાટ્યશાળા-વિધાયકોના પરિચયમાં ચંદ્રવદન આવ્યા, તેમણે જે સ્થળવિશેષ જોયાં એમનાં પરિચયચિત્રો સ્પષ્ટ રેખાઓથી અંકિત બન્યાં છે. 'રિકીની ભગતાણી' એલિસ, જુલિયાના, લુસિયાના, પ્રો. સ્વિસ, ડૉ. સારાસીન, તરવરાટભરી લાટિટા, સ્કાર્પા, રવીન્દ્રનાથ ઠાકુરનું સ્મરણ કરાવતા પૉલ ગાહેમ, ગીત્રી, આન્દ્રે માલરો, પિકાસો, સ્વિટ્ઝરલૅન્ડના રસ્તે રઝળતા સાદા નિરભિમાની સેવાતત્પર પ્રધાનો, વેન્ક, 'મશ્કરાઓનો બાદશાહ' ગ્રૉક, વૈજ્ઞાનિક વૉલેસ, યુદ્ધવીર રાષ્ટ્રભક્ત ગિબ્સન, કાએલ જર્મન સ્થપતિ પ્રો.

ઉનરો, ઈવા કારીના, સ્ટીવન ટૉમસ, કેન્ડોલ અને રેકસ, લીલી પામર, સાદા નમ્ર વિવેકી ડૉ. સીસન, ઊગતો અભ્યાસશીલ નટ ડેવિડ સાયર વગેરે વાંચકના પણ વાંચન પ્રવાસ-સાથીઓ બની જાય છે.

એ વ્યક્તિઓ તેમ જ વસ્તુઓ, અને સ્થળો જાણે કે આજે જ અને હમણાં જોયાં જ હોય, એ પ્રસંગો પણ જાણે કે હમણાં જ બન્યા હોય, અને તે વખતે ઉદ્‌ભવેલાં સંવેદનો કે મનોભાવ પણ એ પોતે અબઘડી જ અનુભવતા હોય એવું તાઝગીભર્યું એમનું પરિચય-આલેખન ચંદ્રવદને કર્યું છે અને તે પણ એ જ કુતૂહલપૂર્ણ બાલ્યકાળની, મૌગ્ધ્યભર્યા યૌવનની અને રસપિપાસુ જિજ્ઞાસુ અભ્યાસીની સરળ, સચોટ અને સાવ સ્વાભાવિક બાનીમાં. એમાં ચંદ્રવદન ક્યાંય પણ આપવડાઈ કે જાત-બડાશમાં લપસી પડ્યા નથી. પોતાની જાતને એમણે બને તેટલી આઘી જ રાખી છે.

ચંદ્રવદન પોતે બીજા દેશોમાં થયેલી જે પ્રગતિ અને ત્યાંની પરિસ્થિતિ જુએ છે તેની સાથે આપણા દેશમાં પ્રવર્તતી પરિસ્થિતિને સરખાવે છે. આપણાં વહેમો, ટેવો, ખાસિયતો વગેરે ઉપર તીવ્ર વેધક વિષાદમય વ્યંગ પણ એ કરે છે, અને હજુ આપણામાં આપણી સાચી અસ્મિતાનો ઉદય થયો નથી તેની આપણને દિલગીરીભરી પણ યથાર્થ—વાસ્તવિક પ્રતીતિ એ કરાવી દે છે, 'રંગ ગઠરિયાં'માં તો ખાસ.

ચંદ્રવદન જે સ્થળોમાં ફર્યા, ભમ્યા, રહ્યા, અને જે વ્યક્તિઓ સાથે પોતે સંપર્કમાં આવ્યા તેમનાં વિલક્ષણ અને વિચક્ષણ વ્યક્તિત્વનું દર્શન, ગુજરાતી, આંતરપ્રાંતીય અને આંતરરાષ્ટ્રીય રંગભૂમિનું એમનું રસદર્શન, એમની સાહિત્યપ્રવૃત્તિ અને નાટ્યપ્રવૃત્તિની તવારીખ, ક્રિકેટના અવલોકનકાર તરીકેના તેમના અનુભવો—આ બધી છે એમની આ ગઠરીઓની ગરથ.

આ ગઠરીઓનું સૌથી કીમતી રત્ન છે ચંદ્રવદનની અનનુકરણીય નિખાલસતા અને તટસ્થતા. અદ્‌ભુત નિખાલસતાથી ચંદ્રવદન પોતાના વિચિત્ર, તરંગી માનસનો અને તેને લીધે વણસી ગયેલા પોતાના લગ્નજીવનનો અનુતાપપૂર્વક એકરાર કરે છે. એમનાં જ વિધાનો જોઈએ : "મારી થનારી વહુ વિલાસને પ્રિયંવદા મારફત તે અરસામાં જો મળવા-ઓળખવા પ્રસંગ પડ્યા હોત, તો જીવન કંઈ જુદો જ વળાંક લેત. પણ કોણ જાણે કેમ, અત્યારે તો એ ઉંમરે પણ ઘણાને જે સુલભ અને સહેલું લાગે છે, તે કરવાની હામ કે આવડત ત્યારે બંદામાં નહોતાં; નહિ તો આજે આવા

ગાંધીજી પાસેથી જે કંઈ શીખ્યા અને મેળવ્યું તેનો પરિચય કરાવતા પોતાના જીવનપ્રસંગો દાદાસાહેબે આ 'સંસ્મરણો'માં આપ્યા છે. વીતી ગયેલાં વર્ષોનાં સ્મરણો લખતાં અને તેનાં મુદ્રિત—પ્રૂફ તપાસતાં વૃદ્ધ ઉંમરે બાલ્ય કે યુવાવસ્થાનો ફરી અનુભવ કરતાં એક પ્રકારનો કાયાકલ્પ કરી અનન્ય આનંદ ભોગવી શકાય એ સંતોષ એમને મન સાધારણ વાત ન હતી. તે ઉપરાંત, જીવનનું સરવૈયું પણ એમાંથી આપોઆપ મળી જાય. પોતાની ભૂલો કે દોષ જોઈ શકાય અને મન અંતર્મુખ થાય તે તો વળી જુદું.

દાદા સાહેબના જીવનનાં કેટલાંક પાસાંનો અહીં પરિચય થાય છે. સ્નેહાળ પતિ, વત્સલ પુત્ર, ભાવિક શિષ્ય, શ્રદ્ધાળુ ઈશ્વરભક્ત, અનેક સાર્વજનિક સંસ્થાઓના કુશળ સંચાલક અને સલાહકાર, વ્યવહારકુશળ છતાં સત્યનિષ્ઠ વકીલ, બહુવિધ પ્રવૃત્તિ કરનાર લોકસેવક, રાષ્ટ્રસેવક અને લોકસભાના અધ્યક્ષ—આ છે એમનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો. અને છતાંય એમના વ્યક્તિત્વનું, એમના હૃદયમાં વહેતાં માનવતાનાં ઝરણાંનું આ તો મધુરું છતાં અધુરું જ દર્શન કહેવાય. રાષ્ટ્રીય સ્વમાનનો એમનો ઉચ્ચ આદર્શ એક સાથે વિવિધ ક્ષેત્રોમાં કાર્ય કરવાનો અદમ્ય ઉત્સાહ, વિનમ્ર પણ મક્કમ સત્યનિષ્ઠા, તીવ્ર મેધા અને પ્રાદેશિક ભાષાઓના વિકાસની ભાવના વગેરે એમના વ્યક્તિત્વનાં મહત્ત્વનાં અંગો ગણી શકાય.

દાદાસાહેબ માવળંકરની શૈલી સ્વાભાવિક અને સરળ છે. પાછા પોતે રહ્યા વકીલ એટલે એમનું લખાણ બધુ બિલકુલ મુદ્દાસરનું. કામ પૂરતી વાત. શબ્દો પણ ગણતરીના જ ઉચ્ચારે. ગાંધીજી પાસેથી જે કોઈ માર્ગદર્શન, સૂચન, સલાહ, સંમતિ વગેરે પોતે માગ્યાં તેનાં લેખિત પ્રમાણરૂપે એમણે ગાંધીજીનાં વચનોનાં તેમના પત્રોમાંથી વિપુલ પ્રમાણમાં અવતરણો રજૂ કર્યાં છે. દાદાસાહેબે કઈ પરિસ્થિતિમાં એ પત્રો ગાંધીજીને લખ્યા અને ગાંધીજીના પ્રત્યુત્તરની એમના જીવન ઉપર શી અસર થઈ તે આ 'સંસ્મરણો'માં ઝીણવટથી વિગતવાર તેમણે દર્શાવ્યું છે. દાદાસાહેબનાં આ સંસ્મરણો ગાંધીજી સાથેના સંબંધ પૂરતાં મર્યાદિત છે, પણ એ જ કારણે તેનું વાચન ગાંધીજીને પણ વિશેષ જાણવા ઓળખવા માટે ઉપયોગી થઈ પડે તેમ છે.

'સ્મૃતિસંવેદન'

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશીએ આ આત્મકથા 'સ્મૃતિસંવેદન' (૧૯૫૪) લખવાની કોઈ પણ પૂર્વ તૈયારી રાખી ન હતી. તેમણે નોકરી, નાટક,

સાહિત્ય, સિનેમા એમ જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં ગોંડળ, કલકત્તા, વડોદરા અને અમદાવાદ વગેરે સ્થળોએ મધુર તેમ જ કરુણ પ્રસંગે પોતે અનુભવેલાં સંવેદનો કેવળ સ્મૃતિને આધારે જ 'સ્મૃતિસંવેદન'માં રજૂ કર્યાં છે. આ વૃત્તાંતનો મોટો ભાગ ચાંપશીભાઈના સામયિક 'નવચેતન' અને કલકત્તાને લગતાં તેમનાં સંસ્મરણોએ રોક્યો છે. આ કૃતિ લેખકની સરળ, ઊર્મિપ્રધાન પ્રકૃતિ અને માનવતામાં તેમની ઊંડી શ્રદ્ધા વ્યક્ત કરે છે. આખી કૃતિમાં વિશેષ ધ્યાન ખેંચે એવું લખાણ એમનાં 'પ્રાસ્તાવિક' વચનો અને સત્તરમું પ્રકરણ 'સ્વપૃથક્કરણ' છે. પ્રાસ્તાવિક કથનમાં એમણે આત્મવંચના, તટસ્થતાનો અભાવ, નીડરતાની ન્યૂનતા, પ્રશંસા કે નિંદાનો અતિરેક, અહંભાવ, પૂર્વગ્રહ વગેરેને આત્મકથાનાં ભયસ્થાન ગણાવ્યાં છે. ચાંપશીભાઈએ 'સ્વપૃથક્કરણ'માં પોતાના ગુણાવગુણનું અવલોકન કરતાં પોતાને નિરભિમાનપણાનું અભિમાન છે એનો નિખાલસ એકરાર કર્યો છે. લોકોત્તર અસામાન્યતા વિનાનાં માનવીઓની આત્મકથા પણ વાચકોને માનવીનો અભ્યાસ કરવામાં કેવી મૂલ્યવાન થઈ પડે તે આવાં આત્મચરિત્રો બતાવે છે.

### 'ઘડતર અને ચણતર'

કેળવણીકાર (નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ) નાનાભાઈની અનુભવકથા 'ઘડતર અને ચણતર' ભાગ : ૧–૨ (૧૯૫૪–૫૯) નાનાભાઈની પ્રશ્નોરા જ્ઞાતિ, તેમનાં ગરીબીમાં ગૌરવ માનનાર નિઃસ્પૃહ તેજસ્વી પૂર્વજો, માતપિતા, શિક્ષણ, ઉછેર, ચારિત્ર્ય-ઘડતર અને કેળવણીકાર તરીકેના તેમના કાર્યનો સત્યનિષ્ઠ પરિચય કરાવે છે. નાનાભાઈના વિકાસમાં શ્રીમન્નથુરામ શર્મા અને ગાંધીજીનો સૌથી વિશેષ પ્રભાવ છે. શ્રીમન્નથુરામ શર્માની પ્રેરણાથી જ નાનાભાઈએ પોતાની પ્રોફેસર તરીકેની કારકિર્દી, કમાણી, સુખ અને શાંતિ જતાં કરી 'દક્ષિણામૂર્તિ'ની શિક્ષણસંસ્થાની સ્થાપના કરી, એટલે નાનાભાઈના જીવન સાથે ગૂંથાઈ ગયેલી એ સંસ્થાનો પણ એમાં એનાં ઉદય, અસ્ત, વિશિષ્ટ પ્રદાન, મૂલ્યાંકન અને જમા ઉધાર પાસાંનો સવિસ્તર ઇતિહાસ તથા તેમના સહકાર્યકરો જેવા કે ગિજુભાઈ, હરભાઈ અને તારાબહેન વગેરેના પરિચય પણ મળે છે.

આત્મગૌરવ, નીડરતા, નમ્રતા, ધાર્મિકતા, વૈરાગ્યવૃત્તિ, સાદાઈ, સરળતા, શ્રમપ્રિયતા અને તેજસ્વિતાથી પરિપૂર્ણ નાનાભાઈનું સાચા કેળવણીકાર તરીકેનું અહીં સુભગ દર્શન થાય છે. 'વિદ્યાર્થીઓના જીવનમાં પ્રવેશ કરી, એમની સાથે ઓતપ્રોત થઈ, તેમના જીવનનું ઘડતર કરે એ સાચો શિક્ષક' એવો

પર મૂકી આપ્યાં. એ જ માસીબાએ ઇન્દુલાલને ધર્મના સંસ્કાર આપ્યા. ઇન્દુલાલે પોતાની પ્રાથમિક, માધ્યમિક અને કૉલેજની કેળવણી દરમ્યાન ધાર્મિક સાહિત્યનું વાંચન ચિંતન કર્યું અને પોતાનું આંતર જીવન પલટાવવા માંડ્યું. તેમણે શ્રદ્ધાળુ ઈશ્વરભક્તમાંથી સક્રિય દેશભક્ત થવાનો મનસૂબો કર્યો. અમદાવાદની 'ગુજરાત કૉલેજ' અને મુંબઈની 'સેન્ટ ઝેવિયર્સ કૉલેજ'માં અભ્યાસ દરમ્યાન ઇન્દુલાલે ઘણું અભ્યાસેતર વાંચન કર્યું. તેમણે દેશસેવાનો ધર્મ સ્વીકાર્યો અને બી.એ., એલએલ.બી. થયા પછી 'હિન્દ સેવક સમાજ'માં દાખલ થઈ કાર્ય કર્યું, પણ આખરે એમને ગાંધીજીમાં ગુરુતારકનું દર્શન થયું અને તેમની જ અદમ્ય પ્રેરણાથી તેમને રાહે ગુજરાત માતાને પોતાનું જીવન અર્પણ કરવાનો ઇન્દુલાલે નિશ્ચય કર્યો.

બીજા ભાગ 'ગુજરાતમાં નવજીવન'માં (૧૫-૧૧-૫૫) ઇન્દુલાલે પોતે કરેલી લોકસેવાની અનેકવિધ પ્રવૃત્તિઓની અનુભવકથા રજૂ કરતાં હોમરૂલ લીગ, ગુજરાત રાજકીય પરિષદ, ગુજરાત કેળવણી પરિષદ, વિદ્યાર્થી-સંમેલન, વ્યાયામપ્રચાર, ખેડા સત્યાગ્રહ, ગુજરાતમાં દુકાળ-રાહત-કાર્ય, 'કાળો કાયદો'—રોલેટ એક્ટ સામેની લડત, અને ગુજરાતમાં અસહકારના આંદોલનની ભરતી વગેરેનો ઇતિહાસ આલેખ્યો છે, અને તેમ કરતાં એમણે પ્રજાજીવનનું તાદૃશ અને માનવતાભર્યું ચિત્ર દોર્યું છે. પોતાના લગ્ન જીવનની વેદના પણ ઇન્દુલાલે આ ભાગમાં જ વ્યક્ત કરી છે.

ત્રીજા ભાગ 'કારાવાસ'માં (૧૫-૬-૫૬) ઇન્દુલાલે પોતે કરેલી સાહિત્ય-સેવા, ભીલ સેવા વિશે કહ્યા પછી, પોતે અડાસમાં કરેલા ભાષણ પછી પોતાની એક વર્ષની ગિરફતારી અને તે દરમ્યાન કેટલોક સમય ગાંધીજી સાથે યરોડા જેલમાં પોતાના સહ-નિવાસ વખતે તેમની સાથે કરેલી જ્ઞાનગોષ્ઠી પણ ઇન્દુલાલે અહીં રજૂ કરી છે અને સત્યાગ્રહ, રેંટિયાપ્રચાર, કેળવણી, સાહિત્યપ્રવૃત્તિ વગેરે વિશે ગાંધીજીના વિચાર વાંચકોને જણાવ્યા છે; એ સાથે લગ્ન, સેવા અને નારીપ્રતિષ્ઠા વિશે પોતાનું ઊર્ધ્વગામી ચિંતન પણ રજૂ કર્યું છે. પોતાની 'દેવી'ની સાધનાના ખાટામીઠા અનુભવો પણ ઇન્દુલાલે અહીં વર્ણવ્યા છે. ગાંધીજી સાથે ખિલાફતના પ્રશ્ન અને રેંટિયા-પ્રવૃત્તિની બાબતમાં ઇન્દુલાલને મતભેદ થતાં પોતે પોતાનું કાર્યક્ષેત્ર બદલ્યું અને ગુજરાત છોડી નવું પ્રયાણ કરવા મુંબઈ ગયા ત્યાં સુધી આવી સને ૧૯૨૪થી ત્રીજો ભાગ અટકી જાય છે. ત્યાર પછી એક દાયકો વીતી ગયો પણ ભાગ ચોથો 'જીવન-સંગ્રામ', કે ભાગ પાંચમો 'કિસાન સભા' અથવા ભાગ છઠ્ઠો 'દેશમાં વદેશ' હજુ પ્રગટ થયો નથી.

મોટે ભાગે ઇન્દુલાલના લોકસેવાના અનુભવોને વર્ણવતી આ રાજકીય આત્મકથા ગુજરાતની તત્કાલીન સામાજિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિનું પણ દ્રુતગતિ દર્શન કરાવે છે. ઇન્દુલાલે પોતે જ કહ્યું છે કે "આ જીવનકથાનો નાયક હું નથી પણ ગુજરાતની પ્રજા છે, કંઈક અંશે તેના અનેક સેવકો અને ઘડવૈયા છે."* એટલે તે સમયના નડિયાદના અગ્રગણ્ય નાગરિકો, ઇન્દુલાલનાં સગાંસંબંધીઓ, અને ગુજરાતના સમગ્ર રાજકીય સામાજિક અને સાહિત્યિક ક્ષેત્ર તેમના સહકાર્યકર્તાઓનાં યથાપ્રસંગ નાનાંમોટાં ગુણદર્શી વ્યક્તિચિત્રો મળે છે.

આ 'આત્મકથા' ઇન્દુલાલના આત્મિક ઘડતરની પ્રક્રિયા વ્યક્ત કરી તેમના ભાવનાશાળી, બુદ્ધિવાદી, પુરુષાર્થી, નિખાલસ, નીડર, સ્વમાની, સહૃદયી, સુધારાવાદી, સ્પષ્ટભાષી પણ અધીરા અને તરવરિયા સ્વભાવનો પરિચય કરાવે છે. આમ, ગુજરાતનાં છેલ્લાં પાંત્રીસેક (૧૮૯૨થી ૧૯૨૪) વર્ષોના સંસ્કારજીવનની કથા કહેતાં ઇન્દુલાલ પોતાના અંગત જીવનની વિશ્રંભકથા પણ અહીં કહે છે.

હજારેક પાનાં રોકતી આ 'આત્મકથા'ના ત્રણેય વિભાગમાંથી ઇન્દુલાલના અંગતતમ જીવનને વિશિષ્ટ પ્રકારે આલેખતાં પ્રકરણ તો 'લગ્નજીવનની વેદના' (ભાગ બીજો), કુમુદના પત્રો (ભાગ બીજો), અને 'દેવીની સાધના' (ભાગ ત્રીજો) ગણાવી શકાય. ઇન્દુલાલ વાચકને પોતાના લગ્નજીવનમાં ડોકિયું કરાવતાં એની કરુણતા અને વિષમતા એટલી તટસ્થતા અને નિખાલસતાપૂર્વક વર્ણવે છે કે વાંચકને પણ અલ્પ સમય માટે ઇન્દુલાલે અનુભવેલી, અને ચિરકાળ સ્વ. કુમુદે અનુભવેલી વ્યથાનો અનુભવ થયા વિના રહેતો નથી.

કનૈયાલાલ મુનશી, ચંદ્રવદન મહેતા અને ઇન્દુલાલ યાજ્ઞિકના લગ્નજીવનનો તુલનાત્મક અભ્યાસ વાંચકો માટે જેટલો રસમય તેટલો જ હૃદયદ્રાવક થઈ પડશે.

કલ્પનાશીલ મુનશીને સંજોગોએ સહાયતા કરી એટલે સ્વાર્પણશીલ અ. સૌ. અતિલક્ષ્મી મુનશી અને લાલભાઈ શેઠનાં અવસાન થતાં કનૈયાલાલ મુનશી અને લીલાવતી શેઠના લગ્નજીવનનો સુખમાર્ગ ખુલ્લો થઈ ગયો.

વિલાસને ગેરરસ્તે દોરનાર સગાંઓ અને ચંદ્રવદનના ધૂનીપણાને લીધે વિલાસ અને ચંદ્રવદન એકબીજાથી દૂર થતાં ગયાં.

*ઇ. ક. યાજ્ઞિક, 'આત્મકથા' ભાગ પહેલો, પ્રસ્તાવના પૃ. ૧૧.

પોતાનો બાલવિવાહ, આઝાદ સ્વભાવની અનેક કુમારિકાઓ તેમ જ સ્ત્રીઓનું પોતે કરેલું નિરીક્ષણ અને તેની તુલનામાં સુંદર દુબળી કુમુદની નિશ્ચેષ્ટના, પોતાની અને કુમુદની વચ્ચે શિક્ષણનો ફરક અને શારીરિક તેમ જ માનસિક ઘડતરનો ભેદ વગેરે કારણો આપી ઇન્દુલાલ કુમુદના પોતે કરેલા ત્યાગને વાજબી—ન્યાય્ય ઠરાવવા પ્રયાસ કરે છે. પણ ચંદ્રવદન તો ભારે અનુતાપથી બધો દોષ પોતાને માથે જ વહોરી લે છે અને માને છે કે વિલાસ તરફના પોતાના ગેરવર્તન માટે પરમેશ્વર પણ એમને માફ નહિ કરે, કારણ કે પોતે જ પોતાના તરંગોને વશ થઈ વિલાસને અવગણી હતી.

ચંદ્રવદન અને ઇન્દુલાલ બંને પોતાની પરિણીતાઓને અવગણી માત્ર પોતાની જ દૃષ્ટિએ લગ્નના પ્રશ્નનો વિચાર કરે છે; પણ કનૈયાલાલ મુનશીની જેમ સામા પાત્ર સાથે વિચાર વિનિમય કરી કોયડાનો ઉકેલ શોધવા પ્રયત્ન કરતા નથી. ચંદ્રવદન વિલાસથી દૂર રહે છે પણ જ્યારે વિલાસ પોતાની ગાડી નવા પાટે ચડાવી આપવા ચંદ્રવદન પાસે લગ્નવિચ્છેદની માગણી કરે છે ત્યારે ચંદ્રવદન શાંતિથી, કુનેહથી અને અનુપમ ઉદારતાથી વિલાસના સુખનો રસ્તો ખુલ્લો કરી આપે છે. મુનશીને સંજોગો અનુકૂળ બને છે. ચંદ્રવદનને તક મળે છે ત્યારે એ સંજોગસ્વામી બની નવા સંજોગ સર્જે છે. પણ બુદ્ધિવાદી ઇન્દુલાલ તો અનુકૂળ બનતા જતા સંજોગોને પણ પ્રતિકૂળ બનાવી દે છે! કુમુદ ભણીગણીને ઇન્દુલાલને સમજવા, એમનામાં રસ લેવા અને એમને લાયક લેખિકા અને સમાજસેવિકા થવા સંનિષ્ઠ પ્રયત્ન કરે છે[1] અને પોતાના અંતરનો સૂક્ષ્મ સ્નેહભાવ વ્યક્ત કરે છે. ત્યારે પણ ઇન્દુલાલ તેને સ્વીકારવા તૈયાર થતા નથી.[2] કુમુદના અવસાન પછી

"ઉન્મત્ત મસ્તક નમાવીને માફી" માગવાથી શું? ઇન્દુલાલ કહે છે "હું તો મગરમચ્છની અદાથી બહાર નીકળી ગયો પણ તે બિચારી તેમાં ડૂબી ગઈ"[3] આ વાંચતાં વાસ્તવિક તો એમ જ લાગે છે કે પોતાની જીવન-સંગિની અને જનસેવાનું કાર્ય એ બંનેય પરત્વે ઇન્દુલાલ ગુરુતા-ગ્રંથિથી પીડાય છે. અને સંધાન—સમાધાનનો નહિ, પણ ભંગાણનો જ પ્રયોગ કરે છે. ઉ. ત. જોઈએ :

૧. "લીલાબહેને મારી પત્ની સાથે રહી તેનું જીવન પ્રફુલ્લિત કરવા મને દર્દભરી વિનંતી કરી. તરત તે વાત ઉડાવીને અમારી ચર્ચાને આધ્યાત્મિક સપાટીએ મેં ચડાવી દીધી."[4]

૨. "અનેક મિત્રો કુમુદના સહજીવનનો સવાલ છેડતા તેને હંમેશ નું સિફતથી ઉડાવી મૂકતો."[5]

૩. "કુમુદે મારી પ્રદક્ષિણા કરી, પણ ઝાઝો મેળ ખાધો નહિ."[6]

'દેવીની સાધના' નામનું પ્રકરણ કદાચ પ્રણયાનુભૂતિમાંથી બકાત રહેલા એકલવીરની અતૃપ્ત ઝંખનાનું, દમિત, ગોપાયિત ઉત્કટ આકાંક્ષાઓના પ્રતિભાવોનું પરિણામ નથી? મનોવિજ્ઞાનના જાણકારો માટે આ પ્રકરણ ઘણી સારી અભ્યાસ-સામગ્રી પૂરી પાડશે.

આ આત્મકથાનું આયોજન સુવ્યવસ્થિત તેમ જ કાલક્રમાનુસારી છે, તેમ છતાં કેટલીક સુદીર્ઘ ચિંતન કંડિકાઓને લીધે એનો પ્રસ્તાર વધી ગયો છે. સમગ્રપણે વિચારતાં ઇન્દુલાલનું અસામાન્ય ભાષાપ્રભુત્વ, ઇતિહાસને પણ રસિક વાઙ્મય બનાવી દેતી એમની શૈલીની ઓજસ્વિતા, બલિષ્ઠતા અને હૃદયંગમતા પણ આ 'આત્મકથા'ને ગુજરાતી સાહિત્યમાં ઊંચું સ્થાન

સ્થાન છે એ વાત હું ફરી ફરી માનું છું. કિન્તુ અંતરિક્ષની એવી કઈ ગાઠ હશે કે તમારા મને મારા વચ્ચે ભેદ પાડ્યો?", 'આત્મકથા' ..ભાગ બીજો, પૃ. ૩૬૧.

"કશું નહિ તો છેવટે રામાજના ઉદ્ધાર માટે તમારી બનાવી લો. પછી હું લખીશ—અમલમાં મૂકીશ. 'હિન્દુસ્તાન' જેવું પત્ર છે, પછી કંઈ ખોટ છે?" —'આત્મકથા'—ભાગ બીજો, પૃ. ૩૬૩.

૩. ઇ. ક. યાજ્ઞિક, 'આત્મકથા'–ભાગ બીજો, પૃ. ૩૫૦.
૪. ઇ. ક. યાજ્ઞિક, 'આત્મકથા,'–ભાગ બીજો, પૃ. ૨૬૩.
૫. ઇ. ક. યાજ્ઞિક, 'આત્મકથા'–ભાગ બીજો, પૃ. ૩૩૪.
૬. ઇ. ક. યાજ્ઞિક, 'આત્મકથા'–ભાગ બીજો, પૃ. ૩૩૯.

ગંગાબહેને કહેલા પોતાના લગ્નજીવનના હૃદયંગમ અનુભવો તેમણે પોતાના સરળ પણ ચતુર અને ઉચ્ચગ્રાહી પતિને અનુરૂપ થવાના કરેલા પ્રયત્નો વર્ણવતાં તીવ્ર સ્વમાન-ભાવના, આત્મવિકાસની ઇચ્છા અને આત્મૈક્યની તીવ્ર ધગશ વ્યક્ત કરે છે, તેમ છતાં અહીં આત્મનિરીક્ષણ કે આત્મપૃથક્કરણ તો નહિવત્ જ મળે છે. અહીં ગંગાબહેન તથા ગોરધનભાઈનાં વિનોદપ્રિય છતાં ગંભીર અને શુભાશયી વ્યક્તિચિત્ર ઊભાં થાય છે. 'દોઢ ચોપડી ભણેલાં' પણ તેથી નિરાશ ન બનેલાં વિકાસ-વાંછુ સન્નારી ગંગાબહેનની સરળ, સ્વમાની પ્રકૃતિનું દર્શન બહુ રમણીય છે.

તેમણે પ્રસંગોપાત્ત પોતાના યુગનું ચિત્ર આલેખતાં પોતાની ચરોતરની પટેલ જ્ઞાતિના રીતરિવાજનું વિશેષતઃ એના લગ્નના રીતરિવાજનું અને લોકમાનસનું આબેહૂબ વર્ણન કર્યું છે. ઉનાની નાગરજ્ઞાતિ અને કદીઈની કોમના સામાજિક જીવનનો પણ આછોપાતળો પરિચય પણ ગંગાબહેને આપ્યો છે.

આરંભમાં લેખિકાએ મોટે ભાગે વર્ણનનો આશ્રય લીધો છે, પણ આગળ વધતાં તેમણે ઘટનાઓના નિરૂપણને પ્રાધાન્ય આપ્યું છે. લેખિકાએ કરેલું પ્રસંગ-નિરૂપણ અસરકારક છે. લેખિકાને માર્મિક પ્રસંગાલેખનની હથોટી છે એટલે ઘટનાઓનું આલેખન ઉચ્ચ કોટિની નવલિકામાં હોય એવું સચોટ બન્યું છે. પોતાના બચપણના કેટલાક પ્રસંગો પોતાના લગ્ન વખતે ઊંઘ આવવાનો, વર ગમી જવાથી એની સાથે જવાની હઠનો, ફૂમતું પકડવાનો, કાઠિયાવાડમાં કાવેરી ગાય માટે ઘાસ ખરીદવાનો, મુંબઈમાં 'આપુ છ બાવડી'નો અને 'હોલ્લા' ખાધાનો, કંટ્રાક્ટરની ચાલીમાં નવા ઘરમાં રહેવા જવા માટે કુંભ મૂકવાનો વગેરે પ્રસંગોની રજૂઆત ખૂબ ઉત્કંઠાપ્રેરક છે. સંવાદો પણ સ્વાભાવિક છે, અને શૈલી સરળ છતાંય રસાળ છે. શેઠ નાનજીભાઈ કાળિદાસ-કૃત 'મારા જીવનની અનુભવકથા'ની જેમ ગંગાબહેન પટેલ-રચિત 'સ્મૃતિસાગરને તીરે' પણ એની ઘરગથ્થુ, સાદી, પાયાની ગુજરાતી ભાષા માટે ભાષાશાસ્ત્રના અભ્યાસીઓને સ્વાભાવિક જીવતી ગુજરાતી ભાષાનો મહત્ત્વનો દસ્તાવેજી પુરાવો પૂરો પાડશે.

### ઉપસંહાર

આમ રે છેલ્લાં સો એક વર્ષના આત્મચરિત્રસાહિત્યનો વિકાસ વિસ્તારથી તપાસતાં આપણે જોયું કે નર્મદે જેમ 'કવિચરિત' લખી સને ૧૮૬૫માં ગુજરાતી જીવનચરિત્ર રચવાની પહેલ કરી તેમ તેણે એના પછી એક વર્ષે જ 'મારી હકીકત' લખી આપણી ભાષામાં આત્મચરિત્રલેખનનાં પણ મંડાણ

કર્યાં અને પોતાના નિખાલસ મસ્ત વ્યક્તિત્વનું દર્શન કરાવ્યું. ત્યારપછી રા.બ. મોહનલાલ રણછોડભાઈ ઝવેરીએ પોતાનું લઘુ આત્મવૃત્તાંત લખેલું. સ્ત્રીઓમાંથી ગુજરાતી ભાષાનું પહેલું સ્ત્રીચરિત્ર 'શીરીન મડમ' પારસી કોમનાં શીરીન બાનુએ સને ૧૮૯૦માં રચ્યું; ત્યાર પછી શારદાબહેન મહેતાએ લગભગ અર્ધી સદી પછી 'જીવનસંભારણાં'(૧૯૩૮)માં, કનુબહેન દવેએ 'મારી જીવનસ્મૃતિ તથા નોંધપોથી'(૧૯૩૮)માં અને ગંગાબહેન પટેલે 'સ્મૃતિસાગરને તીરે'(૧૯૬૪)માં આપકથા કહી. આમ, આપણી ભાષામાં હજુ સુધી ફક્ત ચાર જ સ્ત્રીઓએ આત્મવૃત્તાંત લખ્યાં છે.

નર્મદની 'મારી હકીકત' પછીનું નોંધપાત્ર આત્મચરિત્ર મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું છે જે એમની નિખાલસતા અને આત્મનિરીક્ષણ માટે તેમ જ તેમના દ્વિવિધ કરુણ વ્યક્તિત્વના આલેખન માટે ધ્યાનપાત્ર કૃતિ ગણી શકાય. નારાયણ હેમચંદ્રના 'હું પોતે'માં તેમના પ્રવાસ અને અનુભવોનું વર્ણન છે, પણ તેમના આંતરિક વ્યક્તિત્વના ચિત્રણનો તેમાં અભાવ છે. હરગોવિન્દદાસ દ્વારકાંદાસ કાંટાવાળા અને વાડીલાલ મોતીલાલ શાહનાં આત્મવૃત્તાંતો હજી અપ્રકટ જ રહ્યાં છે. ભાઈશંકર નાનાભાઈ ભટ્ટનું 'મારા અનુભવની નોંધ' ખાસ ધ્યાન ખેંચે તેવી કૃતિ નથી.

સને ૧૯૨૭માં તો ગુજરાતી આત્મચરિત્ર સાહિત્યમાં ગાંધીજીએ 'સત્યના પ્રયોગો'ની રચના કરી અને ત્યારે રામનારાયણ પાઠકે કહ્યું હતું તેમ "નેવાનાં પાણી મોભે ચડ્યાં હતાં."* આમ, ગાંધીજીએ 'સત્યના પ્રયોગો' રચી માત્ર ગુજરાતી ભાષાને નહિ પણ વિશ્વને એક ઉત્તમ આત્મચરિત્રની ભેટ ધરી. કવિ ન્હાનાલાલનું 'અર્ધ શતાબ્દીના અનુભવબોલ' અને બળવંતરાય ઠાકોરનું 'પંચોતેરમે' વ્યાખ્યાનો હોવા છતાં એમાંની ચરિત્રાત્મક સામગ્રીની દૃષ્ટિએ મૂલ્યવની કૃતિઓ છે. કાકા કાલેલકરનું 'સ્મરણયાત્રા' બાળપણનાં સ્મરણો રજૂ કરી ગમ્મત અને જ્ઞાન તેમ જ સત્ય અને સૌંદર્યનો સમન્વય કરે છે. ક. મા. મુનશીની સર્જક કલમ 'અડધે રસ્તે', 'સીધાં ચઢાણ': ૧-૨, અને 'સ્વપ્નસિદ્ધિની શોધમાં' વગેરેમાં આત્મચરિત્રને નવલકથા જેવું આસ્વાદ્ય બનાવે છે; પણ ગુજરાતની અસ્મિતા સાથે પોતાની અસ્મિતા ગાવાનું મુનશી કેમ ચૂકે ખરા? ધનસુખલાલ મહેતાનું 'આથમતે અજવાળે' એક રસિક સહૃદયની સામાન્ય આપકથા છે.

રાવજીભાઈ મણિભાઈ પટેલનું 'જીવનઝરણાં'-૧-૨, પ્રભુદાસ છગનલાલ ગાંધીજીનું 'જીવનનું પરોઢ' અને ગણેશ વાસુદેવ માવળંકરનું 'સંસ્મરણો' ગાંધીજીની આસપાસ ફરતી કૃતિઓ છે.

* 'સને ૧૯૨૯ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન', પૃ. ૨૭.

તનસુખ ભટ્ટનું 'મેં પાંખો ફફડાવી' અને ડૉ. હરિપ્રસાદ દેસાઈનું 'નાના હતા ત્યારે' બાળપણ તેમ જ કિશોરવયનાં સંસ્મરણો છે, અને કાલેલકરની શૈલીની તેમના પર પડેલી અસર તેમાં જોઈ શકાય છે.

ધૂમકેતુનાં 'જીવનપંથ' અને જીવનરંગ' તેમ જ રમણલાલ વ. દેસાઈનાં 'ગઈકાલ' અને 'મધ્યાહ્નનાં મૃગજળ' સાહિત્યકારોની સામાન્ય સંસ્મરણકથાઓ છે. ચંદ્રવદન મહેતાનાં પાંચ પુસ્તકો 'બાંધ ગઠરિયાં'-૧-૨, 'છોડ ગઠરિયાં', 'સફર ગઠરિયાં' અને 'રંગ ગઠરિયાં' એક સંવેદનશીલ, સૌન્દર્યપિપાસુ, કલાભક્તની ચેતનવંતી કૃતિઓ છે. ઇન્દુલાલ યાજ્ઞિકની 'આત્મકથા'ના ત્રણ ભાગનું ગુજરાતના સાંસ્કૃતિક અને વિશેષ તો રાજકીય ઇતિહાસની સામગ્રી તરીકે ઘણું મહત્ત્વ રહેશે. ભાષા અને શૈલીની દૃષ્ટિએ પણ એ કૃતિ અસરકારક તો છે જ. નાનાભાઈ ભટ્ટનું 'ઘડતર અને ચણતર' એક કેળવણીકારના અનુભવો તરીકે અતિ કીમતી કૃતિ છે. ચાંપશીભાઈ વિ. ઉદ્દેશીનું 'સ્મૃતિસંવેદન' અને દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનાં સંસ્મરણો' કોઈ વિશેષતા દેખાડતાં નથી.

શેઠ નાનજીભાઈ કાળિદાસનું 'મારા જીવનની અનુભવકથા' ગુજરાતી સાહિત્યમાં, એક આપમેળે અને આપબળે આગળ વધેલા વ્યાપારવીરની પહેલી આત્મકથા છે. 'ભદ્રંકાકા' તરીકે જાણીતા ભાઈલાલભાઈ દ્વાભાઈ પટેલનાં સંસ્મરણો 'સક્કર બરાજમાં આઠ વર્ષ' એક વિશિષ્ટ પ્રકારની અને ગુજરાતી સાહિત્યમાં એક ટેક્નિશ્યનની પહેલી સ્મરણકથા છે. લેખકના જીવનનો એ આંશિક પરિચય આપતી હોવા છતાં એક ઉપયોગી કૃતિ છે. દુર્ગાશંકર કે. શાસ્ત્રીનાં સંસ્મરણો હજુ ગ્રંથસ્થ થયાં નથી. ઝવેરચંદ મેઘાણીનું 'છેલ્લું પોથીનાં પાનાં', રવિશંકર મહાશંકર રાવળનું આત્મકથાનક 'જીવનપટનાં સ્મૃતિચિત્રો', ચીનુભાઈ દેસાઈ—સ્નેહરશ્મિનું આત્મવૃત્તાંત 'મારી દુનિયા' અને 'ઝીણાભાની આત્મકથા' હજુ ગ્રંથસ્થ થવાં બાકી છે એટલે એમને વિશે તેમ થયા પછીની આ પુસ્તકની આવૃત્તિમાં લખી શકાય.

આ સો વર્ષમાં આત્મચરિત્રના વાઙ્મયને મુખ્યત્વે સાહિત્યકારોએ જ સમૃદ્ધ કર્યું છે. બીજાઓએ આત્મચરિત્ર બહુ ઓછાં લખ્યાં છે અને પ્રાન્તને નેતૃત્વ પણ વિદ્વાનોનું જ રહ્યું છે એટલી અગત્યની વાત આમાંથી બહાર ઉપસી આવે છે. એકંદરે, છેલ્લાં સો વર્ષમાં આત્મચરિત્રનો વિકાસ સંખ્યામાં અને ગુણવત્તામાં ખૂબ જ સંતોષકારક છે.

પ્રકરણ આઠમું

# અન્ય ચરિત્રોપકારક સાહિત્ય

જીવનચરિત્ર અને આત્મચરિત્રને ઉપકારક એવી સામગ્રી રેખાચિત્રો, સંસ્મરણો, જીવનરેખા, રોજનીશી—ડાયરી અને પત્રો એમ ભિન્ન ભિન્ન સ્વરૂપે પ્રગટ થતી રહે છે. ચરિત્રકાર માટે એ સામગ્રી બહુ ઉપયોગની હોઈ ગુજરાતી સાહિત્યની એવી કેટલીક માત્ર ગણનાપાત્ર સામગ્રીનો અહીં જરાતરા સ્પર્શ કરી લઈશું.

## રેખાચિત્રો, સંસ્મરણો અને જીવરેખાઓ

સૌથી પહેલાં રેખાચિત્રોની આપણે વાત કરીએ. થોડાએક શબ્દોમાં કોઈ વ્યક્તિના સ્વભાવનો સચોટ પરિચય આપવો એ બહુ અઘરી કલા છે એને માટે વિવિધ અનુભવ, અવલોકન, મનુષ્યસ્વભાવનું જ્ઞાન, હૃદયમાં ગુણજ્ઞતા અને સ્વભાવમાં રસજ્ઞતા જોઈએ. સૌ.લીલાવતી મુનશીએ રેખાચિત્રો લખવાં શરૂ કર્યાં તે પહેલાં ન્હાનાલાલે ' ચિત્રદર્શનો '( ૧૯૨૧ )માં શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ, એમના ગુરુ કાશીરામ દવે, અમૃતલાલ પઢિયાર, દયાનંદ સરસ્વતી વગેરેનાં રેખાચિત્રો નહિ પણ તેજચ્છાયાનાં ચિત્રો સૂક્ષ્મદૃષ્ટિ અને નિર્ભયતાપૂર્વક નિખાલસપણે આપ્યાં હતાં.

ત્યારપછી નરસિંહરાવનાં 'સ્મરણમુકુર'માંનાં રેખાચિત્રો 'ગુજરાત'માં પ્રગટ થયાં તે પછી એકેક માસે સૌ. લીલાવતી મુનશી( ત્યારે શેઠ )નાં ' રેખાચિત્રો ' પ્રસિદ્ધ થયાં સ્વ. નરસિંહરાવે ક. મા. મુનશીની વિનંતી સ્વીકારી એમના જમાનાની ગુજરાતની કેટલીક જાણીતી વ્યક્તિઓનાં શબ્દ-ચિત્રો આપ્યાં હતાં પણ તેમાં લેખકના હૃદયની સંકુચિતા અને કડવાશ તથા બીજાનો ઉપહાસ કરવાની વૃત્તિ પ્રવેશી ગયાં હતાં. રણછોડભાઈ અને મહીપતરામ પણ એનો ભોગ બન્યા હતા. નરસિંહરાવે દોરેલાં વ્યક્તિચિત્રોમાં મણિશંકર રત્નજી ભટ્ટ ( કાન્ત ), લાલશંકર દવે અને પ્રો. ભાંડારકરનાં ખાસ નોંધપાત્ર છે. સૌ. લીલાવતી મુનશીનાં રેખાચિત્રોમાં નિખાલસતા, સરસતા, તેજસ્વિતા, ભાષાની ભભક અને મનુષ્યહૃદયનું —માનસનું પૃથક્કરણ દેખાઈ આવે છે. 'મીસીસ માર્ગારેટ એસ્ક્વીથ' અને 'દ્રૌપદી' એમની અનુપમ સિદ્ધિઓ છે.

ચંદ્રશંકર પંડ્યાએ 'કૌમુદી'માં કેટલાંક રેખાચિત્રો રજૂ કર્યાં હતાં પણ તે પ્રશંસાત્મક પરિચયો જ હતા. આનંદશંકર ધ્રુવનું શબ્દચિત્ર એનો સારો નમૂનો છે. મટુભાઈ ઉમરવાડિયાએ 'ગુજરાતના મહાજનો'માં તીખી પણ સત્યનિષ્ઠ વાણીમાં કેટલાંક વ્યક્તિચિત્રો નિરૂપ્યાં હતાં. યશવંત પંડ્યાનાં 'કલમચિત્રો'માં ચંદ્રવદન મહેતાનું શબ્દચિત્ર ખાસ ધ્યાન ખેંચે તેવું છે. કનૈયાલાલ મુનશીએ 'ગુજરાતના જ્યોતિર્ધરો'માં "માત્ર કલ્પનાપ્રધાન ચિત્રાત્મક વર્ણનોથી ગુજરાતના મહાપુરુષોનું ચલચિત્ર આપ્યું હતું.".* શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રીના 'સાહિત્યને ઓવારેથી'(૧૯૩૯)માં સમભાવશીલ પણ સ્પષ્ટવક્તૃત્વ-ભર્યાં આકર્ષક રેખાચિત્રો છે. અશોક હર્ષ 'વિભૂતિમંદિર'(૧૯૪૧)માં એકંદરે એક કરતાં વધારે પુસ્તકના અને સામયિકોના આધારે ૭ પરદેશી અને ૬ ભારતીય મહાજનોના કાર્યનો તેમ જ જગતને તેમણે કરેલા વિશિષ્ટ પ્રદાનનો પરિચય આપે છે. લેખકનો અવતરણો મૂકવાનો શોખ, જ્ઞાનપ્રદર્શનની થોડીક વૃત્તિ, શૈલીની વિદ્દગ્ધોચિતતા, સાથે સાથે વર્તમાનપત્રોના દૃષ્ટિબિંદુથી લખ્યા હોય તેવી ઢબ અને ભાષાની ભભકનો મોહ[1] એમના ગ્રંથોની કલામયતા અને સુરેખતાને ખંડિત કરે છે; તેમ છતાંય અશોક હર્ષની પાસે ચરિત્રનિરૂપણની દૃષ્ટિ છે અને વિભૂતિઓનાં ચરિત્રોમાંથી પ્રેરણા પીવાનો અને પાવાનો તેમનો ઉત્સાહ પ્રશંસાપાત્ર છે.

ર. વ. દેસાઈનું 'તેજચિત્રો' (૧૯૪૧) બહુધા તેજ છે—ગુણદર્શન જ છે.

ઈશ્વર પેટલીકરે 'ધૂપસળી'(૧૯૫૩) અને 'ઘર દીવડા'(૧૯૫૬)માં જાણીતી કુલ ત્રેવીસ વ્યક્તિઓની મુલાકાત લઈ તેમના જીવન વિશે તેમને પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપ્યા છે. યશોધર મહેતાએ 'હમિવાગરો'-(૧૯૫૨)માં મોટેભાગે પોતે પરિચયમાં આવેલા હોય તેવા વ્યક્તિઓની લાક્ષણિકતાઓ સચોટ ભાષામાં રજૂ કરી છે.

વિદ્યાબહેન નીલકંઠે 'ફોરમ'(૧૯૫૫)માં તેમના પરિચયમાં આવેલાં જે સ્વજનો, સ્નેહીઓ અને સંબંધીઓ સહાયક અને માર્ગદર્શક નીવડ્યાં તેમનાં સ્મૃતિચિત્રો આલેખી ઋણફાળો સફળ કર્યો છે. એ સ્મૃતિચિત્રોનું ઐતિહાસિક દૃષ્ટિએ મૂલ્ય ઘણું મોટું છે. લીલાવતીનાં 'વ્યક્તિચિત્રો' (૧૯૪૯) અને દર્શકનું 'ત્રિવેણીતીર્થ' (૧૯૫૫) જુદી જુદી દૃષ્ટિએ

*. 'સ્વપ્નસિદ્ધિની શોધમાં', પૃ. ૩૬૬.

૧ ક. મ. 'એ નેકડી મિત્રજનોનો: પ્રશ્ન જ હતો' પૃ.૧૩ (જ્ઞાન મિત્ર).

લખાયેલી સ્મરણીય કૃતિઓ છે. 'વિદ્યાર્થી વાચનમાળા', 'ફોરમ' લહરીઓ અને 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'નાં ચરિત્ર ગુચ્છો બાલોપયોગી કૃતિઓ છે.

નિરંજન વર્મા અને જયમલ પરમાર-કૃત 'કાઠિયાવાડના ઘડવૈયા'માં (૧૯૪૧) સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ ભાવનાશીલ જનસેવકો—કર્મયોગી મોતીભાઈ, ધર્મવીર ફૂલચંદભાઈ અને સાધક ચમાભાઈના આંતરબાહ્ય જીવનનો પરિચય આપતી પ્રેરક બાનીમાં આલેખાયેલી પ્રસંગસમૃદ્ધ જીવનરેખાઓ છે.

ધૂમકેતુ-કૃત 'હ્યુએનસંગ'(૧૯૪૨) નામક સરળ પુસ્તિકામાં ચરિત્ર-નાયકનું પ્રસંગચિત્રણ નથી પણ કેવળ હકીકતો છે. તેમનું બીજું પુસ્તક 'વીર વનરાજ'(૧૯૪૨) 'પ્રબંધચિંતામણિ', 'પ્રબંધકોશ', 'કુમાર-પાળચરિત્ર', 'રત્નમાલા' અને 'રાસમાલા'ને આધારે રચાયેલું વાર્તારૂપ ઐતિહાસિક ચરિત્ર છે. તેમનું ત્રીજું પુસ્તક 'ચરિત્રકથાઓ'(૧૯૫૦) ચરિત્રાત્મક લઘુકથાઓ આપે છે. એમાં સળંગ ચરિત્ર કરતાં પ્રસંગવિશેષ anecdotes—સ્મરણીય પ્રસંગો જોવા મળે છે.

'મહાન મુસાફરો'માં(૧૯૩૮) મૂળશંકર મોહનલાલ ભટ્ટે પ્રવાસવીરોની અદ્ભુતરસિક આકર્ષક કથાઓ દ્વારા તેમનાં જીવનવૃત્તાંતો આપવાનો પ્રશસ્ય પ્રયાસ કર્યો છે.

'આપણાં સાક્ષર-રત્નો'-ભાગ ૧, ૨(૧૯૩૪)માં ન્હાનાલાલ કવિએ મીરાં, પ્રેમાનંદ, નર્મદ, નવલરામ, દલપતરામ અને દયારામ જેવા વૃદ્ધોને પૂજ્યા છે; ગોવર્ધનરામ, કેશવલાલ હ. ધ્રુવ, મસ્ત કવિ, કાન્ત, લલિતજી અને નૃસિંહ વિભાકર જેવા સમોવડિયાને વંદ્યા છે; અને પૃથુ શુક્લ જેવા જુવાનોને બિરદાવ્યા છે. ન્હાનાલાલનાં આ 'અભ્યાસમંથનો'માં મુખ્યત્વે કરીને વિદ્વત્પૂજા અને ગુણપૂજા છે. કવિનું પ્રશંસક હૃદય ઊર્મિવશ થઈ ઘણી વાર તટસ્થતા ગુમાવે છે (ઉ. ત. પૃથુ શુક્લની બાબતમાં) તો કોઈ વાર સત્યકથન અને નિખાલસતાના બહાના નીચે પોતાના પૂર્વગ્રહોને વ્યક્ત કરવાની તક લે છે. 'આપણાં સાક્ષરરત્નો'-૧, ૨ અંગત વિગતપૂર્ણ વિવેચન-સ્વાધ્યાયો કહી શકાય, ચરિત્રગ્રંથ નહિ. તેમાંની સારગ્રાહી અભ્યાસશૈલી નોંધપાત્ર છે ખરી.

પુરાતન બૂચે 'આપણા સરદાર'માં (૧૯૪૬) સરદારના જીવનના છૂટાછવાયા પ્રસંગોનું બાળકો અને અશિક્ષિત પ્રૌઢો માણી શકે એવું સરળ અને પ્રેરક નિરૂપણ કર્યું છે.

'મહાદેવભાઈની ડાયરી'નું નવેમ્બર ૧૯૫૧માં પ્રગટ થયેલું પાંચમું પુસ્તક (૨૬–૬–૧૯૧૯થી –૭–'૨૧) પ્રસંગાનુસાર કરુણ-કોમળ મ. ગાંધીજીના અહિંસા, અસહકાર અને સત્યાગ્રહના તદ્દન નવીન પ્રયોગ વડે દેશને જગાડવાના ઉત્કટ પ્રયત્નનું દર્શન મનોહર શૈલીમાં કરાવે છે.

જૂન '૬૪માં પ્રસિદ્ધ કરવામાં આવેલું છઠ્ઠું પુસ્તક (૧૮–૧–'૨૪થી ૨૯–૧૦–'૨૪) દેશમાં ઠેર ઠેર ફાટી નીકળેલાં કોમી રમખાણ, ૧૭–૯–'૨૪થી મ. ગાંધીજીના એકવીસ દિવસના ઉપવાસ, સ્વરાજ્યવાદીઓ અને નાફેરવાદીઓને એક કરવાના મ. ગાંધીજીના પ્રયાસ, તેમ જ એમનો ખાદી-રેંટિયા-પ્રચાર, અસ્પૃશ્યતા-નિવારણ અને હિન્દુમુસ્લિમ એકતાનો ત્રિપાંખિયો કાર્યક્રમ વગેરેની માહિતી આપે છે. મ. ગાંધીજીનાં કેટલાંક વિસ્તાર-રત્નો પણ અહીં પ્રાપ્ત થાય છે.

ફેબ્રુઆરી '૬૫માં બહાર પડેલું સાતમું પુસ્તક (૩૦–૧૨–'૨૪થી ૩૦–૪–૨૫) છઠ્ઠા ભાગમાં વર્ણવેલા ત્રિપાંખિયા કાર્યક્રમ અંગે મ. ગાંધીજીના ચાર માસના પ્રવાસની તેમ જ તે દરમિયાન એમણે કરેલાં ભાષણ-ચર્ચાઓની પુનરુક્તિભરી નોંધોનું છે.

જાન્યુઆરી '૬૬માં પ્રકાશિત આઠમું પુસ્તક (૧–૫–'૨૫થી ૩૧-૧૨-'૨૫) સાતમા પુસ્તકમાં છે તે જ કાર્યક્રમ માટેનાં મ. ગાંધીજીનાં પ્રવાસ-પ્રવચનોની વિગતોથી ભરપૂર છે. એમાં મહાદેવભાઈનાં કેટલાક લેખો અને નોંધોનો સમાવેશ પણ કરવામાં આવ્યો છે.

મહાદેવભાઈની ડાયરીનો ફલક અત્યંત વિશાળ છે. ગાંધીજીના પ્રત્યક્ષ કે પરોક્ષ પરિચયમાં આવેલાં નાનાંમોટાં માનવીઓના વિચાર કે મનોમંથનોનું ક્યાંક ટૂંકું તો ક્યાંક વિસ્તૃત એવું વિવેચન મળે છે. લેખકના વિશાળ અને મર્મગ્રાહી વાચનનો આ રોજનીશીના પાંચે ગ્રંથો પુરાવો છે. લેખકની નમ્રતા, પ્રેમાળતા, ગાંધીજી પ્રત્યેની અનન્ય નિષ્ઠા, અને એમને ચરણે એમનાં જ કાર્યોમાં આત્મવિલોપન કરવાની તથા એ દ્વારા જીવનસાર્થક્ય સાધવાની ઉચ્ચ ભાવના તરી આવે છે. ગાંધીજીની મહાનુભાવિતાની સાથે સાથે સરદારની ગાંધીજી પ્રત્યેની નિષ્ઠા અને માતૃવત્ સંભાળ, તેમનો નર્મયુક્ત વિનોદી સ્વભાવ અને ગોનરફ કરી વળતી તેમની ટીખળવૃત્તિનું પણ આ રોજનીશીના ગ્રંથોમાં આલેખન થયું છે.

આ ગ્રંથો ઉત્તમ રોજનીશીનો આદર્શ પૂરો પાડે છે. મહાદેવભાઈએ

પોતાની જાત વિશે ન છૂટકે કરવા પડતા ઉલ્લેખોમાં આખ્યાહારની ભાષા પસંદ કરી છે. "આ રોજનીશી હૃદયની પવિત્ર આસ્થાના નિર્મળ અને શાંત જળથી ભરેલા માનસસર જેવી છે, જેમાં લોકોત્તર વ્યક્તિવિશેષ ગાંધીજીનું સ્પષ્ટ અને સુરેખ પ્રતિબિંબ ઝિલાયું છે." આત્મપ્રશંસાના મલિન વહેણથી કે પોતાને વિશેના ઉલ્લેખોની નિરુપયોગી વિગતોથી એ કદી દૂષિત બનતી નથી. મહાન નાટ્યકાર પણ ભાગ્યે જ ઉઠાવ આપી શકે એવી રીતે ગાંધીજી અને સરદારના ગૌરવપૂર્ણ સ્વભાવનું દર્શન એમાં કરાવવામાં આવ્યું છે. વ્યક્તિત્વના નમ્ર શીલથી શોભતી મહાદેવભાઈની શૈલીમાં જેમ 'એકરમાન-ગટે' સંવાદમાં ગટેની કે 'પ્લેટોના સંવાદો'માં સોક્રેટિસની છબી જેવી ગાંધીજીની મૂર્તિ અંકિત થઈ છે.

"યથાયોગ્ય સંપૂર્ણતા અને ચોકસાઈ"નો આગ્રહ ધરાવતા માનસનું સ્પષ્ટ પ્રતિબિંબ પાડતી 'નરસિંહરાવની રોજનીશી' સન ૧૮૯૨થી શરૂ થઈને ૨૫-૧૦-૩૫ને રોજ એકાએક લખાતી બંધ થઈ ત્યાં સુધીના નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાના જીવનના અનેક પ્રસંગો, શોખ, માનસ, લાગણીઓ અને જીવનમાં અનુભવેલાં સુખદુઃખોનો વિગતપ્રચુર ઇતિહાસ છે.

આ રોજનીશી લેખકનો સાહિત્યશોખ, ગુજરાતી, સંસ્કૃત તથા અંગ્રેજી ભાષાનાં ઉત્તમ પુસ્તકોનું તેમનું તલસ્પર્શી વાચન, ચાલુ સાહિત્યપ્રવાહનું સજાગ અવલોકન કરવાનો તેમનો આગ્રહ, ભાષા અને સાહિત્યની ઝીણામાં ઝીણી વિગતોને પંડિતની ગાંભીર્યપૂર્ણ છટા અને વિદ્વત્તાથી અવલોકવાની તેમની ટેવનું દર્શન કરાવે છે. તત્કાલીન પ્રચલિત સાહિત્યપ્રવાહો, વિચાર-ધારાઓ અને મતાન્તરો તેમ જ લેખક જેમના સંપર્કમાં આવ્યા તેવા મહાનુભવોની લાક્ષણિકતાઓને પણ તે વર્ણવે છે.

આવા પરલક્ષી દર્શનની સાથોસાથ લેખકના સ્વભાવની ખાસિયતોનો પરિચય આ રોજનીશી દ્વારા પ્રાપ્ત થાય છે લેખકની પ્રભુપરાયણતા, અડગ સત્યનિષ્ઠા, ગુણૈકદર્શી દૃષ્ટિની સાથે સાથે અન્યના દોષ તરફ અણગમો, સંગીતશોખ, ગંભીરતા, પ્રૌઢ ભારેખમપણુ તથા આ બધાંમાંથી પણ વારંવાર ડોકિયાં કરતી વિનોદવૃત્તિ, અને નિકટનાં સ્વજનો ચાલ્યાં જતાં લેખકના હૃદયે અનુભવેલા આઘાતોની સંયત વ્યથા અને દયાર્દ્ર અંતરનો ખ્યાલ આ રોજનીશીમાંથી મળે છે.

આ રોજનીશી લેખકના પ્રભાવશાળી અને મૂલગામી પાંડિત્યનો પરિચય

કરાવતી હોવા છતાં તે વધુ પડતી અંગત વિગતોથી શુષ્ક બની છે અને તેમાંથી નરસિંહરાવના ગૌરવપૂર્ણ વ્યક્તિત્વને શોભાવતી તટસ્થતા, આત્મનિરીક્ષણ અને અંતર્મુખતાનો અલ્પ ખ્યાલ મળે છે.

ગોવર્ધનરામ ત્રિપાઠીની 'Scrap-Book'નું સ્મરણ કરાવતી પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરની અંગ્રેજી ડાયરીઓ મુંબઈમાં તેમના દીકરા પાસે આજ સુધી અપ્રગટ પડી રહી છે. ભોળાનાથ સારાભાઈ દિવેટિયાની ફારસીમાં લખાયેલી ડાયરીનો ગુજરાતી અનુવાદ, દાદા સાહેબ માવળંકરની મરાઠી 'રોજનીશી'નો ગુજરાતી અનુવાદ ક્યારે પુસ્તકરૂપે પ્રકટ થશે?

### પત્રસાહિત્ય

'કાન્તમાલા'(૧૯૨૪)માં અંગ્રેજી-ગુજરાતી બંને ભાષામાં પ્રકટ થયેલા કવિ કાન્તના પત્રો કવિનાં કુટુંબવાત્સલ્ય, મિત્રપ્રેમ, સત્યનિષ્ઠા, આત્મશ્રદ્ધા, ક્યારેક ઊંડો અંતરવિષાદ પણ રજૂ કરે છે અને કવિના જીવનના કેટલાક પ્રસંગોને તેમ જ તેમનાં કેટલાંક કાવ્યોને સમજવામાં ઉપયોગી અંકોડારૂપ નીવડે છે. શૈલી વૈવિધ્યમય અને ક્યાંક ક્યાંક ઊર્મિલ છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં મનોમંથનોમાં આ ઊર્મિની ઉષ્મા ખાસ અનુભવાય છે. ક્યારેક તો કવિ પોતે જ પોતાની કવિતાના વિવેચક બની જાય છે.

મુનિકુમાર ભટ્ટ-સંપાદિત 'કલાપીના ૨૪૪ પત્રો' (૧૯૨૫) અને જોરાવરસિંહ સુરસિંહજી ગોહિલ-સંપાદિત 'કલાપીની પત્રધારા'(૧૯૩૧)માં કલાપીના મિત્રો, સ્નેહીઓ, કારભારીઓ, પત્નીઓ અને સામાન્ય પરિચિતો પર લખાયેલા આશરે સાતસો પત્રો પ્રગટ થયા છે. તેમાં સાહિત્ય, કવિતા, ધર્મ, નીતિ, પ્રેમ, કર્જ, રાજ્ય, સમાજ, અને લગ્ન વિષેના લેખકના વિચારોનો નિર્દંભ, નિખાલસ ને સ્પષ્ટ રજૂઆત છે. કલાપીના આંતરબાહ્ય જીવન ઉપર પ્રકાશ ફેંકતા આ પત્રો એક રીતે લેખકની આત્મકથા જ બની રહે છે. રાજા રાજવી તરીકે, અભ્યાસી વ્યક્તિ તરીકે, પ્રેમાળ મિત્ર તરીકે, ઉચ્ચ જીવન તરફ દૃષ્ટિ રાખનાર સજ્જન તરીકે અને સ્નેહાર્દ્ર પ્રણયી તરીકેનાં કલાપીનાં વિવિધ પાસાં સરળ, મંજુલ, ઋજુ અને ચિત્તવેધક રૂપે આ પત્રોમાં પ્રગટ થયાં છે.

'આશ્રમની બહેનોને'માં (બાપુના પત્રો-૧, ૧૯૫૦) કાકા કાલેલકરે ગાંધીજીએ ૧૯૨૬થી ૧૯૪૬ના વીસ વર્ષના ગાળા દરમિયાન આશ્રમની બહેનોને લખેલા પત્રો અને ગાંધીજીના કેટલાક પ્રવચનોની ટૂંકી નોંધ મૂકી

'સરદાર વલ્લભભાઈ'માં (બાપુના પત્રો–૨, ૧૯૫૨) મણિબહેન પટેલે ગાંધીજીએ વલ્લભભાઈ ઉપર લખેલા પત્રો—પ્રસંગ સમજવા આવશ્યક એવા વલ્લભભાઈના કેટલાક પત્રો સાથે—રજૂ કર્યા છે. ગાંધીજી અને વલ્લભભાઈ એ બંને વિશિષ્ટ વ્યક્તિઓના હૃદયસંબંધના ઇતિહાસ સાથે ભારતનો ૧૯૨૧થી ૧૯૪૭નો ઇતિહાસ પણ મળી રહે છે.

'શ્રી નેત્રમણિભાઈને'(૧૯૪૭) કાકા કાલેલકરે સ્વ. નેત્રમણિ શ્રોફ ઉપર લખેલા પત્રોનો સંગ્રહ છે. તેમ નેત્રમણિના ભક્ત હૃદયના દર્શન ઉપરાંત એના લખનાર કાકા સાહેબનો પણ પરિચય મળી રહે છે.

આ ઉપરાન્ત વલ્લભદાસ અક્કડ, મુકુલભાઈ કલાર્થી, માનસિંગ કામદાર, મનુબહેન ગાંધી, કિસનસિંહ ચાવડા, પ્રફુલ્લ પ્રા. ઠાકોર, જેઠાલાલ ત્રિવેદી, જયભિખ્ખુ, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, ધૂમકેતુ, યશવંત દોશી, મગનભાઈ નાયક, વિદ્યાબહેન ર. નીલકંઠ, ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ (પેટલીકર), લલ્લુભાઈ મકનજી પટેલ, હરિભાઈ જ. પરીખ, મનુભાઈ પંડિત, વિષ્ણુદેવ સ. પંડિત, શિવપ્રસાદ દલપતરામ પંડિત, કાન્તિલાલ છગનલાલ પંડયા, ગુલાબદાસ બ્રોકર, ઉપેન્દ્ર ર. ભટ્ટ, સોમાભાઈ ભાવસાર, યશોધર મહેતા, હાથીભાઈ રામચંદ્ર મહેતા, લીના મંગળદાસ, શારદાપ્રસાદ વર્મા, રસૂલભાઈ વહોરા, ધીરજલાલ ટોકરશી શાહ, શાન્તિલાલ ના. શાહ (સત્યમ્), જ્યોત્સ્ના બહેન શુકલ, ચુનીલાલ રામચંદ્ર શેલત, સુન્દરમ્, રમણલાલ સોની અને ડુંગરસી ધરમસી સંપટે નાનામોટા ચરિત્રપ્રસંગો, ચરિત્રરેખાઓ કે જીવનરેખાઓ રચી સળંગ ચરિત્રલેખન માટે સારી એવી પ્રેરક સામગ્રી પૂરી પાડી છે.

સામયિકોમાં અત્યાર સુધીમાં 'કુમાર'માં સૌથી વધુ જીવનરેખાઓ રજૂ થઈ છે અને એનું એ કાર્ય આજે પણ અવિરત ચાલુ છે. 'નવચેતન' 'લોક-જીવન' અને 'જનકલ્યાણ' પણ પ્રેરક પ્રસંગવિશેષો સતત પ્રગટ કરે છે.

પ્રકાશન સંસ્થાઓમાં 'ગુજરાત વિદ્યાસભા', 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય', 'ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય'–અમદાવાદ, ચરોતર વિદ્યામંડળ, 'રવાણી 'પ્રકાશનગૃહ', અને 'પરિચય ટ્રસ્ટ'—મુંબઈની પ્રવૃત્તિઓ ખૂબ પ્રશંસાપાત્ર છે.

## પ્રકરણ નવમું

# ઉપસંહાર

ગુજરાતી ચરિત્રાવાઙ્મયની શાખાઓએ સાધેલા વિકાસનું અવલોકન આપણે આની પહેલાંનાં પ્રકરણોમાં વિસ્તારથી કર્યું છે. તેમ જ દરેક યુગને અંતે તે તે યુગે મેળવેલી વિશિષ્ટ સિદ્ધિઓ પણ જોઈ છે, તેમ છતાં એક વાર ફરીથી એનું ઝડપી વિહંગાવલોકન કરી લઈએ. ચરિત્રવાઙ્મયને અનુકૂળ વાહન ગદ્ય છે. એટલે ચરિત્રવાઙ્મયનો સાચો જન્મ તો ગદ્યના જન્મ પછી જ થાય એ સ્વાભાવિક છે. ગુજરાતી સાહિત્યમાં ગદ્યનો સાચો આરંભ અને ફેલાવો અંગ્રેજોની સત્તા સ્થપાયા પછી અંગ્રેજી શિક્ષણના તેમ જ સંસ્કારના પ્રચાર અને મુદ્રણકલાના વિકાસ સાથે અર્વાચીન યુગમાં થયો. એ રીતે ચરિત્રની શરૂઆત પણ અર્વાચીન યુગમાં થઈ. ગુજરાતી સાહિત્યના સદ્‌ભાગ્યે, ગુજરાતી ગદ્યનો જનક નર્મદ ગુજરાતી ચરિત્રનો પણ જનક છે.

તે પહેલાંના મધ્યકાલીન યુગમાં લોકોનું માનસ પારલૌકિક વિષયોમાં મગ્ન રહેનારું હતું. આધ્યાત્મિક ઉન્નતિ એને મન જીવનનું સર્વસ્વ હતી. એટલે ઐહિક સફળતા વરનાર વ્યક્તિઓ એનું ધ્યાન ખેંચી શકતી ન હતી. એને આકર્ષણ હતું ભક્તોનું, નાનીઓનું, સંતોનું અને પરકાજે જીવનાર કે મરનાર શૂરવીરોનું. આ જ ભાવનાને અનુસરી જૈન તથા જૈનેતર લેખકોએ ચરિઉ, ચરિત્ર, રાસ, પ્રબંધ, છંદ, પવાડા, સલોકા, આખ્યાન વગેરે રચ્યાં. વિમળશાહ, વસ્તુપાળ, તેજપાળ, પૌરાણિક વીરો, નરસિંહ મહેતા, મીરાં, વલ્લભાચાર્ય, સહજાનંદ સ્વામી વગેરે તેમના કાવ્યવિષયો બન્યા. પણ ઉપર ગણાવેલા બધા સાહિત્યપ્રકારોનું તેમાં રહેલાં દંતકથા, કલ્પના, અતિશયોક્તિ, પ્રશંસાવૃત્તિ અને શુદ્ધ ઇતિહાસનો અભાવ વગેરે કારણોને લીધે ચરિત્ર તરીકે કોઈ ખાસ મૂલ્ય ગણી શકાય નહિ.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં બ્રિટિશોની હકૂમત નીચે હિંદમાં અંગ્રેજી કેળવણીનો ફેલાવો થયો અને તેથી ગુજરાતના સામાજિક જીવનમાં અને સાહિત્યમાં પરિવર્તન થયું. લોકોની દૃષ્ટિ ભૌતિક જીવન તરફ વળી. સને સને ૧૮૮૩માં દુર્ગારામ મંછારામ મહેતાજીએ પોતાના જીવનના અનુભવોની નોંધ રોજનીશીરૂપે લખીને અજાણપણે અને સને ૧૮૬૫માં નર્મદે 'કવિચરિત્ર'માં

અલ્પકાલીન કવિઓની જીવનરેખાઓ નિરૂપી ગુજરાતી ચરિત્રવાઙ્મયનો પાયો સંપ્રજ્ઞપણે નાંખ્યો, પરંતુ પહેલું સળંગ ચરિત્ર તો કાલક્રમ પ્રમાણે મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ 'ફાર્બસ-જીવનચરિત્ર' રચી આપ્યું. ચરિત્ર તરીકે પહેલી ગણના-પાત્ર કૃતિ મહીપતરામ રૂપરામકૃત 'ઉત્તમ કપોળ કરસનદાસ મૂળજી ચરિત' (૧૮૭૭) છે. એ કૃતિથી મહીપતરામે સાચા અર્થમાં ગુજરાતી ચરિત્ર વાઙ્મયનો પાયો નાંખ્યો, એટલું જ નહિ પણ 'મહેતાજી દુર્ગારામ મંછારામ ચરિત્ર' (૧૮૭૯), 'પાર્વતીકુંવર આખ્યાન' અને 'અકબરચરિત્ર' લખી એને દૃઢમૂલ બનાવ્યું. પણ આ બધાં ચરિત્રો ચરિત્રનાયકના જીવનના એક જ પાસાનું—બહુધા જાહેરજીવનનું જ દર્શન કરાવતાં.

પંડિતયુગમાં ગુજરાતી ચરિત્રવાઙ્મયને સંખ્યામાં ઓછી, પણ ગુણવત્તામાં પ્રગતિ દર્શાવતી કૃતિઓ મળી. નવલરામ પંડ્યાનું 'કવિજીવન' અને બળવંતરાય ઠાકોરનું 'અંબાલાલભાઈ' સારા ચરિત્ર-ગ્રાખ્યાયો છે. વિનાયક મહેતાના 'નંદશંકર જીવનચિત્ર'માં યુગની પાછળ ચરિત્રનાયક ઢંકાઈ જાય છે. આ યુગની સર્વોત્તમ કૃતિ કાન્તિલાલ છ. પંડયાનું વિક્ટોરિયન શૈલીએ રચાયેલું 'શ્રીયુત ગોવર્ધનરામ' છે. કિશોરલાલ મશરૂવાળા, કકલભાઈ કોઠારી, ઝવેરચંદ મેઘાણી અને મહાદેવભાઈ દેસાઈએ ઠીક ઠીક કૃતિઓ આપી છે. વિશ્વનાથ ભટ્ટનું 'વીર નર્મદ' અને કનૈયાલાલ મુનશીકૃત 'નરસૈંયો: ભક્ત હરિનો' અને 'નર્મદ: અર્વાચીનોમાં આદ્ય' તથા વિજયરાય ક. વૈદ્યનું 'શુક્રતારક' નવી દૃષ્ટિથી લખાયેલી સ્મરણીય કૃતિઓ છે. ન્હાનાલાલ કવિનું 'કવીશ્વર દલપતરામ' તેમાંનાં કવિ દલપતરામના જીવનની વિગતો તેમ જ સમાજદર્શન માટે અભ્યસનીય બન્યું છે. ધૂમકેતુએ 'હેમચંદ્રાચાર્ય' અને નવલરામ ત્રિવેદીએ 'કલાપી' લખી ચરિત્ર-સાહિત્યને સમૃદ્ધ બનાવવા પોતાનો ફાળો આપ્યો છે. દુર્ગાશંકર શાસ્ત્રી. નરહરિ પરીખ, અંબુભાઈ પુરાણી, રતન માર્શલ, ધીરુભાઈ ઠાકર, જયભિખ્ખુ, ઈશ્વર પેટલીકર, મોહનભાઈ શં. પટેલ અને બીજા અનેકોએ છેલ્લાં સો વર્ષમાં પોત પોતાની રીતે ચરિત્રસાહિત્યને સમૃદ્ધ કરવા પોતાનું પ્રદાન કર્યું છે.

આત્મચરિત્રની શરૂઆત પણ નર્મદે જ 'મારી હકીકત' રચી કરી. આત્મચરિત્રના સાહિત્યના વિકાસમાં મુખ્ય ફાળો મણિલાલ દ્વિવેદી, ગાંધીજી, દ. બા. કાલેલકર, ક. મા. મુનશી, પ્રભુદાસ ગાંધી, ચંદ્રવદન મહેતા અને ઇન્દુલાલ યાજ્ઞિકે આપ્યો છે. શીરીન મકમ, શારદાબહેન મહેતા, ગંગાબહેન પટેલ, રાવજીભાઈ પટેલ, તનસુખ ભટ્ટ, હરિપ્રસાદ દેસાઈ, ચાંપશી ઉદેશી એમ બીજાં અનેકોએ પણ પોતાનાં આત્મવૃત્તાંતો રચ્યાં છે.

ચરિત્રાત્મક સામગ્રી જેને ગણી શકીએ તેવા કલાપી અને કાન્તના પત્રો, સૌ. લીલા મુનશી, સ્વ. નરસિંહરાવ દિવેટિયા વગેરેએ લખેલાં રેખાચિત્રો, નરસિંહરાવની 'રોજનીશી' અને 'મહાદેવભાઈની ડાયરી' ભાગ ૧થી ૮ એવી બીજી ઘણી ચરિત્ર સામગ્રી છૂટક છૂટક થતી જ રહે છે. ભાવિ ચરિત્રકારને એ જરૂર અમૂલ્ય સામગ્રી પૂરી પાડશે.

ગુજરાતી ચરિત્રવાઙ્મયે આ સદીમાં જીવનચરિત્રના ક્ષેત્રમાં સંખ્યાબળમાં ઘણી પ્રગતિ કરી છે, પણ ગુણવત્તામાં તો પ્રગતિ કરી છે આત્મચરિત્રે. વિશ્વના સાહિત્ય-દરબારમાં ગૌરવવંતી કૃતિ તરીકે મ. ગાંધીજીકૃત 'સત્યના પ્રયોગો' ને આપણે ગુજરાતી સાહિત્યના પ્રતિનિધિ તરીકે રજૂ કરી શકીએ. ત્યાર પછી ચંદ્રવદન મહેતા અને ઇન્દુલાલ યાજ્ઞિકની આત્મકથા છેલ્લાં દશેક વર્ષનાં આકર્ષણો છે. ચરિત્રવાઙ્મયે આજ સુધી સાધેલો વિકાસ જોતાં લાગે છે કે ગુજરાતી ચરિત્રસાહિત્યનું ભાવિ ખૂબ ઊજળું દેખાય છે અને ભવિષ્યમાં કદાચ ચરિત્રવાઙ્મય, વિશેષતઃ આત્મચરિત્રવાઙ્મય નવલકથાના હરીફ તરીકે ઊભું રહે તો નવાઈ નહિ લાગે; જો કે જીવનચરિત્રના ક્ષેત્રે હજુ આપણને આપણા આન્દ્રે મોર્વા, લિટન સ્ટ્રેચી, એમિલ લડવીગ, કે ફિલિપ ગ્વેડાલા મળવા તો હજુ બાકી છે.

# વિશેષ સાધનસામગ્રી

## અંગ્રેજી


| ગ્રંથ | કર્તા |
|---|---|
| A background to the study of the English Literature : | B. Prasad |
| Adepts In Self-portraiture | Stefen Zweig |
| Arrow in the Blue | Arthur Koestler |
| Art of Autobiography | Dr. D. G. Naik |
| Aspects of Biography | Andre Maurois |
| Contemporary Indian Literature | Sahitya Akademi |
| Design And Truth in Autobiography | Roy Pascal |
| Development of Gujarati Literature | Edited by M. R. Majmudar |
| English Biography | W. H. Dunn |
| Encyclopaedia Britannica Vol. 2. 1946 | |
| Experiment In Autobiography | H. G. Wells |
| Father and Son | Edmund Goss |
| Gujarat and Its Literature | K. M. Munshi |
| History of Indian Literature | Maurice Winternitz |
| History of Sanskrit Literature | A. B. Keith |
| Indian Autobiographies | S. P. Sexana |
| Inside Asia | John Gunther |
| Life And Myself | Harindranath Chattopadhyaya |
| Life of Samuel Johnson | James Boswell |
| Literary Biography | Leon Edel |
| Lytton Strachey | K. R. Shrinivas Iyengar |
| Modern Indian Languages | The Publications Division |
| Munshi Com. Vol III | |
| My Autobiography | Mussolini |

| ગ્રંથ | કર્તા |
|---|---|
| My Early Life | Churchill |
| Napoleon | Emil Ludwig |
| Queen Victoria | Giles Lytton Strachey |
| Selected Modern English Essays; Second Series | Oxford University Press |
| Shorter Oxford Dictionary | O. U. Press |
| The Nature of Biography | John A. Garraty |
| Tradition And Experiment in Present Day Literature | Oxford University Press |
| Truth And Fantasy | Goethe |
| Twentieth Century Authors | Kunitz and Hay Craft |

## ગુજરાતી

| ગ્રંથ | કર્તા |
|---|---|
| અભિરુચિ | ઉમાશંકર જોશી |
| અવલોકના | સુન્દરમ્ |
| અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૧–૨ | હીરાલાલ ત્રિ. પારેખ |
| અર્વાચીન ગુજરાતી શિક્ષણનાં સવાસો વર્ષ | સં. રામલાલ નવનીતલાલ |
| ઇતિહાસ-સંમેલન નિબંધ-સંગ્રહ | ગુજરાત સાહિત્ય સભા |
| ગંધાક્ષત | અનંતરાય મ. રાવળ |
| ગુજરાતી સાહિત્ય: ભાગ પહેલો (મધ્યકાલીન) | અનંતરાય મ. રાવળ |
| ગુજરાતી સાહિત્ય એનું મનન અને વિવેચન | રામચંદ્ર દા. શુક્લ |
| ગુજરાતી સાહિત્યની રૂપરેખા | વિજયરાય ક. વૈદ્ય |
| ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો | કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી |
| ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો | કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી |
| ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન | કેશવરામ કા. શાસ્ત્રી |
| ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો | મંજુલાલ ર. મજમુદાર |

| ગ્રંથ | કર્તા |
|---|---|
| ગુજરાત સાહિત્યસભા કાર્યવહી ૧૯૩૩થી ૧૯૫૦, ૧૯૫૩–૬૪ | |
| ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૧થી ૧૦ | |
| ચતુર્વિંશતિ પ્રબંધ | હીરાલાલ રસિકલાલ કાપડિયા |
| જીવનચરિત્ર વિષે ચર્ચા | નારાયણ હેમચંદ્ર |
| જૂનું નર્મગદ્ય | |
| જૈન ગૂર્જર કવિઓ : ૧–૨ | મોહનલાલ દલીચંદ દેસાઈ |
| જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ | મોહનલાલ દલીચંદ દેસાઈ |
| દિગ્દર્શન | આનંદશંકર બા. ધ્રુવ |
| દી.બ.અંબાલાલ સાકરલાલ દેસાઈનાં ભાષણો અને લેખો | |
| નર્મગદ્ય ( સરકારી ) | |
| નર્મદ શતાબ્દીગ્રંથ | |
| નવલગ્રંથાવલિ ( તારણ ) | (સં.) નરહરિ દ્વા. પરીખ |
| નિકષરેખા | વિશ્વનાથ મ. ભટ્ટ |
| પર્યેષણા | મનસુખલાલ ઝવેરી |
| પ્રબંધચિંતામણિ | દુર્ગાશંકર કે. શાસ્ત્રી |
| બૃહત્કાવ્યદોહન | |
| મધુપર્ક | પ્રેમશંકર હ. ભટ્ટ |
| મધ્યકાળનો સાહિત્યપ્રવાહ | |
| રણજિતકૃતિ સંગ્રહ | સં. ક. મા. મુનશી |
| રસ અને રુચિ | ડૉ. ધીરુભાઈ ઠાકર |
| 'રૂસ્તમનો સલોકો' | ડૉ. હરિવલ્લભ ચૂ. ભાયાણી |
| વિવિધ વ્યાખ્યાનો : ગુચ્છ પહેલો | બળવંતરાય કલ્યાણરાય ઠાકોર |
| સને ૧૯૨૯ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન | રામનારાયણ વિ. પાઠક |
| સને ૧૯૩૦ તથા ૧૯૩૧ના ગુજરાતી સાહિત્ય ઉપર દૃષ્ટિપાત | |
| સાહીનું સાહિત્ય | ડાહ્યાભાઈ પી. દેરાસરી |
| સાહિત્યપ્રવેશિકા | હિમ્મતલાલ ગણેશજી અંજારિયા |
| સાહિત્યવિચાર | આનંદશંકર બા. ધ્રુવ. |

## हिन्दी

| ग्रंथ | कर्ता |
| --- | --- |
| प्रसारिका, जनवरी–मार्च १९५६ | |
| मेरी जीवनयात्रा | राहुल सांकृत्यायन |
| रेखाचित्र | बनारसीदास चतुर्वेदी |
| समीक्षाशास्त्र | दशरथ ओझा |
| संस्कृत साहित्यकी रुपरेखा | चंद्रशेखर पांडेय अने डॉ. शांतिकुमार व्यास |
| संस्मरण | बनारसीदास चतुर्वेदी |
| साहित्यविवेचन | क्षेमचंद्र 'सुमन' अने योगेन्द्रकुमार मल्लिक |

## સામયિકો

'આત્મકથા–દુઃસાધ્ય સાહિત્યસ્વરૂપ' — 'વાણી', માર્ગશીર્ષ, ૨૦૦૪
'આત્મકથાની આંટીઘૂંટીઓ' — પ્રા. ઉપેન્દ્ર છ. પંડ્યા
'આત્મચરિત્રનો સાહિત્યપ્રકાર': પ્રા. ધીરુભાઈ ઠાકર, 'નવચેતન' ઑગસ્ટ ૧૯૪૪
'ગુજરાતી આત્મકથાસાહિત્યની રૂપરેખા': પ્રા. ધીરુભાઈ ઠાકર 'રેખા' ઑક્ટોબરથી ડિસેમ્બર ૧૯૪૭

'ઊર્મિ અને નવરચના', 'કૌમુદી', 'ગુજરાત', 'ગ્રંથ', 'ગુજરાત સમાચાર અને પ્રજાબંધુ', 'નવચેતન', 'બુદ્ધિપ્રકાશ', 'માનસી', 'રેખા', 'વસંત', 'શિક્ષણ અને સાહિત્ય', 'સમાલોચક', 'સંસ્કૃતિ' વગેરે પત્રોની ફાઈલો